# લેખાનુક્રમ

# નિવેદન

'ઉત્થાન' માસિકપત્રના પહેલાં ચાર વર્ષમાં લખાએલા અગ્રલેખોનું પુસ્તકાકારે આ માત્ર પુનર્મુદ્રણ છે. મિત્રોની ઇચ્છા અને એક સહૃદયી મિત્રની આર્થિક સહાયતાનો સુમેળ થતાં એ પ્રકટ થાય છે. શ્રી ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ; એમ. એ., એ 'મુક્તસંગ પરિવ્રાજક' લખીને લખની સાથે લેખકને પણ પ્રશંસા પુષ્પથી વધાવીને સૌજન્ય દાખવ્યું; શ્રી શાન્તિલાલ ઠાકર; એમ. એ; બી. ટી. એ આમુખ લખ્યો; રાજરત્ન શ્રી ડાહ્યાભાઈ બી. શુકલ એલ. સી. ઈ; એમ. આઈ. ઈ. એ "ઉત્થાન અને જીવનકલા" લખ્યું અને સૌ. તારાબહેન ત્રિવેદી બી. એ., બી. ટી. એ સમગ્ર લેખોનો યથાવત્ અભ્યાસ કરીને "સાધનજ્યોતિ–એક ઝાંખી"માં બધા લેખોનો સમન્વય કરી દેખાડ્યો. વસ્તુ નિરૂપણની સાથે સાથે મારા સ્વભાવ અને શૈલીનું નિરીક્ષણ લખીને એ બધાંએ મારો ભાર તદ્દન હલકો કરી નાંખ્યો. મારે કશું વિશેષ લખવા જેવું હવે નથી રહ્યું. આમાં જે કાંઈ શ્રેયસ્કર છે એ શ્રી ગુરુપ્રસાદ છે; જે યુક્તિસંગત છે એ શાસ્ત્રદર્શન છે; અસંગત હોય તે મારામાં રહીસહી ગયેલો બુદ્ધિપ્રમાદ છે જે વિવેકશીલો વેઠી લેશે એવી શ્રદ્ધા છે.

લેખોમાં અન્યત્ર ગાઈ બજાવ્યું છે છતાં પણ અહીં પુનરુલ્લેખ કરું છું કે સાધનસંપત્તિ વિના સાધ્યદર્શન અસંભવિત અને અશક્ય છે. પચાસ વર્ષ ઉપરાન્તનાં મારાં અધ્યાત્મદિશાનાં ગનોમન્થન, સાધ્યશોધન અને સાધનસ્વાધ્યાયના નીચોડરૂપે લખું છું કે પરમાર્થને પન્થે પ્રકાશપુંજ પાથરવો હોય, દુર્ગમ અધ્યાત્મ-

માર્ગને સુગમ-સરલ બનાવીને બ્રહ્મલક્ષ્યને અચૂક વીંધી લેવાની તીવ્ર તત્પરતાભરી જિજ્ઞાસા હોય તો એ માટે એક માત્ર આધાર છે પરમકૃપાળુ સદ્‌ગુરુદેવનું પરમપાવન ચરણશરણ. आचार्यवान् पुरुषो वेद એ ઉપનિષદ્‌વાક્ય પરમસત્યની ઘોષણા પુરા પ્રાચીન સમયથી કર્યા કરે છે; ઈશ્વર, ગુરુ અને આત્માનો મૂર્તિભેદ હોવા છતાં સ્વરૂપનો અભેદ હોઈ तमेव शरणं गच्छ सर्वभावेन એમ ભ. શ્રી. કૃષ્ણચંદ્રે શિષ્ય અર્જુનને કરેલી આજ્ઞા ઈશ્વરાભિન્ન શ્રી ગુરુદેવનાં શરણવિધાન માટેનું ભગવદ્‌ગીતાનું મહાવાક્ય છે. અધ્યાત્મવિદ્યાના અભ્યાસી અને આત્મદર્શનના મુમુક્ષુ માટે એ એકમાત્ર અને અનિવાર્ય સાધનશ્રેષ્ઠ છે.

ગુરુદેવશરણ સાધન–સાધનાનું બીજારોપણ છે. વિવેક વૈરાગ્ય જલસિંચન છે; શમાદિષટ્‌ક અંકુર છે; મુમુક્ષુત્વ વૃક્ષ, શાખા તથા પત્રપલ્લવ છે; શ્રવણ, મનન તથા નિદિધ્યાસન સુમધુર પુષ્પફલ છે; બ્રહ્માનન્દપૂર્ણ નિરંકુશ તૃપ્તિ એનાં રસાસ્વાદ છે. ॐ શાન્તિ !

× × ×

'સાધન જ્યોતિ'ના વાચકો, વિચારકો કે અભ્યાસીઓ પુસ્તકના સંકેત પ્રમાણે स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् એ ન્યાયે થોડામાંથી પણ થોડું લઈને જીવન ઘડશે–ઘડવાના પ્રયત્ન કરશે તો એમનો આત્મપ્રદીપ અધ્યાત્મમાર્ગને પગલે પગલે ચૈતન્ય પૂરશે, પ્રકાશ પાથરશે, અને સત્યદર્શન કરાવશે એવી લેખકની તથા જે સન્મિત્રે આને પ્રકટ કરવાનો આર્થિક ટેકો આપ્યો છે, એમની શ્રદ્ધા ફલીભૂત થશે.

ગ્રા. સા. આશ્રમ
શુક્લતીર્થ; ભરૂચ.
આષાઢ શુ. ૧૧, સં. ૨૦૧૧

સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

# મુક્તસંગ પરિવ્રાજક

ચૌદ વર્ષ પહેલાં 'ઉત્થાન' માસિક પ્રકટ કરી ગુજરાતના આધ્યાત્મિક ક્ષેત્રમાં એક અપૂર્વ ચેતના આણનાર સ્વામી સ્વયંજ્યોતિ તીર્થ આજે એટલા બધા પ્રસિદ્ધ થઈ ગએલા છે કે તેમનો પરિચય કરાવવામાં પુનરુક્તિદોષનો ભય સહજ રહેલો છે. કઠોપનિષદના વચનમાથી પ્રેરણા મેળવનાર સ્વામીજીએ પોતાના માસિક દ્વારા અધ્યાત્મવિદ્યાના મહત્ત્વના પ્રશ્નોની સરસ ચર્ચા કરનારા અગ્રલેખો લખી ગુજરાતી વાચકોને જે સનાતન સાહિત્ય આપેલું છે, તે આજે ગ્રન્થાકારે પ્રકટ થાય છે એ જાણી ઘણો હર્ષ થાય છે. ભગવદ્દર્શન, યુદ્ધ અને ધર્મભાવના, સેવા અને ભક્તિ, અધ્યાત્મવિદ્યા, શ્રદ્ધા અને સ્વાધ્યાય, ત્રિતાપશોધન, પુરુષાર્થ અને સાધનસંપદ્, પ્રવૃત્તિનિવૃત્તિ-વિવેક, જીવન અને મરણ, પરમસત્ય, સ્થૂલદેહની વાસના અને આત્મભાન—આ બધા મહત્ત્વના વિષયો પૂર્વ અને પશ્ચિમની દૃષ્ટિએ ચર્ચી વેદાન્તની ઉચ્ચતમ ભૂમિકાનાં જે દર્શન સ્વામીજીએ આ ગ્રન્થમાં કરાવેલાં છે, તે બ્રહ્મવિદ્યાના સાહિત્યમાં અગ્રસ્થાન ભોગવી શકે એમ છે. વિષયનું પ્રતિપાદન કરવાની પદ્ધતિ એટલી બધી મનોહર છે કે વિષયની ગહનતા હોવા છતાં તેનો બોધ સર્વને સરલતાથી થઈ શકે છે. આ છે સ્વામીજીની અપૂર્વ સિદ્ધિ, અને એમાં જ રહેલું છે આ ગ્રન્થનું વૈશિષ્ટ્ય.

ભારતીય તત્ત્વજ્ઞાનના અભ્યાસકોને અને સામાન્ય જિજ્ઞાસુવર્ગને આ ગ્રન્થ બહુ ઉપકારક થશે; અને બ્રહ્મવિદ્યાનો તલસ્પર્શી અભ્યાસ કરવાની વૃત્તિ પણ આ ગ્રન્થથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થશે. ગુજરાતી સાહિત્યસરિતાનો પ્રવાહ આજે કાવ્ય, કથા અને કલ્પનાના ક્ષેત્રે જ્યારે વહી રહ્યો છે ત્યારે શુષ્ક બનતા ચિન્તનના ક્ષેત્રમાં પાણી સિંચનાર સ્વામીજી એક સંન્યાસી તરીકે સમાજના રક્ષક બને છે એ વર્તમાનયુગનું એક આશાજનક શુભ ચિહ્ન છે. આવા મુક્તસંગ પરિવ્રાજકોનો સમાજ જેટલો આભાર માને તેટલો ઓછો છે.

શાકુન્તલ,
ખારીવાવ રોડ,
વડોદરા, ૮–૭–૧૯૫૫



ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ
M. A.
ડિરેક્ટર, ઓરિયેન્ટલ ઇન્સ્ટીટ્યૂટ
એમ. એસ. યુનિવર્સિટી, વડોદરા

# આમુખ

આ પુસ્તકનુ આમુખ લખવાનુ સદ્ભાગ્ય મને મળ્યું, તેથી મને ખરેખર બહુ હર્ષ થાય છે. સત્પ્રવૃત્તિમા સાથ આપવાનું સદ્ભાગ્ય સુલભ નથી. ‘ ઉત્થાન ’ માસિક સાથે મારો મૂળથી સંબંધ રહ્યો છે. પૂજ્ય સ્વામીશ્રી સ્વયંજ્યોતિ તીર્થજીના દર્શન પણ મને નડિયાદમા બે વાર જ્યારે તે ન્યૂ શૉરોક મિલમાં પધારેલા ત્યારે થયા હતા. તેમની તેજસ્વી, પ્રતાપી જ્ઞાનમુદ્રા હજી પણ મારી ચિત્તભૂમિમા અંકિત થઈ ને રહેલી છે. પરમ પૂજ્ય સ્વામી રામતીર્થજીની શિષ્યપરંપરામા હોવું તે અસામાન્ય લાભ છે, આંતર સંપત્તિનું સૂચક લિંગ છે. તેમનુ શુદ્ધ નીતરતુ બ્રહ્મવર્ચસ, તેમની આત્મનિષ્ઠા, તેમની બાદશાહી બેપરવાઈ, તેમની બ્રહ્માનંદની મસ્તી–ખુમારી, તેમના કાવ્યમય આત્મોદ્ગાર, તેમની અસરકારક, હૃદયમા સોંસરી ધૂસી જાય અને ચોટ કરે તેવી બાની, તેમની ભાષાની સરળતા, વ્યવહારમાં ઉપયોગી થઈ પડે તેવુ મૂળવેદાંતનુ સરળ અને સુરેખ નિરૂપણ, બત્રીસ વર્ષની ટૂંકી ગણાય તેવી જીવનલીલામાં તેમણે મુક્તપણે વેરેલા આત્માનંદની મસ્તીના ઓઘ, અનેક મુમુક્ષુઓના અંતરંગ જીવનને ઘડવામા સમર્થ બનેલાં તેમના દિવ્ય, નિર્મુક્ત પંખીના કલરવ સમાન હૃદયંગમ વ્યાખ્યાનો—બાદશાહ ‘ રામ ’ની તે કયી કયી ચીજોનુ સ્મરણ કરીએ ? પૂજ્ય સ્વામી શ્રી સ્વયંજ્યોતિ

તીર્થજીની તેમના પ્રત્યેની ગુરુભક્તિ, વિનમ્ર શ્રદ્ધા, સાચું આત્મસમર્પણ તે ગોસ્વામીકુલના બ્રહ્મર્ષિનું સાચું તર્પણ છે.

લેખકની કલમમાં પણ અસ્ખલિત વાગ્ધારા છે, સરસ્વતીનો પ્રસાદ છે, વેદાંતનિષ્ઠાની ઝલક છે, એક પ્રકારનો શક્તિસંપાત છે, અધિકારી વાચકને લક્ષ્ય પ્રત્યે પ્રવાહમાં ઘસડી જવાની તાકાત છે. પૂ. સ્વામીજીનો શબ્દભંડોળ સમૃદ્ધ છે, ભાષા પર બહુ જ સુંદર ગણાય તેવો કાબૂ છે. પણ સૌથી વધારે તરી આવતું તત્ત્વ તો તેમની વેદાંતની વિચારસરણીને અતિશય સ્પષ્ટતાથી રજૂ કરવાની શક્તિ છે. આ લેખો મૂળ તો 'ઉત્થાન' માસિકના લખાયેલા તંત્રીલેખો છે. પણ તેમની વેદાંતનિષ્ઠા અને તે લેખોનું વસ્તુ એક જ છે, બધા લેખોમાં 'માળાના મણકા'માં અનુસ્યૂત થઈને રહેલી દોરી પેઠે 'અનુસ્યૂત' થઈને રહેલાં છે. પંચીકરણની વાતો તે અદ્ભુતપણે સ્પષ્ટતાથી રજૂ કરી શકે છે. દેહના–મનના–પ્રાણના–બુદ્ધિના નકશા પર અચૂક સ્થળનિર્દેશ કરીને યથાવત્ બતાવે છે. આધુનિક માનવીના મનના વ્યાધિનું તેઓ બરાબર નિદાન કરે છે, તેમની ચિકિત્સા ચોક્કસ હોય છે, તેમનો સૂચવેલો ઉપાય અસરકારક અને અચૂક હોય છે–તે રામબાણ ઇલાજ હોય છે. વારંવાર તેઓ આત્મનિષ્ઠા તરફ જ ઝોક આપે છે, આધ્યાત્મિક આરોગ્યને જ આધિભૌતિક અને આધિદૈવિક સંતાપોના ઇલાજ તરીકે વર્ણવે છે. વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન વગેરે સાધનોની વ્યાખ્યા અને તેમનું તેમણે કરેલું નિરૂપણ હમેશાં તાજું, અદ્ભુત, સ્વાનુભૂતિમાંથી જન્મેલું અને સચોટ હોય છે. ટૂંકામાં એમ કહીએ તો જરા પણ ખોટું નથી, કે પૂ. સ્વામીજીનાં લખાણોમા આત્માનુભૂતિની ઝલક છે, નિશ્ચિતતાનો ટંકાર છે, શ્રુતિનો ગાંડીવ-નિર્ઘોષ છે, સાચા આધ્યાત્મિક વૈદ્યનું આશ્વાસન છે. તેમની 'ઉત્થાન'

માસિક ચલાવવાની પ્રવૃત્તિ કેવળ લોક-કલ્યાણ માટે જ હતી; સાચા જિજ્ઞાસુઓને, વિચારકોને, ચિંતકોને, આત્મસાધકોને પ્રતિ માસ યોગ્ય માર્ગદર્શન આપવા માટે, આધ્યાત્મિક પાથેય બંધાવવા માટે, મનન–નિદિધ્યાસનમાં ઉપયોગી થવા માટે હતી, તે હકીકત છે. આ માસિક દ્વારા પૂ. સ્વામીજીએ અનેક સંતપ્ત હૃદયોને શાંતિ પમાડી છે, અનેક જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને તૃપ્ત કરી છે, અનેક આત્મમાર્ગના યાત્રીઓને માર્ગદર્શન કરાવ્યું છે, અનેક અભ્યાસીઓને આંતરલક્ષ્ય પ્રત્યે અભિમુખ કરાવી છે.

અમને એમ લાગે છે કે છેલ્લાં સો વર્ષોમાં ગુજરાતી ધર્મ-સાહિત્યમા ગણનાપાત્ર ગણાય તેવા સમર્થ પ્રયત્નો ચાર પાંચ થયા છે. તે ધર્મ-સાહિત્યમા તત્ત્વજ્ઞાન અને પ્રાર્થનામય કાવ્યમય ઉદ્‌ગારોનો પણ સમાવેશ થઈ જાય છે. પ્રથમ પ્રયત્ન નડિયાદના સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ ' સુદર્શન ' દ્વારા કર્યો હતો. બીજો પ્રયત્ન શ્રેયઃસાધક મંડળના આદ્ય પ્રવર્તક શ્રીમન્નૃસિંહાચાર્યજીએ તથા તેમના પુત્ર શ્રી ઉપેન્દ્ર ભગવાને તથા શ્રી છોટાલાલ માસ્તર સાહેબે 'પ્રાતઃકાલ' અને ' મહાકાલ' દ્વારા કર્યો હતો. ત્રીજો પ્રયત્ન શ્રીમત્નથુરામ શર્માએ ઉપનિષદો અને અનેક વેદાંતના ગ્રંથોનો અનુવાદ કરીને, તેમનું પ્રકાશન કરીને, તથા ગુજરાતમાં અનેક સ્થળોએ પ્રવચનો કરીને કર્યો હતો. ચોથો પ્રયત્ન પૂજ્ય શ્રી સ્વયંજ્યોતિ તીર્થજીએ તેમના અનેક પુસ્તકો દ્વારા, અને ' ઉત્થાન ' માસિકના સંચાલન દ્વારા કર્યો છે. અને પાંચમો પ્રયત્ન શ્રી અંબુભાઈ પુરાણીએ તથા શ્રી સુંદરમે ' દક્ષિણા ' ત્રૈમાસિક દ્વારા તથા શ્રી અરવિંદના અનેક ગ્રંથોના અનુવાદ દ્વારા શ્રી અરવિંદની વિચારધારાને તથા સાધનાના પ્રવાહને ગુજરાતમાં લાવવા માટે કર્યો હતો, જે હજુ પણ ચાલુ છે. આ પાંચેય પ્રવૃત્તિ-પ્રવાહો વિશિષ્ટ છે, ગુજરાતની ધર્મપ્રિય સાધક જનતાને

અતિશય ઉપયોગી છે; દરેક પ્રવાહે પોતપોતાનું વર્તુલ ઊભું કર્યું છે, અનેક જિજ્ઞાસુઓની આધ્યાત્મિક પ્રગતિમાં સહાય આપી છે, વિલક્ષણ વાયુમંડળ પેદા કર્યું છે, તે દરેક પ્રવાહનો, તેના વેગનો, તેના ઇતિહાસનો, તેની અસર હેઠળ આવેલી વિશિષ્ટ વ્યક્તિઓનો, તેની વિશિષ્ટતાઓનો અભ્યાસ કરવા જેવો છે. ગુજરાતના ભાવી ધર્મકારણના ઇતિહાસકારને તે કર્યા સિવાય ચાલવાનું નથી.

પૂ. સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થજી પોતાના લેખોમાં ઘણીવાર સાચી વાત સાચી રીતે કહી દે છે. વાચકોને અપ્રિય લાગે તેવી વાતો પણ, જો તે તેમના આંતરવિકાસ માટે જરૂરી હોય, આધ્યાત્મિક પ્રગતિ માટે આવશ્યક હોય, તો કહેતાં તે અચકાતા નથી. આપણી અત્યારની બાહ્ય ક્રિયાકાંડમાં અટવાઈ પડેલી ધર્મભાવના; આપણી અત્યારની ભીતરને ન સ્પર્શતી, માત્ર વાણીની સપાટી પર જ રહેનારી પ્રવચનોની–સપ્તાહોની–વ્યાખ્યાનોની આળપંપાળ; આપણું પોપટિયા, શુષ્ક, વેદાંતની વાતોનું ઉચ્ચારણ; આપણી વ્યવહારસિદ્ધિની પણ ભીન-આવડત; આપણી ધાર્મિક પ્રાણહીનતા; આપણી દીનતા–હીનતા–નિસ્તેજતા–આ બધા પર પૂ. સ્વામીજીની લેખિની વેધક, સત્યમય, આરપાર નીકળી જાય તેવો, ટોર્ચના લાઈટ જેવો પ્રકાશ ફેંકે છે. તેમાં તેમની આંતરદાઝ જણાઈ આવે છે. આપણા બીરુ, રૂઢિચૂસ્ત, બાહ્ય ખોખાંમાં અને શુષ્ક ક્રિયા-પિંજરોમાં રાચતા ધર્મસમાજ માટે તેમને ખૂબ લાગી આવે છે, અને તેથી જ તેમની કલમમાથી શબ્દના અંગારા ઝરે છે. આ બધું તેમના લોકસંગ્રહમાથી ઉદ્ભવે છે. અસ્વસ્થ તબિયત હોવા છતાં, આર્થિક ખોટ આવતી હોવા છતાં, ઉપરતિ-ભાવ વધતો જતો હોવા છતાં, અનેક મિત્રોએ અને ધર્મપ્રેમીઓએ કરેલી આર્થિક સહાય વડે જ, તેમણે અનેકવાર બંધ પડતું 'ઉત્થાન' ચાલુ રાખ્યું, તેમાં તેમની લોકકલ્યાણની

ભાવના, નિષ્કામ કર્મયોગની ભાવના, કર્મમાં અકર્મ જોવાની યોગ-દૃષ્ટિ જ જવાબદાર છે, તે આપણે કદી વિસરવા જેવું નથી. આ તો તેમણે ગુજરાત પર કરેલા નિર્મુક્ત, નિઃસંગ ઉપકારની પરંપરા છે, જેને માટે ગુજરાત સદાને માટે તેમનું ઋણી રહે છે. અને તે ઋણિત્રણમાંથી છૂટવાનો એક જ માત્ર ઉપાય છે, તેની એક જ માત્ર કિંમત આપવાની છે, અને તે એ કે તેમનાં પુસ્તકોનો એકાગ્રતાથી અભ્યાસ કરવો, તેમનાં વિચારરત્નો ઝીલવાં, અપનાવવાં, તેમના પ્રકાશને સ્વીકારી પ્રકાશિત બનવું, વેદાંતને વ્યવહારમાં લાવવું, તદનુસાર આચરણ કરવું, અને તેમ કરીને આત્મોન્નતિના માર્ગમાં આગળ વધવું, અને અંતે કૃતકૃત્ય થવું, આત્મતૃપ્તિ અનુભવવી. આ લેખો લખાયા છે ૧૯૪૦માં ફાટી નીકળેલા બીજા મહાયુદ્ધ વખતે. તે એવો સમય હતો કે જ્યારે માણસની કલ્યાણશ્રદ્ધા ડગી જાય, જ્યારે માણસની આસ્તિક બુદ્ધિ હરબડી જાય. જ્યારે માનવી લોભના મોહમાં, અર્થપ્રાપ્તિની ધૂનમાં, સત્તાના કેફમાં, સામ્રાજ્યના મદમાં દાનવ બન્યો હતો, પશુ કરતાં પણ બદતર બન્યો હતો. ત્યારે પૂ. સ્વામીજીએ 'ઉત્થાન' દ્વારા મંગલશ્રદ્ધાનો દીપક પેટાવ્યો, ડગમગતી આસ્તિક બુદ્ધિને સ્થિર કરી, માણસાઈનાં મૂલ્ય સમજાવ્યાં; માનવતામાંથી પશુતામાં ન સરી જતાં દેવત્વ તરફ આગેકૂચ જારી રાખવાનુ ઉદ્બોધન કર્યું, આર્યાવર્તની અમૂલ્ય સમૃદ્ધિ સમા વેદાન્તને સરળતાથી લોકસુલભ બનાવ્યું. મહાયુદ્ધ જેવા કટોકટીના કાળમાં જ માનવીને સંતમહાત્માઓના ઉપદેશામૃતની વધારેમાં વધારે જરૂર હોય છે. શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને ભગવદ્‌ગીતાનો બોધ કુરુક્ષેત્રના મેદાનમાં જ કર્યો હતો ને? પૂ. સ્વામીજીએ 'ઉત્થાન' દ્વારા તેવું જ કર્યું છે. તેમનાં સૂચનો, તેમના આદેશો ચોક્કસ અને સુસ્પષ્ટ હોય છે. તેમનો અમલ કરવાથી જિજ્ઞાસુ જરૂર પ્રગતિને પંથે આગળ જઈ શકે છે, શાન્તિ પ્રાપ્ત કરવામાં અગ્રસર બની શકે છે, આત્મપ્રાપ્તિનાં સાધનો સંપાદન કરી શકે છે અને અંતે ભૂમા-આનંદનો અનુભવ

કરી શકે છે. એનું કારણ એ છે કે પૂ. સ્વામીજીની આ લેખન-પ્રવૃત્તિ નિષ્કામ છે, કેવળ જિજ્ઞાસુઓનું કલ્યાણ કરવા માટેની જ છે, સ્વયંભૂ છે, આત્માનુભૂતિની એરણ પર હથોડાના ઘાથી ઘડાયેલી છે, ચેતનના ફુવારામાં સ્નાન કરીને વિશુદ્ધ બનેલી છે. અને તેથી અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતી ધાર્મિક જનતા આ પુસ્તકનો જેમ બને તેમ વધારે લાભ લે, આ જ્ઞાનસુધાના શીકરોમાં સ્નાન કરે, આ અમૃતવર્ષણ ઝીલી પરિતૃપ્ત થાય, આ શક્તિસંપાત ઝીલીને પ્રકાશ-ઓજ્જ્વલ બને બાકી મહાન પુરુષો તો પોતાનું જીવનકાર્ય કર્યે જ જવાના છે, લોકહિત નિષ્કામભાવે સાધ્યે જ જવાના છે. ભગવાન શ્રી શંકરાચાર્યે વિવેકચૂડામણિમાં કહ્યું છે તેમ—

शान्ता महान्तो निवसन्ति सन्तो
वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वयं भीमभवार्णवं जना-
नहेतुनान्यानपि तारयन्तः ॥

શાંત અંતઃકરણવાળા, મહાન સંત લોકો આ જગતમાં નિવાસ કરે છે. જેમ વસંતઋતુ આવે અને વૃક્ષો નવપલ્લવિત થાય, ખુશનુમા હવા વાય પંખીઓ કલરવ કરવા લાગે, તેમ સંત લોકોનું આગમન પણ કેવળ લોકકલ્યાણ માટે જ હોય છે તેમને કશો સ્વાર્થ સિદ્ધ કરવાનો બાકી રહેલો હોતો નથી. તેઓ પોતે તો આ ભયંકર સંસાર સમુદ્રને તરી ગયેલા હોય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે મગરમચ્છોથી આ સંસારસાગર ભરપૂર હોઈ, તરી જવો દુષ્કર છે તેને પેલે પાર ગયેલા સંત લોકો, કેવળ કરુણાથી પ્રેરાઈને, કારણ વિના જ બીજા યોગ્ય અધિકારી મુમુક્ષુજનોને તારવાનું, ઉપદેશ વગેરે આપીને આત્મપ્રાપ્તિને માર્ગે આગળ વધારવાનું કામ કરતા હોય છે આ જ તેમની પ્રવૃત્તિ અને આ જ તેમનું જીવનકાર્ય!

પરમકૃપાળુ પરમાત્મા આપણને તેવા સંતોની ઉપદેશવાણી ઝીલવાનું સામર્થ્ય આપો, તે પ્રમાણે આચરણ કરી સંસારસાગરને તરી જવાનું બળ આપો, દિવ્ય મુક્ત જીવનમાં જ પ્રાપ્ત થતા ભૂમા—આનંદને પ્રાપ્ત કરવાની શક્તિ આપો એ જ અમારી પ્રાર્થના છે.

ભુલા ઠાકરની પોળ,
નડિઆદ.
૨૦-૫-'૫૫

શાન્તિલાલ ઠાકર
M. A., B. T.



# ઉત્થાન અને જીવનકલા

મનુષ્ય વિચાર કરતો થયો ત્યારથી પોતાનાં સુખની વૃદ્ધિ અને દુઃખની નિવૃત્તિ માટે જ ગડમથલ કર્યા કરી છે, એ મૂલભૂત મુદ્દા ઉપર બધા એકમત હોવા છતાં સુખદુઃખની વ્યાખ્યા બાંધીને તેનાં પ્રાપ્તિ નિવૃત્તિનાં સાધન શોધવામાં ઘણો મતભેદ હજુ સુધી રહ્યો છે. જગતનું સ્વરૂપ અને મનુષ્યનો સ્વભાવ કાલના વહન સાથે બદલાતાં રહ્યાં છે. રાજકીય, આર્થિક અને સામાજિક સંયોગોમાં થતા પ્રાકૃતિક ફેરફાર સાથે તેનાં જીવનવ્યવહાર, સમજણ અને જવાબદારીઓ પણ બદલાયા કર્યાં છે. આ બધા બાહ્ય સંયોગો મનુષ્યની પ્રચલિત વૈજ્ઞાનિક, નૈતિક તેમ જ આધ્યાત્મિક સ્થિતિ ઉપર આધાર રાખે છે. આધુનિક વિજ્ઞાનવાદીઓ કે નીતિમાર્ગીઓ એમ માનતા હોય એમ લાગે છે કે જગતના આયુષ્યની વૃદ્ધિ સાથે માનવીય સંસ્કૃતિ ભૂતકાલીન અનુભવનો લાભ લેતાં લેતાં ઉત્તરોત્તર વિશેષ પ્રગતિ કરી રહી છે અને સુખસમૃદ્ધિ અને સંસ્કૃતિમાં વિકાસ થતો જાય છે. એમનો આ મત છેલ્લા શતકના ભૌતિકવિજ્ઞાનની પ્રોજ્જ્વલ સિદ્ધિઓને આભારી હોય એમ માની શકાય એવું છે. પરંતુ માનવીય જીવનનાં સમસ્ત ભૂતકાળનો સર્વદેશીય ઇતિહાસ તપાસતાં વિજ્ઞાનવાદીઓની આ માન્યતા ટકી શકે એમ લાગતું નથી. ભૌતિકવિજ્ઞાને મનુષ્યને બાહ્ય સુખોપભોગનાં અસંખ્યવિધ સાધનો આપ્યાં છે અને આપ્યા કરે છે એ હકીકત જેટલી સત્ય છે તેટલી જ તેની સાથે એ પણ સાચી વસ્તુસ્થિતિ છે કે મનુષ્ય એમાં વધારે ને વધારે અટવાતો ગયો છે અને વધારે બહિર્મુખી થતા પરાવલંબી બનીને પોતાની આન્તરશક્તિને ભૂલતો જાય છે. પોતાનું સ્વ-સુખ ગુમાવી રહ્યો છે. મહાત્મા જિસસે કહ્યું છે

તેમ આત્માને ખોઈ કે વેચીને ગમે તેટલી મહાન્ ભૌતિક સંપત્તિ મેળવવી એ મહાન્ પાપ છે, અને તેનું પરિણામ દુઃખ છે. એ જ રીતે જગતના પુરાણતમ ગ્રન્થ અને અમૂલ્ય જ્ઞાનભંડારસમા વેદોમાં ઋષિઓએ ગાયું છે કે "હું તને કોઈ પણ મહાન્ કીમત આપીને વેચીશ નહિ."[1] આધુનિક વિજ્ઞાને મનુષ્યને યંત્રવત્ અને તેની સંસ્કૃતિને યાંત્રિક બનાવી મૂકી છે. બાહ્ય સુખોપભોગનાં પ્રબળ અને પુષ્કળ સાધનો પૂરાં પાડીને ઇંદ્રિયોને વધારે વિલાસપ્રિય બનાવીને મનને પાંગળું કરી નાંખ્યું છે; મન સંયમને વધારે ભૂલતું જાય છે જેથી અંતરનાં સુખ, શાંતિ અને સ્વાસ્થ્ય મેળવી શકતું નથી અને દુઃખ વધી પડ્યાં છે. જીવનના સમસ્ત પ્રદેશમાં સર્વાંગી વિકાસ સાધવામાં વિજ્ઞાન હજુ સુધી સફલ થઈ શક્યું નથી. આવી દશામાં પોતાની આંતરભાવનાને સંતોષવાનાં દ્વાર બંધ થતાં જોઈ મનુષ્ય ઊંડે ઊંડે ધૂંધવાઈ રહ્યો છે. આપણી આસપાસના વ્યવહારનું સ્વરૂપ ભયંકર બનતું જાય છે. માનવીય સ્વભાવમાં રહેલી સ્વતંત્ર બુદ્ધિ સ્વચ્છંદે ચડી છે. અવિરત સુખોપભોગનાં કરણ માટેનો વર્ગવિગ્રહ ઘરમાં, સમાજમાં અને વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલો દેખાય છે. જાણે કે મનુષ્ય પશુધર્મ તરફ જ ઢળી પડ્યો હોય નહિ !

આ તાપસમૂહની શાંતિ માટે વિચારકવર્ગ ઝંખી રહ્યો છે. ધનખાઉ મન અને ભોગમુખી ઇંદ્રિયોના દુઃખમય તાપના અતિરેકથી નિવૃત્તિ મેળવવાનાં સાધનો તથા આત્મશાન્તિ કે સ્વસુખની શોધમાં તે મૂંઝાઈ રહ્યો છે. ઠેકઠેકાણે એને સન્તોનાં ટોળાં મળે છે. વિશ્વધર્મ પરિષદો એને જોવા-સાંભળવા મળે છે. અનેક સંન્યાસીઓ, મહાત્માઓ, પંડિતો, અને બ્રાહ્મણોનાં કથા-પ્રવચનમાંથી જ્ઞાનભક્તિની વાતો

---

1 महेचन त्वाम् अद्रिवा परा शुल्काय देयाम् न सहस्राय नायुताय वज्रिवो न शताय शतामघ । ऋग्वेद.

તથા ઉપદેશનો લાભ લે છે, તેમ જ તેવે પ્રસંગે એકઠાં થતાં અનેક શ્રોતાજનોનાં રામરામ, હરેકૃષ્ણ અને નારાયણ નામનાં સ્મરણ અને જપના પવિત્ર નામથી તે પણ ગંભીર થતો દેખાય છે. ઈશ્વરનાં કીર્તન, નૃત્ય અને વિરહવેદનાનાં આંસુઓ સારતા ભક્તો અને ભજન લલકારતી મંડળીઓ તેના મનમાં ચિત્રવિચિત્ર ઊર્મિઓ ઊભી કરે છે. છતાં આ સર્વ અનુભવોના લાભાલાભ નિરાંતે શાંતિથી બેસીને વિચારતાં–તપાસતાં તે નિરુત્સાહી બને છે. ઉપર બતાવેલ ભક્તો અને જિજ્ઞાસુઓમાંથી ભાગ્યે જ કોઈના જીવનવ્યવહારમાં પલટો આવ્યો જણાય છે. છાપખાનામાંથી બહાર પડતાં અનેકવિધ પુસ્તક-પ્રકાશનોમાં શાન્તિદાયક વસ્તુ તેને ભાગ્યે જ વાંચવા વિચારવા મળે છે. અનુભવના સ્પર્શ વિનાની બુદ્ધિના તર્કમાંથી લખાયેલાં પુસ્તકો વાચકવર્ગને કાંતો કલ્પનાને ઘોડે ચડાવે છે, અગર તેના અહંવાદને પોષણ આપે જાય છે. લેખકો વિવિધ વિષયો પરત્વે પુસ્તકો લખે છે તેમાં લેખકની યોગ્યતા પ્રમાણે સામગ્રી ભરાય છે અને વાચકવર્ગ પોતાની યોગ્યતા અને સમજણ પ્રમાણે તેને વાંચે–સમજે છે. પરિણામે લોકોની એવી ઊલટી માન્યતા થઈ ગઈ છે કે જ્ઞાન અને અનુભવ કંઈ પણ પરિશ્રમ વિના, આસાએશથી આરામ ખુરશીમાં બેઠાં બેઠાં સરલતાથી સાધ્ય થઈ શકે એવું હોવું જોઈએ; પોતાનાં ખાનપાન, રહેણીકરણી અને વિવેક વિચારમાં કોઈ પણ જાતનો ફેરફાર કર્યા વિના જ્ઞાન મેળવીને આત્મશાન્તિનું સુખ સૌને ભોગવવું છે. આવા ભ્રમમાં આજનો વિચારક કે જિજ્ઞાસુ ભજન, કીર્તન, જપ, તપ, દાન, ધર્મ કે કથા–પ્રવચનના લાભથી અસંતુષ્ટ રહે તેમાં નવાઈ નથી. એ બધા બાહ્યોપચારના લાભથી વંચિત બને તે તેના ભ્રમનું જ સીધું અને સાદું ફલ છે. સાચી ધાર્મિકતા સિવાય તો ધર્મ બાહ્યાડંબર છે અને તેવો બાહ્યાચાર મડદા સાથેના વ્યવહાર જેવો છે. સાચી

ધાર્મિકતાનો પાયો સહૃદયતામાં રહેલો છે અને સહૃદયતા નીતિના આધારે જાગ્રત રહે છે. જ્યાં વિચાર–વ્યવહારમાં વિશુદ્ધ નીતિનો અભાવ હોય, ત્યાં વ્રત, નિયમ અને સંયમનાં તપ ટકી શકતાં નથી. આપણા અપૂર્વ ગ્રન્થ વેદ કહે છે કે [1]"ઋત (જીવનના સનાતન અને વિશ્વવર્તી નિયમો) અને **સત્ય** માત્ર આધ્યાત્મિક તપના બળમાંથી જ જન્મે છે." વળી વધારામાં કહે છે કે આ [2]"ઋતધર્મ અચલ, મહાન્ અને ઉગ્ર છે. પ્રભુની મહત્તા આ ઉગ્રધર્મમાં સમાયેલી છે, અને તેથી જ તે વધે છે. ઋતની અવગણના અને ઉલ્લંઘન એટલે પ્રભુનો દ્રોહ અને આવા દ્રોહની શિક્ષાર્થે પ્રભુ તેવી વ્યકિત કે વિશ્વના ચૂરેચૂરા કરી નાખે છે. જગતનો ઇતિહાસ તપાસતાં આ સત્ય વાણીની સાબીતી અનેક સ્થળે નજરે પડે છે, ઋતધર્મના ભંગનાં દૃષ્ટાન્તો અને તેનાં ઉગ્ર પરિણામોની કથા ઇતિહાસને પાને પાને ભરી છે. અનેક મહાન્ વ્યક્તિઓ અને પ્રજાઓ ઋતધર્મના ભંગના દ્રોહ માટે અતિ દુઃખી થઈ છે અથવા તો સર્વનાશ પામી છે. વીસમી સદીનાં વિશ્વયુદ્ધો અને આજની જડવાદી સંસ્કૃતિનાં દુઃખો-પરિતાપો આજ ઋતધર્મના દ્રોહનાં ફલ છે. શ્રી અરવિન્દ એક સ્થળે લખે છે કે હિંદનું તેના ઇતિહાસના મધ્યકાળમાં અધઃપતન થયું તે તેના અધર્મનું ફલ હતું. સાચા વિશુદ્ધ ધર્મને સ્થાને લોક બાહ્યધર્મને સાચો માની તેના ભ્રમ અને વિકૃતિમાં આચરતા–રમતા થયા તેનું પાપ પ્રજાએ ભોગવ્યું. જે ધર્મના આચારમાં સત્ય, દયા, ક્ષમા, ન્યાય અને નીતિનો અભાવ હોય અને તેની આધ્યાત્મિકતા સૂતી પડેલી હોય તેવા ધર્મનો કાંઈ અર્થ નથી. આથી સૂકી ધર્મભાવના એ તો ધર્મભ્રમ, ડોળ, અને ઘેલછા છે અને તેથી તેવો ધર્માચાર અહિતકર છે.

---

१ ऋतं च सत्यं च अभीद्धात् तपसो अध्यजायत । ऋग्वेद.

२ ऋतस्य मा प्रादेशो वर्धयन्त्यादर्दिरो भुवना दर्दरीमि । ऋग्वेद.

નીતિ અને ધર્મની આવી આવી અપૂર્ણ કે ખોટી માન્ય
ધરાવતા સમાજ વચ્ચે સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થ કેટલાક વ
પહેલા ગુજરાતમા આવીને સ્થિર થયા ભગવાં કપડા અને મ
મુડન તરફ આપણો સમાજ જલ્દી આકર્ષાય છે, તેમા વળી જો
વિરક્ત અને સાથે સાથે પ્રેમી હોય તો નિદાન આરામ ખાતર અ
હવાફેર માટે તેમનુ આશ્રમ-સ્થાન વધારે આકર્ષક બને છે ઉપરા
તેની સાથે જો જ્ઞાનગોષ્ઠી અને જગતના મિથ્યાત્વની મીઠી વાં
કરવા-સાંભળવા મળે તો કાલક્ષેપ પૂરતુ પણ એમનુ શાન્ત એકાન
સ્થાન પ્રિય થઈ પડે છે. આથી ઘણા ભક્તજન અને કેટલા
જિજ્ઞાસુઓ એમને ઘેરી વળ્યા સ્વામીજી હિમાલયમાં ઘણા વ
તપ કરીને આવ્યા છે, તેથી જરૂર કોઈ યોગસિદ્ધિ અને જ્ઞાન સા
લાવ્યા હશે જ સિદ્ધિના બળથી માથે હાથ મૂકીને કે કાનમાં ફૂ
મારીને અમારો ઉદ્ધાર કરી આપશે અથવા અમને આત્મદર્શ
કે ભગવદ્દર્શન કરાવી આપશે એવી આશામા અનેક ભાવિક
સ્વામીજી પાસે આવતા તેમાં કેટલાએક સાચી જ્ઞાનપિપાસા શાન
કરવા પણ આવતા આમાના કેટલાકને સ્વામીજી વાતચીતમા માપ
જોતાં જો કોરકુકરોળ જેવા જણાય તો થોડું અને ટુકું સાધ
બતાવી તુરત વિદાય કરતા. ઘણા ચમત્કારપ્રેમીને પોતાના વિચિત્ર
વાણીથી નાઉમેદ પણ કરતા તેમની ઉપદેશ આપવાની શૈલી અને
વિષયની રજુઆત સાધી અને સચોટ છે નીતિ અને ધર્મના પ્રદેશન
બધન સમાજમાથી ઢીલા પડ્યાં છે, સ્વતંત્રતાને બહાને સ્વચ્છદનુ
તાડવ ખૂબ વધી ગયું છે, ઇન્દ્રિયનો સયમ અને મનનો નિગ્રહ,
આ બધા વિષયો માટે સ્વામીજી ઉગ્ર અને આગ્રહી છે વ્રત, તપ
અને સાધનના દૃઢ અભ્યાસ માટે કઠોર પણ છે એ એવો સ્પષ્ટ
ઉપદેશ આપવા માંડ્યા કે ધર્મની સાધનાની બાહ્યાગ જેવા પૂજા,
પાઠ, કીર્તન, તીર્થયાત્રા કે કર્મકાડની ખાલી ખોખાને એવી અજ્ઞાન

દશાવાળું કરી મૂકયું છે કે ધર્મના મૂળ ફળ જેવાં ચારિત્ર્ય નીતિ અને ચિત્તશુદ્ધિને વેગળાં રાખી કેવલ બાહ્ય દેખાવને ધર્મ માની લીધો છે, ત્યાં સુધી સાચા ધર્મના ફળરૂપે મળતી શાંતિ, સુખ અને ભગવદ્પ્રાપ્તિની આશા નકામી છે. પાંઠપૂજા અને ઈશ્વરભક્તિનું જે ફળ અંતઃકરણની પવિત્રતાને નામે શાસ્ત્રમાં વર્ણવ્યું છે એવું ચારિત્ર જ્યારે ધાર્મિક ગણાતા મનુષ્યમાં ન દેખાય, ત્યારે એવો મનુષ્ય પોતાના માનનીય જીવનનો સમૂળો નાશ કરી રહ્યો છે તેમ સમજવું. ધર્મ અને વ્યવહાર એક જ જીવનનાં બે પાસાં છે. નીતિ વિનાનો ધર્મ પાંગળો છે અને ધર્મ વિનાની નીતિ અસહાય છે.

ધર્મની અને જીવનની આવી અપૂર્ણ અથવા ખોટી માન્યતાને લીધે જ મનુષ્ય અકર્મણ્યતામાં ધસી રહ્યો છે. તેમજ સમય સંતાપનું કારણ વિશુદ્ધ ધાર્મિક જીવનનો અભાવ છે. કોઈ શાસ્ત્ર કે સન્ત આંખ મીચીને ઉઘાડતાં વેંત જ્ઞાન આપી શકતો નથી, તેમજ ચપટી વગાડીને મિથ્યા જગતનો નાશ કરી શકતો નથી. ખરા ધર્મલાભ માટે સાચું વ્રત, તપ અને એના સાધનની પ્રથમ આવશ્યકતા છે. સાધનની કઠોરતા અને તેના દૃઢ અભ્યાસ માટે કટિબદ્ધ થાઓ. મલિન પૂર્વસંસ્કારોને ધોઈ નાખી ચિત્ત શુદ્ધ કરો; અને પછી સત્ત્વના વિજય માટે સંકલ્પબદ્ધ થાઓ. મનુષ્યજીવનની સફલતા તપમાં રહી છે. જ્ઞાનતપસ્વીને જગતના કલેશ સ્પર્શતા નથી. પ્રકાશ પદાર્થને પ્રકાશે છે તેની સાથે સાથે પ્રકાશ પોતાને પણ પ્રકાશે છે, પણ આપણી વૃત્તિ પદાર્થમાં જ બંધાયેલી હોય છે ત્યાં સુધી પ્રકાશ(જ્ઞાન)ને અવગણીએ છીએ. મનુષ્યની સામે સમસ્ત વિશ્વ ખડું છે ને અનેક નામરૂપે પરમાત્મા ચિત્રવિચિત્ર રીતે આપણી સાથે વ્યવહાર કરે છે— રમે છે. જેમ અલંકારમાં સાચા સુવર્ણની જ કીમત જેવાય છે, તેમ જગતના વ્યવહારમાં પ્રભુનું જ સાચું મૂલ્યાંકન આંકી વિશ્વપ્રેમ અને

લોકસેવા એ આપણા પુરુષાર્થનું સાચું મૂલ્યાંકન બની રહેવું જોઈએ. આટલો અધિકાર પ્રાપ્ત કર્યા પછી બ્રહ્મજ્ઞાનની વાતો કરો.

સ્વામીજીની ઉપદેશપદ્ધતિ ગુજરાતના શિષ્ટ વર્ગમાં ધીમે ધીમે સમજાવા લાગી. એ પદ્ધતિ શાસ્ત્રીય અને માનસશાસ્ત્રના સિદ્ધાન્ત અનુસાર કાર્ય કરતી હોવાથી વિચારકવર્ગને વધારે રુચિકર અને ઉપયોગી જણાઈ. ધર્મની ભાવનામાં જણાતી ઊર્મિવશતા, ઘેલાપણું, અને વિભ્રમ( Hallucination ) કે મોહ ધીમે ધીમે ઓછાં થવાં લાગ્યાં. જગતના મિથ્યાત્વના ખ્યાલ તેના સાચા સ્વરૂપમાં સમજાયા. પ્રવૃત્તિમાર્ગની પણ ઉપયોગિતા હતી અને તેના વિશુદ્ધ અનુભવોનો લાભ વિકાસના માર્ગમાં અડચણરૂપ ન હતો પણ તેને સહાયરૂપ કેમ બનાવવો તેની ચાવી એમના નિકટ પરિચયમાં આવનારા લોક સમજવા લાગ્યા. પ્રવૃત્તિ અને નિવૃત્તિમાર્ગની ખરી સમજણ અને તે પ્રમાણેનો વ્યવહાર સંસારની સ્થિતિને માટે સાર્થક છે. પ્રવૃત્તિ વિના નિવૃત્તિ લૂલી છે અને નિવૃત્તિ વિના પ્રવૃત્તિ આંધળી છે. વ્યવહાર અને ધર્મના પરસ્પર સંબંધ તથા તેના સમન્વયની આવશ્યકતા રુચિકર બની. નીતિ, સદાચાર અને ધર્મની એક શૃંખલા જિજ્ઞાસુને સમજાઈ અને તેના "ઉત્થાન" માટે તેમણે તે શૃંખલા ગળે બાંધવાની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારી. સાચી શાન્તિ અને સુખ ધર્મના બાહ્યાચારમાં નહિ પણ મનોવૃત્તિઓને ઠીક કરી લેવાથી મનોદશાના પરિવર્તનમાં તેને અનુભવી શકાય છે તે સમજાયું. વ્રત, તપ, અને સાધનના અભ્યાસની પ્રથમ આવશ્યકતા માની. મલિન સંસ્કારનું પહેલાં વિલોપન કરી ચિત્ત શુદ્ધ કરવાની કઠિન પણ અનિવાર્ય કાર્યની મહત્તા માલૂ કરી. અને છેવટે ભગવદ્દર્શન કે બ્રહ્મજ્ઞાનના લાભ માટે શુદ્ધ હૃદયની ધાર્મિકતા ( આધ્યાત્મિકતા )નું મહત્ત્વ લોકોને સમજાયું. સાથે સાથે તેમને એ પણ સ્પષ્ટ સમજાયું કે કોઈ પણ સન્ત–મહાત્મા સાધનસંપન્ન ન હોય તેવા શિષ્યને માથે હાથ મૂકીને

જ ભગવદ્દર્શન કરાવી શકતો નથી, તેમ જ ચપટી વગાડીને બ્રહ્મજ્ઞાન આપી શકતો નથી. સ્વપુરુષાર્થ સિવાય જેમ વ્યવહારમા કોઈ કાંઈ પણ લાભ પ્રાપ્ત કરી શકતો નથી, તેમ અધ્યાત્મમાર્ગમા પણ તેજ નિયમ લાગુ રહે છે. જગતના નિયમો તેના સર્વ કાર્યક્ષેત્રમા સર્વસામાન્ય સ્થિર ઊભા રહે છે. ચમત્કારથી કાર્યસિદ્ધિ માનવી એ મનુષ્યના ભ્રમ તથા પામરતા છે ગુરુની મહત્તા અ। ઉપયોગિતા શિષ્યને માર્ગદર્શન કરાવવાની છે; તેની જીવનચર્યા અને પ્રતિભા શિષ્યને પ્રેરણાત્મક અને તેમાં સમાયેલી છે. તેમજ તેના જીવનના પૂર્વ ઈતિહાસના તપોમય અનુભવ તથા સાધન અભ્યાસની વાતો શિષ્યને તેના વિકાસમાર્ગમાં ઉત્સાહ આપે છે.

આવી રીતે ધીરે ધીરે સ્વામીજીનો શિષ્યવર્ગ ગુજરાતમા નિર્ણીત થયો તેમની વિચિત્ર અને કડક શિક્ષાવાણી અને સાથે સાથે શિષ્ય માટેનો અથાગ પ્રેમ, સાચા જિજ્ઞાસુને હમેશા તેમના આશ્રમમાં આકર્ષતાં હતાં. પણ તેની સાથે તેમના જીવનનિર્વાહના વ્યવસાય-વ્યવહાર ઊભા જ હતા; ઉપરાંત શિષ્યને તેમના સત્સગનો લાભ લેવા ખાતર હરહમેશ આશ્રમમાં જઈને રહેવાનુ બની શકતુ નહિ, તેથી તેમાંના કેટલાકે સ્વામીજીને કાંઈ લેખન પ્રકાશન કરી તેમની પ્રસાદી ઘેર બેઠા પણ મળે તેવી કૃપા કરવા વિનતિ કરી, જેથી વ્યવહારની સાથે સાથે પણ ફુરસદના સમયમા શિષ્યવર્ગ તેમના વાણીવિચારનુ મનન કરી શકે અને તેના સાધન અભ્યાસમા હમેશ ઉત્સાહ પ્રેરણા મેળવતો રહે. કેટલાક વિચાર પછી અને આર્થિક પ્રશ્નની મૂઝવણ હોવા છતા ભિક્ષુ સ્વામીજીએ એ સાહસ માથે લેવાનુ સ્વીકાર્યું. આમ 'ઉત્થાન' માસિકનો જન્મ થયો. અને નવ વર્ષ સુધી કડકે કડકે તેનો લાભ ગુજરાતને મળ્યો. 'ઉત્થાન'ના વિષયની રજુઆત આધુનિક વૈજ્ઞાનિકની રીતની, ભાષા સમૃદ્ધ, પ્રભાવશાલી તેમજ અદ્યતન છે તેમના લખાણમા પુરાણા શાસ્ત્રના ભાષાન્તર

નહિ પણ વૈજ્ઞાનિક શૈલીથી સનાતન સત્યોનું નવીન પોષાકમાં અને બીબામાં દર્શન થાય છે. વાણી, ભાષા અને વિચાર પણ મનુષ્યને બહુ પુરાણા થાય ત્યારે જૂનાં કપડાં અને દવાની માફક અપ્રિય અને અરુચિકર લાગે છે. લાંબા વખત સુધી લીધેલું ઔષધ રોગીને અસર કરતું મટી જાય છે, તેમ પુરાણી ભાષા કે શાસ્ત્રોનાં ભાષાન્તર અને રૂઢ રીતે રજુ કરેલા સુન્દર વિચારો પણ આધુનિક ઢબમાં કેળવાએલા માનસને અસર કરી ઉત્સાહિત કરતા નથી અને તેમાંના ઘણાંને તો તે અપ્રિય પણ લાગે છે. જ્યારે સ્વામીજીની નવીન ભાષાશૈલી સનાતન વિચારોને નવીન રૂપમાં રજુ કરે છે. તેમનાં દષ્ટાન્ત-પ્રસંગો આજની સમાજના જીવન્ત વ્યવહારને અનુરૂપ હોય છે. તેમની પદ્ધતિ સીધી અને સચોટ છે. સમાજની નીતિ અને ધર્મમાં ચાલતા વહેમ અને વિકૃતિઓ સામે તથા તેમાં પ્રવર્તતા સ્વચ્છંદ સામે સ્વામીજીનો રોષ કયારેક ઉમતા સુધી પહોંચી જાય છે. નિત્યની ટેવોમાં ઢંકાએલી અને શાસ્ત્રના અજ્ઞાનમાં રૂઢ થયેલી આપણી કેટલીક વિકૃતિઓ અને દોષોને ઠઠ્ઠાના રૂપમાં મજાક કરી તેની નિવૃત્તિ માટે ઉપદેશ કરે છે. સાથે સાથે ' ઉત્થાન 'નું વાચન ગુજરાતમાં એક શિષ્ટ સાહિત્યની એટલી જ ગરજ સારે છે.

ઉત્થાનના સ્વામીજીના અગ્રલેખોની વિશિષ્ટતા સમજીને એક વખત એવો ખ્યાલ આવ્યો કે આવી સમગ્ર જીવનકલાને આવરી લેતા સર્વોત્તમ જ્ઞાનનો સંગ્રહ માસિકના છુટા છવાયા લેખોમાં જ પડયો રહેશે તો વખત જતાં આવા ઉચ્ચ અને ઉમદા સાહિત્યનો પસ્તીમાં નાશ થશે. આ હાનિ ટાળવા ખાતર તેવા સર્વ લેખોનો સંગ્રહ કરી તેને એક સ્વતંત્ર પુસ્તકના રૂપમાં સુરક્ષિત રાખવામાં આવે તો જિજ્ઞાસુ લોકો તેનો સદાને માટે સદુપયોગ અને લાભ ઉઠાવી શકે. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખી સ્વામીજીને મારો અભિપ્રાય વિદિત કર્યો. પ્રથમ તો તેમને આ વિચારની મહત્તા ઠીક ન લાગી. પરંતુ

કેટલાક ચાલુ યુગને પ્રતિકૂલ અને ભદ્રંભદ્ર વિચારના થતા પ્રચાર સામે તર્કપ્રધાન અને ચિકિત્સક બુદ્ધિથી અદ્યતન કેળવાયેલા વિચારકવર્ગને માટે આવા પુસ્તકની ઉપયોગિતા ઉપર ભાર મૂકવામાં આવ્યો ત્યારે જ તેમને મારી વાત ધ્યાનમાં આવી અને જણાયું કે આ વિચાર અમલમાં મૂકવા જેવો છે. એટલે કે લેખોને એકત્ર ગોઠવી યોગ્ય સુધારા વધારા સાથે એક સ્વતંત્ર પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો અવશ્ય ગુજરાતના વિચારક વર્ગ અને સાચા જિજ્ઞાસુને ઘણું જ ઉપયોગી સાહિત્ય મળશે. એ રીતે સ્વામીજીના અનુભવ, ઉપદેશ અને આદેશ તેમની અધ્યાત્મભૂમિકાની પ્રસાદીરૂપે એક સુન્દર પુસ્તકના સ્વરૂપમાં તેમની અધ્યાત્મ–પ્રતિભારૂપે પ્રકટ થાય છે તે જોઈ મને ઘણો જ સંતોષ અને અત્યંત આનંદ થાય છે.

સ્વામીજી આદ્ય શંકરાચાર્યના સિદ્ધાંતના દૃઢ અનુયાયી છે અને પરમહંસ સ્વા. રામતીર્થના પટ્ટ શિષ્ય સ્વા. નારાયણ તીર્થના દીક્ષિત શિષ્ય હોઈ તેમના લેખોમાં સ્વા. રામતીર્થના વિચારો અનેક સ્થળે જોવા મળે છે. સ્વા. રામતીર્થનાં પુરુષાર્થ, પ્રેમ, વિશ્વભાવના અને જ્ઞાનદૃષ્ટિ સ્વામીજીના લખાણમાં દેખાય છે. ભગવાન્ શંકરાચાર્યનાં વેદાન્ત પ્રક્રિયાનાં સાધનો માટે સ્વામીજી ઘણા આગ્રહી છે. જીવનના પહેલા ત્રણ પુરુષાર્થ ધર્મ, અર્થ અને કામની સફળ પ્રાપ્તિ માટે પણ વેદાન્ત-પ્રક્રિયાનાં પહેલાં ત્રણ સાધન વિવેક, વૈરાગ્ય અને ષટ્-સંપત્તિ ( શમ, દમ વગેરે )ની ઉપયોગિતા સ્વામીજી સ્વીકારે છે અને જિજ્ઞાસુ માટે સાધનચતુષ્ટય ( વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્ક અને મુમુક્ષુતા )ને અનિવાર્ય ગણે છે. જિજ્ઞાસુ આ ચારેય સાધનથી સંપન્ન બને ત્યારે જ બ્રહ્મજ્ઞાનનો અધિકારી બને છે. જ્ઞાન ત્યારે જ તેને પચે છે અને અનુભવમાં સાક્ષાત્ થાય છે. સાધનવિપન્ન મનુષ્ય ખાલી બૌદ્ધિક જ્ઞાનમાં સંતોષ માની માત્ર અભિમાની બની બેસે છે અને

પોતાના વ્યવહારને પણું અધર્મ્ય બનાવી મૂકી ઉભયભ્રષ્ટ થાય છે. ધર્મ; અર્થ અને કામના ત્રિવર્ગ ક્ષેત્રના વ્યવહાર પૂરતું સ્વામીજી લૌકિક દૃષ્ટિથી જગતને સત્ય ગણે છે; જિજ્ઞાસુને માટે યુક્તિથી સમજાવવા માટે માયાને અનિર્વચનીય માને છે અને આત્માના અભેદદર્શી માટે એ તુચ્છ છે એમ લખે છે. છતાં પણ તત્ત્વવિદ્ પુરુષ જીવ, જગત્ અને જગદીશની ત્રિપુટીને વ્યવહારની દશામાં સત્ય માની પૂર્વસંસ્કાર પ્રમાણે પ્રારબ્ધપ્રાપ્ત લોકકલ્યાણનો વ્યવહાર કર્યે જાય છે એમ લખે છે. શ્રી શંકરાચાર્યના નિષ્કામ કર્મ અને લોકસેવાના સહજ સ્વાભાવિક પુરુષાર્થના સ્વામીજી અનુયાયી છે. અને માને છે કે બાહ્ય જીવન પ્રવૃત્તિમય હોય છતાં અન્તરમા આત્મવિજ્ઞાન ભરેલું હોઈ ચિત્ત નિવૃત્તિપરાયણ તથા શાન્ત રહીને બ્રહ્માનંદ અનુભવી શકાય છે.

સામાન્ય મનુષ્યની પ્રવૃત્તિમાં હેતુ છે, સદાચારના પાલનદ્વારા ચિત્તશુદ્ધિ કેળવવાનો, ઇશ્વરની પ્રસન્નતા મેળવવાનો અને બાહ્ય પ્રવૃત્તિની પરિપક્વ દશાના અન્તમાં નિવૃત્તિધર્મ સ્વાભાવિક બની ગયા પછી પણ એવી સાવધાનતા રાખવાનો તેઓ અનુરોધ કરે છે કે, એકાન્ત સેવનને બહાને પ્રમાદ, સંસારભીરુતા તથા જનસમૂહનો તિરસ્કાર ન આવવા જોઈએ. વિશેષમા સ્વામીજી અખા ભગતના સારા અભ્યાસી છે. અખાની અવળી વાણી અને ટકાની રોનક તેમની વાણીમાં અનેક સ્થળે જોવા મળે છે. તેઓ 'સસ્તું' સાહિત્ય વર્ધક'ના સંસ્થાપક સ્વા. અખંડાનંદજીના પ્રશંસક હોઈ તેમના નિષ્કામ પુરુષાર્થની ધગશ સ્વામીજીમાં પણ જોવા મળે છે.

સ્વામીજીના ઉત્થાનનો લેખસંગ્રહ ગુજરાતના જિજ્ઞાસુઓને વિદ્વત્તા અને વિવેચનપૂર્ણ એક અદ્યતન શિષ્ટ સાહિત્ય પૂરું પાડે છે. તેમાં મનુષ્ય કોણ છે, તેની વાસના અને તેના નિવારણ અને જીવનમરણથી

માંડી ભગવદ્દર્શન અને પરમસત્ય સુધી અનેક ગૂઢ વિષયો અને પ્રશ્નોનું ચિકિત્સાભર્યું દર્શન જોવા મળે છે. મારા મત પ્રમાણે સફલ જીવનની કળાની સાચી ચાવી તેમાં બતાવી આપે છે. "યોગવાસિષ્ઠ મહારામાયણ"ના ગ્રન્થના અભ્યાસનું ફલ જણાવતાં ગ્રન્થકાર ઋષિ વસિષ્ઠ ફરીફરીને કહે છે તેમ આ પુસ્તકનાં પુનઃ પુનઃ વાચન, મનન અને અભ્યાસ, વાચકની યોગ્યતા અનુસાર તેને નીતિમય અને ઉત્કૃષ્ટ જીવનના વિચારો આપે છે. તેને સંપૂર્ણ અને ઉચ્ચ નાગરિક બનાવીને અંતે મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય મુક્તિના માર્ગમાં દ્યોતક થાય છે. છેવટે એમ કહેવું પડે છે કે જો પશુપક્ષીના જીવન કરતાં મનુષ્યજીવનની વિશિષ્ટતા સ્વીકારીએ, મનુષ્ય જો સુખદુઃખના વંટોળમાં ભટકતાં તેનાં મન, પ્રાણ અને શરીરને સંકુચિત માન્યતા અને મર્યાદામાંથી મુક્ત કરવા ઇચ્છતો હોય, રાગ, દ્વેષ, તૃષ્ણા, લોભ, મોહ વગેરે મુક્તજીવનના શત્રુના ફંદામાંથી અને તેના વધારે ને વધારે ઊંડાં અધઃપતનમાથી ઉગરી જવા માગતો હોય, ઉચ્ચ અને સુખમય નિરૂપાધિક જીવન જીવવા માગતો હોય, જન્મમરણના ચક્રમાંથી બચી નિત્ય સુખ અને અમૃતની અભીચ્છા સેવતો હોય (જો આ બધાં મનુષ્યના જીવનનાં ધ્યેય સ્વીકારી) તો પુસ્તકનું હાર્દ બોલે છે કે તેને માટે એક જ માર્ગ છે (न अन्यः पंथा विद्यते अयनाय). તે સમજાવે છે કે* વ્રત એટલે તપ અને ત્યાગથી ધર્મપૂર્ણ જીવનમાં

---

* व्रतेन दीक्षाम् आप्नोति दीक्षया आप्नोति दक्षिणाम् ।
दक्षिणा श्रद्धाम् आप्नोति श्रद्धया सत्यम् आप्यते ॥
वेदाहम् एतं पुरुषं महान्तम्
आदित्यवर्णं तमसः परस्तात् ।
तम् एव विदित्वाति मृत्युम् एति
नान्यः पन्था विद्यते अयनाय ॥ (शु. य.)

મનુષ્ય પ્રવેશ કરે છે. ધર્મમય જીવનના ફલરૂપે તેને આત્મકૃપા અથવા ઈશ્વરના અનુગ્રહનો લાભ મળે છે. ૬૯ આત્મકૃપાથી પ્રભુ પ્રત્યે પ્રબલ પ્રેમપ્રવાહ જાગે છે અને છેવટે તે સત્યપુરુષનું જ્ઞાનદર્શન-અનુભવ કરાવી આપે છે. વિશેષમાં વેદવેદાન્તના દ્રષ્ટાઓ આ વિષય પર ખાત્રી આપીને કહે છે કે અમે તે મહાન્ સત્યપુરુષને જોયો-જાણ્યો છે. જેમ સૂર્ય અન્ધકારનો નાશ કરે છે તેમ એ પુરુષ અમારા અજ્ઞાનનો નાશ કરી સત્ય-જ્ઞાનનો પ્રકાશ અમને આપે છે. આ સત્ય-જ્ઞાનથી મનુષ્ય મૃત્યુની પેલીપારની અમૃતમય ભૂમિકાનો લાભ પ્રાપ્ત કરે છે.

"ભૂમા"
પ્રતાપનગર, વડોદરા
તા. ૧૫-૬-'૫૫

ડાહ્યાભાઈ બી. શુકલ
રાજમિત્ર — એલ.સી.ઈ.

# સાધન જ્યોતિ—એક ઝાંખી

પરમપૂજ્ય સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થ વિરલ જ્ઞાની સંતોમાંના એક છે. એમની પવિત્ર પ્રતિભાથી એમણે કેવળ ગુજરાતમાં જ નહિ, કિન્તુ પરપ્રાન્તોમાં યે અનેક ભક્તોનાં જીવન અજવાળ્યાં છે. બુદ્ધિ અને હૃદયનો સુભગ સુમેળ એમના વ્યક્તિત્વમાં એવો જામ્યો છે કે જેના બળે આબાલવૃદ્ધ સૌમાં એ સરખા પ્રિય થઈ પડે છે, અને સત્વર આત્મીયતા સાધી શકે છે. કેવળ ત્યાગી વૈરાગી જ નહિ, પણ અસંખ્ય ગૃહસ્થાશ્રમી ભક્તો, એમના માર્ગદર્શનથી પાવન થયા છે. જેમણે જીવનમાં એમનો પરિચય સાધ્યો છે તેમની અનન્ય ભક્તિ એ પામી શક્યા છે.

એમના સ્વભાવની વિશિષ્ટતા એ છે કે અત્યન્ત પ્રેમાળ હૃદય છતાં સ્પષ્ટભાષી વાણી કેટલીક વાર એમનો તાપ ખૂબ આકરો બનાવે છે. એ વાત્સલ્યપૂર્ણ શુદ્ધ હૃદયની કુમાશ પામતાં પહેલાં એમની વાણીના પ્રહાર અનેક વાર ખમવા પડે છે, અને કેટલાય પ્રસંગોમાં આ જ સ્પષ્ટ વાણી આપણને એમનાથી દૂર ફેંકી દે છે. પરંતુ બીજી જ ક્ષણે સત્યના સાચા અન્વેષકની જિજ્ઞાસા પારખી, વાત્સલ્યની એવી તો અમીવર્ષા કરે છે કે એ હુંફાળી ગોદ છોડી માનવી ક્યાંય જવા ઇચ્છતો નથી. પણ આ બને છે ક્યારે કે જ્યારે સાધક સાચો જિજ્ઞાસુ હોય, ભક્તિભાવનાથી ઓતપ્રોત હોય, શ્રદ્ધાદીપ એના અન્તરમાં સદા પ્રોજ્વલિત હોય અને કોઈ જ્ઞાની સંતના વ્યક્તિત્વમાં પોતાના અહમને સંપૂર્ણપણે ગાળી, સમાવી દેવા માટે તત્પર હોય. આમ આર્ષદ્રષ્ટાઓ માટેનું સૂત્ર એમને માટે ખૂબ સાચું ઠરે છે કે: वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि। આવી વિરલ પ્રતિભાના સત્યવક્તવ્ય

પાછળ એમનો શાસ્ત્રશુદ્ધ અન્વેષણનો આગ્રહ, અને સાધકને આ માર્ગની ગંભીરતાનું ભાન કરાવવાનો સ્પષ્ટ ઉદ્દેશ રહેલો હોય છે. સ્વામીજી પોતે માને છે કે કેવળ વિતંડાવાદ કે શુષ્ક તર્કચર્ચાનો કાંઈ અર્થ નથી, પણ સાધકે તત્ત્વના અન્વેષણ માટે તીવ્ર બુદ્ધિ અને શ્રદ્ધાન્વિત હૃદય સાથે કટિબદ્ધ થવાનું છે. જ્ઞાનમાર્ગનો મુસાફર પરમ પુરુષાર્થબળે જ અસિધારાવત્ આ વિકટ માર્ગ નિર્વિઘ્ને પાર કરી શકશે. કેવળ પ્રિય કે મધુર લાગે, પ્રશંસાથી સામા માણસને જીતી લે, એવી વાણી એમના 'જીવનકાર્ય'માં સહાયક ન બનતાં કેવળ શોભારૂપ બની રહે છે એમ એ સ્પષ્ટપણે માને છે.

અંગત પરિચય સિવાય પણ એમનાં લખાણો દ્વારા કેટલાક સાધકોને એ પરિચિત છે. એમના 'ઉત્થાન' નામના માસિકપત્રે અનેક જિજ્ઞાસુઓને એમનો વધુ સંપર્ક સાધવા પ્રેર્યા છે; પરિણામે વિપુલ પત્રસાહિત્ય પણ એ જનતાને આપી શક્યા છે. એવા પત્રોનો સમૂહ એમણે આ જ માસિકમાં, 'પત્રજ્યોતિ' નામના વિભાગમાં પાછળથી પ્રસિદ્ધ કરીને દર્શાવ્યું છે કે અંગત પત્રોદ્વારા પણ પદે પદે પ્રકાશકિરણો ફેંકી સાધકનો જ્ઞાનપંથ એ અજવાળવા સતત તત્પર રહ્યા છે. અત્યન્ત ઉપયોગી એ પત્રસાહિત્ય પણ એમની લાક્ષણિક શૈલીથી રસમય વાચન પૂરૂં પાડે છે.

આ સિવાય 'યાત્રાવિહાર' અને 'પરિવ્રાજક'ના શીર્ષક હેઠળ એમણે પોતાના જીવનના સાધક અવસ્થાના કેટલાક અગત્યના પ્રસંગો, કેવળ જિજ્ઞાસુને સહાયક થઈ પડે એ આશયથી, એ જ માસિકમાં પ્રસિદ્ધ કર્યા છે. આજે ઉત્થાન બંધ થયું છે, અનેક સાધકો અને અને જિજ્ઞાસુઓનુ પ્રિય માસિક બંધ થયું છે, પણ એના તંત્રીસ્થાનેથી લખાયેલા લેખનું મહત્ત્વ જરાયે ઓછું થયું નથી. પ્રત્યેક માસિકનો પ્રત્યેક લેખ એક શાસ્ત્રશુદ્ધ તત્ત્વજ્ઞાનના વિષયનો અભ્યાસ-

પૂર્ણ મહત્ત્વનો નિબંધ બની રહ્યો છે. પોતાના ચાલીસ વર્ષ ઉપરાન્તના સાધક-સંન્યસ્ત જીવનનો અનુભવનિચોડ એમા એમણે ઠાલવ્યો છે. કેવલાદ્વૈત જ્ઞાનમાર્ગના કેટલાક અત્યન્ત વિકટ એવા પ્રશ્નોની એમણે એમની સરળ, રસમય શૈલીમાં એવી તો સુંદર રીતે છણાવટ કરી છે, કે એના અભ્યાસપૂર્ણ વાચન પછી અટપટા શાસ્ત્રગ્રંથો વાચવાની વૃત્તિ શાન્ત થતી જાય છે, એટલુ જ નહિ પણ આજ સુધી બુદ્ધિની ખૂબ જ તીવ્રતાથી પણ ન ઉકેલી શકાતા પ્રશ્નો પર એકાએક પ્રકાશ પડી રહે છે. કેટલીય તર્કની ગૂંચો આ વાચનથી આપોઆપ ઉકલી જાય છે. આવા જ અગ્રલેખોનો એક સમૂહ જે પ્રથમ ચાર વર્ષના ઉત્થાનમા પ્રસિદ્ધ થયેલો હતો, તે આજે પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે. આ પુસ્તકમાં એમણે સત્યના અન્વેષક માટે ખૂબ જ વિદ્વત્તાપૂર્ણ અનુભવજ્ઞાન પીરસ્યુ છે. એ જેટલુ શાસ્ત્રશુદ્ધ, અનુભવપૂર્ણ અને સચોટ છે, તેટલું જ રૂચિકર છે. અત્યન્ત સરલ છતા લાલિત્યભરી કાવ્યશૈલીમા એમણે એમનો અનુભવસાર ઠાલવ્યો છે. મોક્ષમાર્ગના સાધકને પદે પદે પથ પ્રદર્શક થઈ પડે એવુ આ સાહિત્ય ગુજરાતના ચિન્તનસાહિત્યમા મહત્વનો ફાળો આપી જશે એવુ અમારૂં મન્તવ્ય છે.

આજના અનેકવિધ પ્રતિકૂલ બળો વચ્ચે જીવતો માનવી, જીવનનાં સાચા મૂલ્યાંકનો વિસારી પોતાનો સાચો પથ ભૂલ્યો છે, શ્રદ્ધાનો પ્રકાશદીપ એના અંતરમાથી હોલવાયો છે, પુરુષાર્થ અને સંયમનું બળ ગુમાવી એ નિર્વીર્ય બન્યો છે, ભક્તિના ભાવોદ્રેક એના હૃદય માથી સૂકાયા છે, અને બહિર્મુખ વૃત્તિના વહેણમા એ એવો તો તણાયો છે કે પોતે વિષયોને ભોગવે છે તે કરતા વિષયો તેને ભોગવી રહ્યા છે, એમ કહીએ તો તેમા અતિશયોક્તિ નથી. આવી અધોગતિએ પહોંચેલો માનવી શાશ્વત શાંતિનો માર્ગ શોધતો આવી ચડે, તો તેને કર્તવ્યનિષ્ઠ જીવન પ્રત્યે પ્રેરવામા, માનવધર્મનુ ભાન કરાવવામા અને માનવજીવનનો અંતિમ ઉદ્દેશ દર્શાવવામાં આ પુસ્તક અગત્યનો

ભાગ ભજવશે. કેવલ સંન્યાસધર્મ કે ત્યાગનો જ ઉપદેશ એમાં ન હોતાં કોઈ પણ આશ્રમ કે ક્ષેત્રને ઉચિત એવો કર્તવ્યમાર્ગ એમાં એમણે દોરી આપ્યો છે. આજનાં નાસ્તિક બળો વચ્ચે, જ્યાં સાધુસંતોના વ્યવહારને પણ વ્યાપારનું સ્વરૂપ મળતું હોય એવી શંકા જાગે, તેવી વિપરીત પરિસ્થિતિમાં સાચો સાધક માર્ગ ન ભૂલે એને માટે તેનાં ભયસ્થાનો સામે એમણે દીવાદાંડી ધરી છે. આપણાં સનાતન મૂલ્યોને સત્યસ્વરૂપે સમજાવી, આધુનિક જીવનમાં બંધ બેસે એવાં સરળ બનાવી, એમણે આ પુસ્તક દ્વારા રજુ કર્યાં છે. આમ અભ્યાસીને માટે સ્વાદુ, રસમય, પરિપક્વ અને શાસ્ત્રશુદ્ધ એવી અનુભવસામગ્રી પીરસી એમણે મહાન્ સેવાનું કાર્ય કર્યું છે.

પૂજ્ય સ્વા. સ્વયંજ્યોતિજી પરમહંસ સ્વામીશ્રી રામતીર્થની શિષ્ય-પરંપરામાં મોખરે છે. એમની ગુરુભક્તિની ભાવના અત્યંત ઉત્કટ છે એ એમના સ્વામી રામતીર્થ પર તેમજ અન્યત્ર લખાએલા લેખો પરથી સ્પષ્ટ થશે.

એમના પ્રથમ લેખદ્વારા જ એમણે માનવધર્મ ભૂલેલા માનવીને ઘોષણા કરી છે કેઃ—

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

સ્વધર્મનું ભાન કરાવી, સંસાર અને પરમાર્થમાં યથેષ્ટ સિદ્ધિ અપાવે, અને સંયમશીલ શક્તિ વધારે તેવું જે જ્ઞાન છે, તે જ આત્મજ્ઞાન નામે ઓળખાય છે. આવું આત્મજ્ઞાન જેમાં ભારોભાર ભર્યું છે એવો બ્રહ્મવિદ્યાનો વારસો ભારતવર્ષને સનાતન કાળથી મળ્યો છે. ભારતવર્ષની ધર્મભાવના રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રે સંયમ અને સુધારણારૂપ હતી. એ ભાનના ભૂલાતાં આ વારસો મૃતઃપ્રાય બન્યો છે; માનવી મનનશીલ પ્રાણી મટી યંત્ર-મનુષ્ય જેવો અજ્ઞાનમૂલક બન્યો છે.

એમાંથી ઉત્થાન કરી માનવને જાગ્રત થવા કે અખંડ આનંદ પ્રાપ્તિ કરવા માટે કેવળ આત્મસાક્ષાત્કારનો જ એક માર્ગ છે.

અજ્ઞાની માનવ અવિદ્યાને વશ થઈ આજે ખૂબ અધોગતિને પામ્યો છે. એ ભૂલ્યો છે કે સનાતન સંસ્કૃતિના સંરક્ષકો, જેવા હિંદુઓનાં શાસ્ત્રોનું પ્રત્યેક વાક્ય, એના જીવનના પ્રત્યેક વ્યવહાર, ૐ આનંદથી શરૂ થઈ ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:થી સમાપ્ત થાય છે; કારણ કે સત્તાના લોભમાં યુદ્ધ અને વિગ્રહ જમાવવાનાં નહિ, પણ ત્યાગ અને વૈરાગ્ય સજાવવાનાં એનાં શસ્ત્રાસ્ત્ર છે. સામ્રાજ્ય નહિ પણ આત્મજ્ઞાન દ્વારા સ્વ(આત્મા) રાજ્ય (સંયમ દ્વારા જ્ઞાન) કેળવવાનો એનો આદર્શ છે. એ જ્ઞાન જ સાચું વિજ્ઞાન છે.

પરંતુ આ જ્ઞાન મેળવવા માટે અધિકારની ખાસ આવશ્યકતા છે. માનવમાત્ર આ જ્ઞાન માટે અધિકારી થઈ શકે છે; પણ તે પહેલાં તેણે યુક્તિથી સમજી શકાય તેવી બુદ્ધિની સૂક્ષ્મતા અને ભક્તિપૂર્વક આચાર્યમાં બ્રહ્મદૃષ્ટિ કરી, પોતાનું દેહાભિમાન ગાળી શકે એવી હૃદયની શુદ્ધિ કેળવવાની આવશ્યકતા રહે છે. દ્વૈત પ્રપંચના ફાવાદાવામાંથી પરવારીને, અમૃતના અદ્વૈતસ્વરૂપમાં એકતા અનુભવીને, પોતાનું અજ્ઞાન જેણે આત્મજ્ઞાન દ્વારા ભૂંસી નાંખ્યું છે, એવો આચાર્ય જ શરણ લેવા યોગ્ય છે. એક જ પરમતત્ત્વના જ્ઞાનથી જેણે દ્વૈત ભ્રાંતિને શાંત કરી હોય; સુખ, સંયમ, શીલ અને સ્વધર્મને જેણે પોતાના જીવનમાં ઊતારીને કર્તા છતાં અકર્તા, વ્યવહારી છતાં દ્વંદ્વમુક્ત, આત્માનો અનુભવી તેમ જ નિર્લેપ, જગતનો ઉદ્ધારક કે સેવક છતાં, જગતના સ્વપ્નભાવથી જે મુક્ત છે એવા આચાર્ય પાસે જવાથી જ એ સાચી વિદ્યા મેળવી શકાય છે.

આત્મસાક્ષાત્કારનો આ માર્ગ નિર્બળતાનો ન હોતાં એમાં પ્રબળ

પુરુષાર્થની આવશ્યકતા રહેલી છે. આવા પુરુષાર્થબળે માનવી ધારે તો ભગવાનના દિવ્યઅંશોનો પોતાના સમસ્ત જીવનમાં વિકાસ સાધી પોતે જ ભગવદ્‌સ્વરૂપ બની શકે છે.

પણ એ ભગવાન કેવા છે? એનું દર્શન કયા પ્રકારે થાય? શ્રીમદ્ ભગવદ્‌ગીતા ( અ. ૬. ૩૦ )માં શ્રી કૃષ્ણભગવાન્ કહે છે તેમ:

यो मां पश्यति मर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

સમસ્ત વિશ્વરૂપમાં ભગવાનનું દર્શન કરવું એ જ એમનું સાચું દર્શન છે. વિશ્વનાં નામરૂપો એ ભગવાનનું લીલાશરીર છે, અને એ ત્રણે ગુણોથી અન્વિત હોઈ એમાં કોઈ ગુણ પ્રત્યે પક્ષપાત ન હોવો જોઈએ.

વળી એમનું આન્તરદર્શન નિત્યપ્રતિ ધ્યાનદ્વારા પોતાના અંતઃકરણમાં કરી શકાય છે અને સમસ્ત વિશ્વનાં પ્રાણીપદાર્થ ભગવાનનાં જ સ્વરૂપ છે એમ અનુભવી એમનો સેવારૂપી કર્મયોગ એ ભગવાનનું બાહ્યદર્શન છે. એ બન્ને પરસ્પર પોષક છે બાધક નથી.

પરંતુ બાહ્ય વિશ્વ તો આન્તરમનની છબી માત્ર છે; અન્તરમાં ધ્વનિ છે તેનો જ બાહ્ય પ્રતિધ્વનિ છે. આથી જેમ આ પૃથ્વી દૈવી અને આસુરી સંપદનું વિગ્રહક્ષેત્ર રહી છે, તેમ આન્તરક્ષેત્રે પણ આ બે બળોનું યુદ્ધક્ષેત્ર ચાલુ રહ્યું છે. પ્રથમ આવશ્યકતા છે આ આન્તરયુદ્ધ શમાવવાની. આપણે આપણા આત્મવિકાસ માટે દૈવી પ્રકૃતિની ઓથમાં રહીને લડવાનું છે. અર્જુનનું આન્તરયુદ્ધ ભગવાન્ આત્મજ્ઞાનથી શાંત પાડે છે અને પરમતત્વ કે જે નિરપેક્ષ સત્ય અને ધર્મ છે, એનું એને ભાન કરાવે છે.

આવા આન્તર કે બાહ્યયુદ્ધનો જીવનમાં શો ફાળો છે? શું એ

એક અનિવાર્ય તત્ત્વ છે ? સ્વામીજી કહે છે કે "યુદ્ધ તો માનવ-સ્વભાવના તાણાવાણા જેવું છે. એ જ માનવજીવનમાં શક્તિનો સંચાર કરી વીરતાનું વર્ચસ્વ અપાવી મનુષ્યને ઉન્નતિને પંથે નિર્ભય પ્રયાણ કરાવે છે. માનવ, આસુરી સ્વભાવની સામે લડી, એને જીતતો અને દૈવીસ્વભાવની શક્તિ વધારતો ઊંચે ને ઊંચે પરમાત્માનાં સ્વરૂપસાંનિધ્યમાં પહોંચવા હંસની પેઠે ઊંચે ને ઊંચે આગળ ઉડતો જાય છે, અને છેવટે પરમાત્માના સ્વમાં પોતાના સ્વને વિશુદ્ધ કરી એની સાથે અભેદ અનુભવવાનો અધિકારી બને છે."

પરંતુ આ અધિકાર પ્રાપ્ત કરવા માટે અર્જુનની જિજ્ઞાસા, અર્જુનનો શિષ્યભાવ, અર્જુનની આજ્ઞાધીનતા, એની ભક્તિ અને અપ્રતિમ શ્રદ્ધા હૃદયમાં ભર્યાં હોય તો જ આત્મજ્ઞાનના અમૃતથી જ્વર શાંત થઈ શકે. "મોક્ષમાર્ગના પથિકને ગુરુભક્તિ વિના તત્વજ્ઞાન નથી; તત્વજ્ઞાન વિના દ્વંદ્વવિમોચન નથી; દ્વંદ્વવિમોચન વિના નિત્ય શાન્તિ નથી; નિત્ય શાન્તિ વિના નિત્ય સુખ નથી અને એ સુખને માટે સંતમહિમા, ગુરુભક્તિ, આચાર્યોપાસના એ એક અને અદ્વિતીય સાધન છે, કારણ કે—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिन ॥

ભ. ગી. અ ૪

આ જ્ઞાનની પાઠશાળામાં ત્રણ મુખ્ય શરતો છે:

(૧) અહંકારને સંપૂર્ણપણે ઓગાળી દેવો એ પ્રણિપાતની શરત.

(૨) અહંભાવ ગાળવાનો છે પરંતુ હું તત્વજિજ્ઞાસુ છું એવું નિરભિમાન સ્વરૂપી સાત્વિક અહંભાન ગુમાવવાનું નથી.

(૩) સન્ત અને ગુરુસેવા એટલે જ નિઃસ્વાર્થ જીવનના શ્રી ગણેશ.

આગળ જતાં પરમહંસ સ્વામીશ્રી રામતીર્થના જન્મદિનનું મહત્ત્વ કહેતાં સ્વામીજી એમની જીવનસુવાસ વર્ણવે છે; અને એ દ્વારા ખૂબ ભૂલાયેલી, વગોવાયેલી અને પાંગળી બનેલી ગુરુશિષ્યની પ્રણાલિકાનું શાસ્ત્રીય દર્શન કરાવે છે. પરમતત્ત્વના દર્શનમાર્ગમાં દ્વૈત અને અદ્વૈત દૃષ્ટિના ભેદ છે, પરંતુ આચાર્યોપાસનામાં ક્યાંય મતભેદ નથી. વસ્તુનો દુરુપયોગ થાય તેથી સિદ્ધાંત ખોટો ઠરતો નથી કારણ કે પ્રથમ દીક્ષા અને પછી શિક્ષા એ સનાતન સિદ્ધાંત અને પ્રણાલિકાના બળે જ મહાન સંતોનાં જીવન, ગુરુભક્તિ અને ગુરુકૃપાએ ઘડાયાં છે.

હવે આવે છે આ અમૂલ્ય એવી અધ્યાત્મવિદ્યાની વ્યાખ્યા અને વિવરણ.

ઈશાવાસ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે :

अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ।

વિદ્યાના બે પ્રકાર શાસ્ત્રે વર્ણવ્યા છે : પરા અને અપરા. મુણ્ડક ઉપનિષદ્ કહે છે કે :

द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति
परा चैवापरा च ।

ત્યારે ભગવદ્‌ગીતા કહે છે કે :

अध्यात्मविद्या विद्यानाम् ।

લોકપરલોકના જીવનમાં પ્રવેશ પ્રાપ્ત કરાવે એ અપરા વિદ્યા છે. આમાં સાંસારિક ક્ષેત્રની બધી વિદ્યાઓ આવી જાય છે. આ જ વિદ્યાઓનો, ધર્મ, અર્થ અને કામના ક્ષેત્રે ઉપયોગ થઈ શકે છે.

એથી વિપરીત ચિત્તને વિષયોમાંથી પાછું વાળીને આત્મામાં લગાડવું એ અધ્યાત્મયોગ કહેવાય છે અને એ સ્વજ્ઞાનની વિદ્યા તે અધ્યાત્મવિદ્યા છે. આ વિદ્યા પ્રાપ્ત થતાં સુધી જીવને જન્મજન્માંતરો સુધી દ્વંદ્વમાં ભટકવું પડે છે.

આવું સ્વજ્ઞાન મેળવવાની સાધનાના બે પ્રકાર છે : ( ૧ ) ઉપાસના અને યોગ, ( ૨ ) જ્ઞાનયોગ, શ્રદ્ધા, શ્રવણ, મનન અને નિદિધ્યાસન, એ આ અનુભવ માટેનાં આવશ્યક સાધનો છે.

જીવની ત્રણે અવસ્થાઓમાં, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની દશાઓમાં માનવી પરાધીન છે, એ પરાધીન દશામાંથી છૂટી, અંતર્મુખ બની, પોતાનુ સ્વરૂપ બધા દૃશ્ય પ્રપંચનુ જ્યાં સુધી ન જોવાય ત્યાં સુધી એને શાન્તિ નથી. એટલે ભ. ગી.ના છઠ્ઠા અધ્યાયમાં કહે છે કે,

सर्वभूतस्थमात्मानं सर्वभूतानिचात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शिनः ॥

* * *

યુદ્ધની પાર્શ્વભૂમિ પર તાંડવ ખેલી રહેલો માનવી, અને એવા જ વિરાટ સ્વરૂપે વિનાશનું તાડવ ખેલી રહેલો મહાકાલ, ઘડીક આપણને વિચારમા મૂકે છે કે આ મહાશક્તિ સામે ઝઝૂમતો ક્ષીણકાય માનવી એ શું છે? ઇતર પશુઓથી એ શી રીતે નિરાળો છે, અને સમસ્ત બ્રહ્માંડને પોતાના અલ્પ જણાતા અસ્તિત્વમા અનુભવતો એવો એ શક્તિશાળી કોણ છે?

જન્મ, વૃદ્ધિ, સ્થિતિ અને સંહાર એ ચાર પ્રકૃતિ ધર્મો, માનવ-સૃષ્ટિ તેમ જ પશુસૃષ્ટિ માટે સામાન્ય છે; પરન્તુ માનવ જ્યારે દેવમાનવ બને છે ત્યારે તો :

" મનુષ્ય અને પશુશરીર વચ્ચે જે મહાન તફાવત છે તે કેવળ

ધર્મનો છે પશુમા પ્રાણપ્રેરિત ( instinctive ) સસ્કારોમાં સશોધન કરી, એની ઉપયોગિતા માટે, વિચાર કરવા માટે બુદ્ધિ જેવુ એક અલૌકિક સાધન એને મળ્યુ છે બુદ્ધિ એનો માર્ગપ્રદીપ છે, વિવેક એની દીવાદાંડી છે, વિચાર એનો ધર્મધ્વજ છે, જ્ઞાન એની સાચી પ્રતિભા છે અને ચૈતન્ય એનુ સાચુ સ્વરૂપ છે '

ત્યારે આવી અપ્રતિમ શક્તિ ધરાવતો માનવી આધિભૌતિક તેમ જ આધિદૈવિક દુખોનો સામનો શી રીતે કરે છે ? શાસ્ત્ર કહે છે કે આ બન્ને પ્રકારના દુખોનો આધાર આધ્યાત્મિક દશા ઉપર જ નિર્ભર છે મનુષ્યનુ જેવુ આધ્યાત્મિક સગઠન તેવી તેની સસ્કૃતિ સસાર સુધારવા માટે પહેલાના બન્ને ક્ષેત્રો કરતાં આધ્યાત્મિક ક્ષેત્રમા જ પુરુષાર્થ આવશ્યક છે જ્યા સુધી આધ્યાત્મિક દશા સારી ન હોય ત્યા સુધી બહારની દશા ગમે તેટલી સુખવૈભવવાળી અને અનુકૂળ હોય તો પણ મનને શાંતિ મળતી નથી.

આ સાથે બાહ્ય જીવનમાં અનુકૂળતા વધારવાનો માર્ગ પણ આપણાં શાસ્ત્રોએ શોધ્યો છે લોકપરલોકના દેવદેવતાઓ અને તત્ત્વો સાથે ઉપાસના અને કર્મકાંડ દ્વારા એમને પ્રસન્ન રાખવાનો, એમના શુદ્ધ પ્રવાહોને પૃથ્વી પર વહેવરાવવાનો અને તે દ્વારા બાહ્ય જીવનમા અનુકૂળતા વધારવાનો માર્ગ એ જ કર્મકાડ અને ઉપાસનાનો ગજ માર્ગ છે આ માર્ગ હવે લોપ થતો જાય છે, પરતુ એ જ માર્ગનુ અશત આધુનિક રૂપાતર થયુ છે લોકસેવામાં–લોકસેવા દ્વારા પૂર્ણ રીતે નહિ જ, પણ અશત પિડસ્થ દેવદેવતાઓની ઉપાસના શક્ય બને છે કેટલેક અશે આ માર્ગ અત કરણની શુદ્ધિ અને નિસ્વાર્થ ભાવના કેળવવામા સહાયભૂત થઈ પડે છે

ગીતાકાર કહે છે કે

इष्टान् भोगानहि वो देवा दास्यन्ते यज्ञभाविता ।

આખુયે બ્રહ્માંડ એક યજ્ઞકર્મના ચક્રવ્યૂહમા ચાલ્યા કરે છે. મનુષ્યો, દેવો, પિતૃઓ અને જડચેતન પદાર્થ પરસ્પર એકબીજાની સેવા કરતા કરતા આ વિશ્વયજ્ઞને નિભાવે તો જ ઇષ્ટભોગ મળે છે. છેવટે બધા દુ:ખનુ કારણ તો આપણુ મન જ છે मन एव मनुष्याणां कारण बधमोक्षयो । એ મનના દુઃખનો નાશ સ્વધર્મ સૂઝયા વિના થતો નથી સ્વભાવ સુધર્યા વિના સ્વધર્મ સૂઝતો નથી અને આત્મ જ્ઞાન મેળવ્યા વિના સ્વભાવ કેળવાતો નથી

દુ ખ દૂર થતા અતરમા તિતિક્ષા જન્મે છે સુખનુ ભાન વીરતા પ્રગટાવે છે વીરતામાથી શૌર્ય અને એવા શૌર્યમાંથી જે માનવજીવન ઘડાય તે જ અધર્મનો વિનાશ અને ધર્મની રક્ષા કરવા સમર્થ થાય છે.

આવા બલપ્રદ સ્વરાજ્ય વિના સામ્રાજ્યની વાતો બાલિશ છે એ સ્વરાજ્ય માટે પુરુષાર્થ આવશ્યક છે.

શાસ્ત્રમાં પુરુષાર્થના ચાર પ્રકાર વર્ણવ્યા છે ધર્મ અર્થ, કામ અને મોક્ષ વર્તમાનયુગમાં ચારે પુરુષાર્થના પાયા ડગમગી ગયેલા અવ્યવસ્થિત દેખાય છે આનુ મુખ્ય કારણ ધર્મના ક્ષેત્રની અવ્યવસ્થા છે. ધર્મ એટલે કેવળ નીતિ, લોકપ્રેમ કે વિશ્વપ્રેમ નહિ, કારણ કે નીતિ તો કેવળ સમાજમા શાંતિપૂર્વક, પરસ્પર સગવડતાથી જીવવા માટે છે, પરતુ ધર્મમા ઇશ્વરની સત્તા સ્વીકારવાની છે નીતિથી જીવવા કરતા ધર્મથી જીવવુ શ્રેષ્ઠ છે. ધર્મ તો ઇશ્વરની સમીપ જવા, રહેવા અને એની સાથે નિત્ય અભેદ ગાળવાના માટેનુ ચારિત્ર્યશિક્ષણ છે એકલી નીતિ કેવળ શુષ્ક છે, ત્યારે ધર્મ મનુષ્યને સર્વત્ર ઇશ્વરીય પ્રેમનુ પાન કરાવી નિત્યરસિક બનાવે છે આ ધર્મ નામના પ્રથમ પુરુષાર્થનુ યથાર્થ પાલન થયું હોય તો જ અર્થ નામના બીજા પુરુષાર્થનુ સાધન સુખકર નીવડે છે

હવે આવે છે આ ચારેય પુરુષાર્થની ટૂંકી પણ સચોટ વ્યાખ્યા

( ૧ ) ધર્મ = ઈશ્વરની સમીપ જવા માટેનુ દૈવી સંપદ કેળવવાનુ સાધન.

( ૨ ) અર્થ = આ સંસારમાં જે જે પદાર્થો આપણને લોક પરલોકનુ જીવન સુધારવા માટે આવશ્યક હોય, તે ધાર્મિક જીવન વડે મેળવવાનુ શાસ્ત્ર અને સાધન

( ૩ ) કામ = ધાર્મિક જીવન વડે આર્થિક સગવડો મેળવીને સંસારમાં જ્યાં જ્યાં પ્રેમસંબંધો વધારવા જોઈએ, ચારેય આશ્રમ અને ચારેય વર્ણોનાં માનવપ્રાણી સાથે પ્રેમનો સંબંધ રાખીને આપણા ચિત્તને વિશુદ્ધ બનાવવુ જોઈએ, તેના સાંસારિક સંબંધને લીધે ઉઠતી ચિત્તની પ્રેમપ્રેરણા તે કામ કહેવાય છે કામના બે સ્વરૂપ છે પ્રેમ અને મોહ, પ્રેમમા ચિત્તનો અશરીરી સૂક્ષ્મ અભેદ પ્રવાહ છે, જ્યારે મોહમાં શરીર સંબંધી ભોગવિલાસ આવે છે ગૃહસ્થાશ્રમમાં પણ માતાપિતાથી માંડી આગળ વધતાં બધા સગાસંબંધીઓ સાથે સ્નેહનો સંબંધ બંધાય છે. તેમા નિઃસ્વાર્થભાવે સંબંધ રહે, અને નિષ્કામતાથી સૌની સેવા થાય, એ ધાર્મિક કામની વ્યવસ્થા છે એ જ છે નિષ્કામ પ્રેમની વ્યાખ્યા. આવી રીતે અર્થ અને કામ એ સાંસારિક સુખસંપત્તિના હથિયાર છે, અને ધર્મ એનો એટલા માટે પાયો છે કે ધાર્મિક જીવન વિના જો અર્થ અને કામમાં જ મનુષ્ય રચ્યોપચ્યો રહે, તો એ વિનાશ નોતરી લે છે ધર્મના પાલન દ્વારા આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં મનુષ્ય વિકાસ સાધે તો જ એ ચોથા પુરુષાર્થ મોક્ષનો અધિકારી બને છે

નીતિ અને ધર્મ વચ્ચેનો સૂક્ષ્મ ભેદ સમજાવતાં સ્વામીજી કહે છે કે નીતિ એ ધર્મનુ અધીંગ છે નીતિ આપણને આ લોકમાં સુખી રાખે છે, ત્યારે ધર્મ આપણને આ લોકનુ સુખ આપી અર્થ અને

કામના સંબધોમા અનાસક્ત રાખી, મોક્ષના અધિકારી બનાવે છે. નીતિ અને ધર્મ એક જ જીવનનાં બે પાસાં છે. એકલી નીતિ મનુષ્યને સ્વાર્થી બનાવશે, જ્યારે એકલો ધર્મ બુદ્ધિમાં જડતા લાવી, મનુષ્યને પાખંડી કે જડશ્રદ્ધાળુ બનાવશે. આમ ધર્મમાં નીતિનો સમાવેશ થાય છે, પણ નીતિમા ધર્મનો સમાવેશ થઈ શકે એમ નથી. ધર્મમા નીતિ ઓતપ્રોત હોય ત્યારે જ धर्मो रक्षति रक्षित એ કથન સાર્થક કરે છે. "ધર્મ અને મોક્ષ એ સરસ્વતીના સ્વરૂપ છે. સસારબધનથી મુકિત આપનાર એ શારદાની ઉપાસના કર્યા વગર જો અર્થ અને કામની અધિષ્ઠાત્રી લક્ષ્મીની જ ઉપાસના કર્યા કરીએ, તો એ અધર્મ અને બધનનું સામ્રાજ્ય વધારી, અનેક વિનાશના, સંહારના દેવદેવતાઓને, પૃથ્વી પર નોતરે છે."

*　　　*　　　*

વર્તમાન જગતનો એક વિકટ પ્રશ્ન હવે ઊઠે છે કે સાચો સન્ત ઓળખવો શી રીતે? જો જ્ઞાનીમા ખાસ કાંઇ બાહ્ય લક્ષણ ન હોય, એની અતરગ દશા જ એની સાચી દશા સૂચવતી હોય તો પછી જિજ્ઞાસુએ સત્સગ સાધવા માટે સતસમાગમ શી રીતે સાધવો?

વેદાન્તી કવિ અખાજી આ પ્રશ્નનો સરસ તોડ આપે છે એ કહે છે કે.

> જે જનને ઉતરવુ પાર, નાવ નાવિકનો કરે નિર્ધાર,
> જ્યારે નર પાર ગત થયો, ત્યારે જળનો સાજ ત્યા રહ્યો:
> મુમુક્ષુને સર્વે એ ઘટે, જેનું મન પામવા રટે

અખાજી કહે છે કે નદી પાર કરનાર મનુષ્યને નાવ અને નાવિકની જરૂર પડે છે, પણ પાર કરીને સામે કાંઠે બેઠેલાને એની કશી જરૂર નથી. ભાવાર્થ એવો છે કે જે બાહ્યસાધન જિજ્ઞાસુને માટે આવશ્યક માન્યા છે, અને જે બાહ્ય ચિહ્નથી જિજ્ઞાસુ ઓળખી શકાય, તેનાં

બધાં ચિહ્નો જ્ઞાનીમાં હોવાનો સંભવ નથી. નદી પાર કર્યા પછી જેમ નાવ કે નાવિકની જરૂર રહેતી નથી તેમ જ્ઞાનીને બાહ્યદશાનાં ખાસ બંધન હોતાં નથી. મુમુક્ષુએ પોતે પ્રથમ સાધન મેળવવાં અને કેળવવાં જોઈએ, જેથી એનાં આંતરચક્ષુ ઉઘડે અને આંતરિક વિકાસ દ્વારા જ્ઞાનીની આંતરિક અવસ્થાને એ ઓળખી શકે.

વેદાન્તશાસ્ત્ર પ્રમાણે હવે સાધનનો વિચાર કરીએ. સત્ ને અસત્થી જુદા પાડવાનું કામ બુદ્ધિનું—વિચારશક્તિનું છે. આમાં શાસ્ત્ર, સંત અને ગુરુની આવશ્યકતા છે. જે શાસ્ત્ર કે સંત આમાં સહાયતા આપી શકે, એનો સંગ કરવો, એવો વિવેક એણે કેળવવો જોઈએ. વિવેકને શાસ્ત્રમાં ત્રીજી આંખ કહી છે. સત્ અને આત્માપ્રતિ પ્રેમ વધારવો એ **ભક્તિ**, અને અસત્ તથા અનાત્મપ્રતિ ઉદાસિનતા, અનાસક્તિ તથા ઉપેક્ષા રાખવાં એ **વૈરાગ્ય** છે. જે શાસ્ત્ર કે સંત આમાં સહાયતા કરાવે એનો સંગ રાખવો એ **સત્સંગ.**

હવે પછીનું સાધન છે છ અંગનું: **શમ** (શાંતિ) વિષયોના સંતાપમાં શાંતિ. આથી બાહ્ય ઇંદ્રિયોમાં સ્વાભાવિક સંયમ આવે, અને અયોગ્ય વિષયો તરફ ઇંદ્રિયો દોરતી હોય ત્યાંથી એને દબાવી રાખે એ **દમ.** શમ અને દમ આવતાં વિષયોમાંથી મન ઉપરામ થતું જાય એ **ઉપરતિ.** દુઃખ સહન કરવાની, મનને એમા ક્ષોભ ન થવા દેવાની જે શક્તિ આવે તે તિતિક્ષા કહેવાય છે. સંતોમાંથી કોઈને એ પોતાના નિત્યસહાયક તરીકે સ્વીકારી એમના વચનમાં વિશ્વાસ કેળવે એ **શ્રદ્ધા.** પછી તે નિશ્ચિન્ત બને છે. એ નિશ્ચિન્ત દશા તે **સમાધાન.**

આ છ સાધનનું ઝુમખું જીવનમાં સુંદર મેળ જમાવે, પણ હું કોણ, ઇશ્વર કોણ અને જગત કોણ? એ જાણવાની ઉત્કટ જિજ્ઞાસા અંતરમાં ફૂટી નીકળે એ એની **મુમુક્ષુતા** છે. સંતો કે જ્ઞાનીઓ પાસે જતાં પહેલાં આ ચારેય સાધન જરૂરી છે.

સમષ્ટિના ધાર્મિક ક્ષેત્રે ગમે તેટલી અંધાધુંધી હોય તેથી કોઈ વ્યક્તિને પોતાનું સાધન કેળવવામાં મુશ્કેલી નડતી નથી, કારણ કે જેવી દષ્ટિ તેવી સૃષ્ટિ અને જેવી ભાવના તેવું ફળ એ ન્યાયે અંતર્મુખ થઈને જીવનમાં સાધનસંપત્તિ ઉતારવાથી સૃષ્ટિ વિષેની આખી દષ્ટિ બદલાઈ જાય છે, આથી સાધકે અંતર્મુખ થઈ જાતે જ સુધરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ધાર્મિક જીવન ગાળી, નીતિને માર્ગદર્શક બનાવી, અર્થ અને કામમાં નિઃસ્વાર્થતા લાવ્યા પછી જ મોક્ષના સહજ ભાવે અધિકારી બની શકાય છે.

સાચું ધાર્મિક જીવન શરૂ થાય છે ઉદારતામાંથી. ઉદારતા આવતાં જ નિઃસ્વાર્થભાવે સૌની સેવા થાય એટલે કાયિક શુદ્ધિ મળે; મનથી બધાં પ્રતિ સમાનભાવ આવે. જગત્ ગમે તેવું હોય, ગમે તે દોષવાળું હોય તો પણ સૌ પ્રતિ પ્રેમભાવ રહે, ત્યારે માનસિક શુદ્ધિ થાય અને પૂર્વકર્મનાં પુણ્યપ્રતાપે ધન મળ્યું હોય, તો મારાં પારકાંનો ભેદ ભૂલીને, સૌના ઉપયોગ માટે વપરાય ત્યારે ધનશુદ્ધિ થાય છે.

આ તો થઈ સાંસારિક જીવનની દિશા. પણ જિજ્ઞાસુ, ભક્ત કે સાધકની જીવનકક્ષા આથી પણ ઉપર જાય છે. પ્રથમ તો એણે સાંસારિક દૃષ્ટિથી નહિ પણ ઈશ્વરપ્રીત્યર્થે જીવવાનું હોય છે. ઈશ્વરની જ જ્યાં વાતો થતી હોય એવા નિર્દોષ વાતાવરણમાં એણે વિહરવું જોઈએ. ભક્તો, જિજ્ઞાસુઓ, મુમુક્ષુઓ, સંતો, જ્ઞાનીઓ અને અનુભવીઓની સાથે એણે નિર્ભય રીતે ભેળાઈને સૌની સેવા કરવી જોઈએ. જ્યાં સુધી એ સેવા દ્વારા લોભમોહ નિર્મૂળ ન થાય, ત્યાં સુધી ભાવ કે આપવામાં ઉદારતા આવતી નથી; ઉદારતા વિના સંતભક્તિ ઉપજતી નથી, ભક્તિ વિના સંતકૃપા મળતી નથી. અને કૃપા વિના આત્માનંદની આશા સ્ફુરતી નથી.

પ્રથમ સાધનસંપત્તિ કેળવીને સંતોનો સત્સંગ કરવો. પછી એ

સંતોમાંથી આપણી પ્રકૃતિ સાથે વિશેષ મેળ ખાય તેમ હોય તો, તેમની સાથે સહવાસ વધારવો. ઇષ્ટ લાગે ત્યાં ગુરુબુદ્ધિ કરવી, અને સાધનમાં લાગી જવું. એક દેવની કે એક સંતની બતાવેલી સાધના કરવાથી જ ઇષ્ટ સિદ્ધિ થાય છે. ઠેકઠેકાણે ભટકવું એ સમદૃષ્ટિ કે વિવેકબુદ્ધિ નહિ પણ વ્યભિચારી વૃત્તિ છે. એક સુંદર વ્યવહારુ ઉદાહરણથી સ્વામીજી આ કથન સમજાવે છે: "એક એક હાથ જમીન જુદેજુદે ઠેકાણે ખોદવાથી કુવો બનતો નથી; તેમ જુદેજુદે સ્થળે ભટકવાથી ભાવની સ્થિરતા થતી નથી; ભક્તિ વધતી નથી, શ્રદ્ધા જામતી નથી એટલું જ નહિ પણ દોષદૃષ્ટિ ખૂબ જ વધી જાય છે." ભગવાન શ્રીકૃષ્ણ પણ કહે છે કે:

व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

અનેક ઠેકાણે ભટકનારી બુદ્ધિને કદી સમાધાન કે સમાધિ મળતાં જ નથી.

* * *

હવે આવે છે ખૂબ ચર્ચાસ્પદ બનેલો, આજના જમાનામાં ખૂબ ગેરસમજુતી-જેમાં ઊભી થાય છે એવો, પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગનો પ્રશ્ન. લોકમાન્ય તિલક કે મહાત્મા ગાંધીજીના આંદોલન પછી કર્મમાર્ગ, લોકસેવા, જનકલ્યાણ વગેરે માટેની અભિરુચિ, સંસ્કારી અને સુશિક્ષિત ગણાતા વર્ગમાં વધતી જાય છે, એટલું જ નહિ પણ જનસેવા એ સર્વત્ર જાણે ફેશન થઈ પડી છે. આ માર્ગનો શાસ્ત્રીય અભ્યાસ ન હોવાને કારણે કેટલાક શ્રી રમણમહર્ષિ, શ્રી અરવિંદ કે એવા નિવૃત્તિ માર્ગના સાધુસંતોના જીવનને અસામાજિક કે સ્વાર્થપરાયણ ગણી અવગણે છે. આ પ્રશ્નનો ઉકેલ હવે આવે છે.

જગતની સ્થિતિ કે રક્ષાને માટે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એવા બે

પ્રકારના માર્ગ વેદોએ વર્ણવ્યા છે. આ બન્ને માર્ગ સંસારના વ્યવહાર માટે આવશ્યક છે.

જે વૃત્તિ લોકલોકાન્તરના ભોગમાં જીવાત્માને બહિર્મુખ રાખી કર્મ કરાવ્યા કરે, રાગદ્વેષની પ્રેરણામાં રાખી ભોગ માટે વલખાં મરાવ્યા કરે એ વૃત્તિ તે પ્રવૃત્તિ કહેવાય છે. ત્યારે જે વૃત્તિ વિષયાધીન મનોદશા, ભોગ, રાગદ્વેષ અને પરિચ્છિન્ન દેહબુદ્ધિ, એ બધામાંથી મુક્ત થવાની પ્રેરણા કરે અને એમાંથી છૂટવા માટે જે જે કર્મ કે વિચાર કરાવે, સંક્ષિપ્તમાં જ્ઞાનની ભૂખ ઉઘાડે, એ વૃત્તિ તે નિવૃત્તિ કહેવાય છે. પ્રવૃત્તિને પોષક વેદોક્ત ધર્મનો કર્મકાંડનો માર્ગ છે, જ્યારે નિવૃત્તિને પોષક જ્ઞાનકાંડનો માર્ગ છે. કર્મમાર્ગમાં કર્મકાંડનાં શાસ્ત્રો સહાયક થઈ પડે છે, જ્યારે જ્ઞાનમાર્ગમાં ઉપનિષદો માર્ગદર્શન કરે છે.

ભારતનો વેદમાર્ગ અહીં પશ્ચિમના ઉત્ક્રાંતિવાદથી ( Theory of evolution ) નિરાળો મત રજુ કરે છે. પાશ્ચાત્ય માન્યતા મુજબ માનવી પાશવીય સંસ્કારમાંથી સુસંસ્કૃત બન્યો છે, અને બનતો જાય છે; જ્યારે પૂર્વનો ચક્રાકાર ગતિવાદ સૂચવે છે, કે સૃષ્ટિ સમાન લીટીમાં નહિ પણ ચક્રાકાર ગતિમાં ચાલે છે. ઋતુના, દિવસરાત્રિના કે પ્રહરોના ક્રમ પ્રમાણે અસંખ્ય વાર સૃષ્ટિની રચના થાય છે, માનવ સમાજ એમાં કર્મ કરે છે, ભોગ ભોગવે છે અને પાછો એનો સંહાર થાય છે. એમાં સત્વગુણી, રજોગુણી અને તમોગુણી–એમ ત્રણે પ્રકારનાં મનુષ્યો હંમેશાં સૃષ્ટિમાં વિચરે છે. પૂર્વજન્મનો સિદ્ધાન્ત એમાં સર્વમાન્યપણે સ્વીકારાએલો હોઈ જીવાત્મા કાળક્રમે ઉન્નતિ સાધે છે એમ મનાયું છે. પ્રથમ તમોગુણનાં અજ્ઞાન, અહંકાર તથા દેહભોગી અને વિષયી સંસ્કારમાં રહેલો જીવ, રજોગુણના સ્વાર્થી ભોગચક્રમાં આવે છે, ને ત્યાર પછી નિઃસ્વાર્થ,

નિરહંકાર વૃત્તિના પ્રભાવે, સત્ત્વગુણની વૃદ્ધિ, જ્ઞાન તેમજ આત્માના પ્રકાશના વાતાવરણમાં આવીને એ એવું ઉન્નતજીવન જીવે છે, કે જેથી એની દૃષ્ટિ હંમેશાં ઉન્નતગામી–એટલે આર્ય કહેવાય છે. આજ કારણે માનવજીવનની આવી સર્વોત્કૃષ્ટ કક્ષાએ પહોંચેલા એવા જીવાત્માને ઋષિઓ કહ્યા છે.

બીજું એક ખૂબ મહત્વનું સત્ય એ છે કે સૃષ્ટિના સંહાર સમયે જે સર્વશ્રેષ્ઠ મહાપુરુષો ઉન્નતિની ટોચે પહોંચેલા હોય છે, તેઓ નવી સૃષ્ટિના સર્જનકાળે દીર્ઘદૃષ્ટા તરીકે અવતરી, અવતારી પુરુષો તરીકે, માનવ સમાજ માટે સનાતન સત્યોનું પુનરુચ્ચારણ કરી જાય છે. यदा यदा हि धर्मस्य આ જ રહસ્યનું છે.

આ પ્રમાણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગનાં શાસ્ત્રો અને તે પ્રમાણેનો વ્યવહાર, સંસારની સ્થિતિને માટે રક્ષક છે. નિવૃત્તિનું લક્ષ્ય રાખ્યા વિનાની પ્રવૃત્તિ અંધારામા ગોથાં ખવડાવે છે.

વેદોક્તમાર્ગના વર્ણાશ્રમધર્મની વ્યવસ્થા પણ આ જ હેતુથી કરવામાં આવી છે. વર્ણ અને ધર્મ પ્રમાણે સૌ પોતપોતાના પ્રવૃત્તિ-ધર્મનાં સાધનો કરે, નિવૃત્તિધર્મને લક્ષમાં રાખીને જ વિશુદ્ધ ખાનપાન, સદાચાર તથા પાઠપૂજા, દેવદર્શન, તીર્થયાત્રા, દાનપુણ્ય વગેરે કરે, કે જેથી આશ્રમ બદલતાં બદલતાં વાનપ્રસ્થ અને સંન્યસ્ત અવસ્થાનો સમય આવે ત્યારે એકાન્તનો યથેષ્ટ લાભ લઈ શકે. તે વખતે મન સંસારના અનુભવથી એવું તો પરિપક્વ અને તૃપ્ત થઈ ચૂક્યું હોય, કે એકાન્તમાં નિવાસ કરવાનો પ્રસંગ આવે ત્યારે, આસક્તિ સતાવે નહિ, નિવૃત્તિમાર્ગ સરળ થઈ પડે, અને આ જ જન્મમાં જીવનનું મોક્ષસ્વરૂપ, પરમધ્યેય એને સહજ સાધ્ય થઈ પડે.

હવે આવે છે આ પરમધ્યેય પ્રતિ પહોંચવાના ત્રણ મુખ્ય માર્ગની સમીક્ષા.

દ્વૈતસાધનાથી મુક્તિ નથી જ એમ સિદ્ધ થયા પછી પણ કેવળ ઈશ્વરપ્રીત્યર્થે કર્મ કરવાં અને પ્રાણીમાત્ર સાથે યથાધર્મ વ્યવહાર કરી છૂટવો એવા પ્રવૃત્તિમાર્ગને શાસ્ત્ર નિષ્કામ કર્મયોગ કહે છે.

નિષ્કામ કર્મ કરવાં એ કર્મયોગ સ્વસુખની કશી પણ આશા વિના, તિતિક્ષા વધારતાં વધારતાં, તન, મન અને ધન ખર્ચી નાંખવાં એ છે કર્મમાર્ગ. ત્યાર પછી ધીરે ધીરે ભાન થાય છે કે સંસારનાં પ્રાણી માત્ર અને હું બધાં લોકલોકાન્તરમાં ફર્યા કરનાર પ્રવાસીઓ છીએ, અને સુખદુઃખ તો જીવાત્માઓ પોતપોતાનાં કર્મફળ પ્રમાણે પામે છે, એવી સમજણ આવતાં કર્મમાર્ગમાંથી વૈરાગ્ય આવે છે. સુખદુઃખનાં દ્વંદ્વ પાછળ પરમાત્મા જ સાચું સુખધામ છે એ દૃષ્ટિ ઉઘડતાં, એ નિષ્કામ કર્મને પણ પ્રવૃત્તિ માનીને કેવળ ઈશ્વરનું સ્મરણ, ધ્યાન કે એમના અવતાર કે પ્રતીકની ઉપાસનામાં જીવાત્મા લાગી જાય છે. એના દર્શન માટે શરીરને કષ્ટ આપે, યમનિયમ પાળે, આસનપ્રાણાયામ સાધે, પ્રત્યાહાર કેળવે અને ઈશ્વરનાં ગુણકર્મ કે સ્વરૂપનો વિચાર કરી પોતાના સમસ્ત ભાવસમૂહને પરમપ્રેમદ્વારા ભગવાન ભણી વાળે, એ એની ભક્તિ— આ છે ભક્તિ કે યોગમાર્ગ. આ અવસ્થાનાં પૂજા, પાઠ, ઉપાસના વગેરે ભક્તિમાર્ગનાં નિવૃત્તિપોષક કર્મ કહેવાય.

મનને સંસારમાંથી ખેંચીને પરમાત્માના સ્વરૂપમાં નાંખવાનાં જે સાધનો થયાં, એ દ્વારા મન જ્યારે સંપૂર્ણ સમાહિત થાય, ત્યારે સમાધિ દ્વારા જે સંસારની અલ્પક્ષણિક વિસ્મૃતિ ભોગવી હોય તેમાં શંકા ઊઠે છે, કે આખી ત્રિગુણાત્મક પ્રકૃતિ, ધ્યાતા, ધ્યાન, ધ્યેય વગેરેમાં નિત્ય કોણ? ત્રણેયનાં સ્વરૂપ કેવાં? આવી આવી જિજ્ઞાસાની પ્રશ્નધારા અંતરથી છૂટવા માંડે ત્યારે એ કર્મયોગ અને ભક્તિયોગમાંથી નીકળી જ્ઞાનયોગના અધિકારમાં પ્રવેશ કરે છે. ત્યાં એ બુદ્ધિને વિશુદ્ધ અને વિરક્ત બનાવી એકધારો વિચાર કરવા માટે સતેજ કરે

છે, અને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્યનું શરણ સ્વીકારી પરમતત્ત્વનું જ્ઞાન મેળવે છે.

આમ પ્રવૃત્તિ અને નિવૃત્તિના યથાર્થ પાલનથી માનવજીવનની સર્વશ્રેષ્ઠ ઉન્નતિને શિખરે પહોંચાય છે. ઐહિક પારમાર્થિક બન્ને જીવનનું કલ્યાણ સધાય છે. આ પ્રવૃત્તિ અને નિવૃત્તિના સાધનનો પાયો છે ધર્મ.

હવે આ નિવૃત્તિમાર્ગમાં સાવધાનતા એ રાખવાની છે કે જો પ્રવૃત્તિ-અસંતુષ્ટ રહેલો જીવાત્મા નિવૃત્તિના સાધનમાં ઉતરવા જશે, તો તામસિક વૈરાગ્યનો અને રાજસિક અહંકારનો ભોગ બની, ઉન્નતિને બદલે અધોગતિના ગર્તમાં પડશે. વળી ધર્મ, અર્થ અને કામના અનિવાર્ય વ્યવહારમાં સદાચાર, સરળતા અને નિઃસ્વાર્થતા હશે તો જ એ ત્રિપુટી સંસારમાં અભ્યુદય કરાવી, મનુષ્યને નિવૃત્તિ ધર્મનો અધિકારી બનાવશે. આ માર્ગમાં ત્યાગનો આડંબર, તપનું મિથ્યાભિમાન, ચમત્કારો પ્રતિ આસક્તિ વગેરે ન જન્મે, એ માટે ખૂબ સાવધ રહેવાનું છે. આવો સાધક જ્ઞાનસંપાદન કર્યા પછી પાછો લોકોમાં આવે છે, અને ઉપદેશ આપે છે. એ તો વિજ્ઞાનની પરીક્ષામાં પ્રાવીણ્ય મેળવ્યા પછી આચાર્ય, અધ્યાપક કે શિક્ષક થવા જેવું છે. ખરા તત્ત્વસાધકને ત્યારપછી આચાર કે લોકરૂઢિથી ઉભા થયેલા વિધિ-નિષેધનો કશો બાધ રહેતો નથી. ભગવાન શંકરાચાર્યના શબ્દોમાં કહીએ તો :

> अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला।
> विज्ञातेऽपि परेतत्त्वे शास्त्राधीतिस्तु निष्फला॥

મૂઢ અજ્ઞાની માટે, કે પરમતત્ત્વના જ્ઞાની માટે, શાસ્ત્રનો અભ્યાસ ( વિધિનિષેધ વગેરે ) નિષ્ફળ છે.

આવા પ્રવૃત્તિનિવૃત્તિ માર્ગમાં પણ ધાર્મિક સાહિત્યનો અભ્યાસ ખૂબ જરૂરી છે. અઢળક ધનવૈભવ પણ શાન્તિ માટે નકામો છે: ઉત્તમ ગ્રન્થોનું વાચન તો માણસને દેવ બનાવી શકે છે ૧૦૦૦ પાનાનાં એકમાત્ર પુસ્તકમાંથી ફક્ત ૮ શબ્દોના એકાદ વાક્યના એક જ સુંદર વિચારનો જો જીવનમાં અનુભવ થાય તો એની સાર્થકતા સિદ્ધ થઈ કહેવાય. સદ્‌વિચારવાળું પ્રાણી એટલે જ માનવી.

* * *

હવે આવે છે થોડી કર્મની મીમાંસા; કર્મના વાસ્તવિક સ્વરૂપને સમજાવતા ભગવાન ચોથા અધ્યાયના ૧૮મા શ્લોકમા કહે છે કે:

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत्॥

જે કર્મમા અકર્મને જુએ છે અને જે અકર્મમા કર્મને જુએ છે તે જ મનુષ્યોમા બુદ્ધિમાન છે, તે યોગી સમસ્ત કર્મ કરનાર છે.

કર્મ એટલે શરીરની નિશ્ચેષ્ટ કે ક્રિયાવાળી એવી બન્ને સ્થિતિ. (૧) પહેલી અવસ્થામાં યોગી કે ઉપાસક ઇંદ્રિયોને નિશ્ચેષ્ટ કરી પ્રાણનો કુંભક કરી, સમસ્ત દ્વૈતને વિસ્મૃતિમા નાખી, કૈવલ્ય સ્વરૂપનો પોતાના શુદ્ધ સત્વ (અંત:કરણ) વડે અનુભવ કરે તો એ પણ કર્મ છે. (૨) બીજી અવસ્થામા શરીર, પ્રાણ અને ઇંદ્રિયો સ્વભાવ પ્રમાણે વિશુદ્ધ અને નિષ્કામ કર્મ કર્યા કરતા હોય, તેવી ક્રિયાવાન્ સ્થિતિ તે પણ કર્મ છે. અજ્ઞાનીઓ પહેલી અવસ્થાને અકર્મની તથા બીજીને કર્મની સ્થિતિ કહે છે તે ભૂલ છે, ખરી રીતે બન્ને દશા કર્મની છે. વાસ્તવિક અકર્મ તો આત્મસ્વરૂપ છે, તેથી જ્ઞાની અકર્મસ્વરૂપ આત્માને પણ કર્મમાં જોઈ શકે છે; અને ધ્યાનની નિશ્ચેષ્ટ દશાને અજ્ઞાનીઓ અકર્મ કહે છે એમાં પણ કર્મ છે એમ સમજે છે. આત્મા અકર્તા છે એવુ સમજીને જ્ઞાનીનો દેહ

કર્મ કર્યા કરે છે. આવી રીતે કર્મમાં અકર્મભાવ નહી હોય તો અવશ્ય અહંકાર વધારશે અને બંધનકારક નીવડશે. આમ આત્માના વાસ્તવિક, અવિચળ સ્વરૂપને બુદ્ધિથી સમજવું અઘરૂ છે, અને તેથી જ આપણે નિવૃત્તિ તથા પ્રવૃત્તિ વચ્ચેના વાસ્તવિક ભેદને ન સમજતાં, તત્ત્વદર્શીઓના વિશુદ્ધ વ્યવહારને પણ પ્રવૃત્તિ માની લઈએ છીએ.

આપણો અનુભવ જ્ઞાની તત્ત્વદર્શીઓના અનુભવથી નિરાળો છે સામાન્ય માનવીનો અનુભવ કહે છે, કે જગતમાં જણાતી અગણિત વસ્તુઓ જાણે નવી જ ઉપજી આવી છે, એ બધાનો, જાણે પહેલાં કશું જ નહોતુ એમાથી જન્મ થયો છે ઋષિઓનો અનુભવ કહે છે કે સ્થૂલ ઇંદ્રિયો વડે પ્રત્યક્ષ થતા જડચેતન પદાર્થો વગેરેના રૂપાન્તરની પાછળ કોઈ સ્થાયી તત્ત્વ છે, આ પળેપળે પલટાતા વિશ્વનુ કોઈ અધિષ્ઠાન છે કે નહિ એનો નિર્ણય કરવા માટે, એનુ સ્વરૂપ શોધવા માટે જનસમૂહનો બુદ્ધિશાળી જિજ્ઞાસુવર્ગ નિવૃત્તિપરાયણ થયો. બ્રહ્મચિન્તન જ એમનો વ્યવસાય હોઈ તેઓ બ્રાહ્મણ કહેવાયા. એકાન્તને એમણે પોતાનુ નિવૃત્તિ સ્થાન બનાવ્યુ, સમસ્ત પ્રાણીવર્ગને નિત્યશાંતિ અને નિત્યસુખ આપે, પ્રાણીમાત્રના જીવનકર્મનું લક્ષ્યસ્થાન પ્રાપ્ત થાય તો વ્યવહારની સાચી દિશા સૂઝે, દ્વંદ્વના ઝઘડા શમે અને એ જ લક્ષ્યે માનવસમાજ પ્રગતિ કરે, તો વ્યવહારમા પણ સર્વત્ર સંપ, શાન્તિ અને સુખ ॥ આંદોલનો વહેતા રહે એ ઉદ્દેશથી આવા તત્ત્વશોધકોને સમાજે અનુકૂળતા કરી આપી એનુ જે સુંદર પરિણામ આવ્યુ તે જ આપણા વેદ, વેદાંગ અને ઇતિહાસ પુરાણનાં આપ્ત વાક્યો.

યોગ અને ઉપાસનામાંથી એક લાભ એ થયો કે માનવસમાજ સ્થૂળમર્યાદિત વર્તુલમાંથી, આ એક જ પૃથ્વી પરના લૌકિક પ્રદેશથી

પર, કોઈ વ્યાપક, સૂક્ષ્મ અને અલૌકિક પ્રદેશમાં વિહરવા લાગ્યો. એમ કરતાં કરતાં અંતે સાચા સિદ્ધાંતને અને તત્ત્વને પામવાનું સામર્થ્ય પણ એ કેળવી શક્યો. આમ પરિવર્તનશીલ પ્રકૃતિના એક અંશરૂપ માનવી આજનો અસુર મટી કાલનો દેવ બન્યો. એવી તુરીય અવસ્થાને પ્રાપ્ત કરી, અનંત જીવનનું શ્રુતિ-દર્શન પામેલો માનવી, સામાન્ય જનતાને પણ દ્વંદ્વમાંથી મુક્તિના સ્વરૂપનો ખ્યાલ આપવા પ્રેરાયો. દ્વંદ્વમાંથી મુક્તિના સ્વરૂપનો નિર્ણય થાય એવી જીવનવ્યવહારની યોજના ઘડી કાઢી, વિધિનિષેધનાં એણે પુસ્તકો લખ્યાં, એ છે આપણા **સ્મૃતિ ગ્રંથો.** એમણે જાહેર કર્યું કે દ્વૈત અને દ્વૈતની ઉપાસનાઓનું સામર્થ્ય કેવળ ચિત્તનિરોધ સુધી જ છે, અને અદ્વૈત જ સમસ્ત અનુભવની ટોચ છે. એવું અનુભવજન્ય જ્ઞાન જેમાં ઉપદેશ્યું છે, તે છે આપણાં **ઉપનિષદો.** ઉપાસનાના, મંત્રના, યોગધ્યાનના, સિદ્ધિના, ચમત્કારોના, વાદવિવાદના, સ્પર્ધાના જે જે બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, તપસ્વીઓ, જાપકો કે મંત્રવિદોએ પ્રયોગ કરેલા, તેમનાં વૃત્તાંતો ગોઠવી સાહિત્યક્ષેત્ર ખેડાયાં તે **પુરાણો.** આ વિપુલ સાહિત્ય આપણને અદ્યાપિપર્યન્ત સાચા આર્ય અને આર્ષ જ્ઞાન પ્રતિ દોરવામાં ભોમિયા જેવું થઈ પડ્યું છે.

* * *

હવે પરબ્રહ્મનું સ્વરૂપ કેવું છે તે જોઈએ. તૈત્તિરીય ઉપનિષદ્ કહે છે કે " सत्यम् ज्ञानम् अनन्तम् ब्रह्म. દશ્યાદશ્ય બ્રહ્માંડની પાછળનું જે અધિષ્ઠાન સ્વરૂપ, જે સનાતન શાશ્વત તત્ત્વ, તેજ બ્રહ્મતત્ત્વ તરીકે ઓળખાય છે.

જીવન અને મૃત્યુ એ બન્ને દશાઓ એક જ અનંત જીવનનાં બે પાસાં છે. એ બન્ને પાસાં જેવા જન્મમૃત્યુના ખેલ દેખાડનાર કોઈ અજબ શક્તિ આપણી આસપાસ ખેલી રહી હોય એમ લાગે

છે. ઋષિઓ આ બધા ખેલને કોઈ અનિર્વચનીય માયાશક્તિના ગણાવી, એને મિથ્યા સમજાવી એક મૂળભૂત વસ્તુને સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મ તરીકે ઓળખાવી એને જ વળગી રહેવાનું કહે છે.

હવે સત્યની વ્યાખ્યા તપાસીએ. વાણી જ્યારે જે બન્યું હોય હોય કે જેવું હોય તેવું જ કહે, એને આપણે સત્ય કહીએ છીએ, પણ યથાર્થ ઘટનાથી વિપરીત બોલાય ત્યારે એ અસત્ય કહેવાય છે. આટલો વાચા સબંધ આપણે સત્ય અસત્યનો વિચાર કર્યો, પણ એ વાણી તો એમની એમ નિર્વિકારી તથા સત્ય જ રહે છે, અને એ રહે છે તેથી જ વાણીને જ સત્ય કહી શકાય, કારણ કે સત્ય કે અસત્ય વાણીના ફળ તો માનવી મનને સુખદુઃખ કે પાપપુણ્યના ભોગ આપીને નાશ પામે છે. રહે છે માત્ર મનુષ્યના શરીરમાંથી પ્રાણ સાથે નીકળતી શબ્દધારા રૂપ સરસ્વતી–સનાતન અને સત્ય રૂપિણી બ્રહ્મશક્તિ. એ નિત્ય રહેતી વાણીને સત્ય કહેવી કે નહિ ? એ વાણીનું મૂળ પ્રાણમાં છે. જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી વાણી છે. છેવટે પ્રાણનો પણ જ્યાં લય થાય છે, જે મૂળતત્વમાં એ પ્રવેશ કરે છે એ પરમવસ્તુને જ અહીં ઉપનિષદ્ સત્ય કહે છે. જગતમાં વાચાની સાથે અસત્યની સામે વપરાતો સત્ય શબ્દ એ નિરપેક્ષ સત્ય નહીં પણ સાપેક્ષ સત્ય છે, અને તેથી એને પરમ સત્ય તરીકે ઓળખાવી શકાય એમ નથી.

એ સત્ય એટલે મૂળ પરમવસ્તુ. જ્યાં ઉપનિષદ્ કહે છે કે.

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसासह ।
आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥

એ સત્ય સમજણ વગરનું કે જડ નથી, એટલે કે એમાં જ બધી પ્રકટ દ્વૈતવાળી વિશ્વલીલા ખેલાય છે. એને ચલાવનાર, એમાં ચૈતન્ય

પૂરનાર કે એને જ્ઞાન આપનાર કોઈ બીજું ત્રીજું સત્ય નથી. એ સત્ય એક જ છે અને તેથી જ્ઞાનરૂપ છે. એ સત્ય અને જ્ઞાન એક જ છે એમ સમજાવવા માટે આગળ શબ્દ મૂક્યો છે અનન્ત. એવું અનન્ત એક જ હોઈ શકે એ નિર્વિવાદ છે. આ સત્યનું જ્ઞાન એ જ છે સાચું વિજ્ઞાન. "એ વિજ્ઞાન આત્મતૃપ્તિ અપાવે છે, વર્ગવિગ્રહ મટાડે છે, મન તથા ઇંદ્રિયોની ઉપર કાબુ રાખતાં શીખવે છે. પ્રાણી માત્ર ઉપર પ્રેમ વધારી સૌના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ સમજાવે છે અને એવી તો અદ્ભુત સમાજવ્યવસ્થા બાંધી આપે છે કે એ આદર્શને ભારતવર્ષની પ્રજા હજુ પણ ભૂલી નથી. આવી જ બ્રહ્મસ્વરૂપની અમર્યાદિત જ્ઞાનશક્તિ લઈ ઊતરી પડેલા ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે યુગેયુગે ઉપયોગમાં આવે એવી કર્મ-ભક્તિ અને જ્ઞાનની ત્રિવેણી, સરિતાને માનવકુલહિત માટે વહેતી મૂકી ! મર્યાદાસ્વરૂપ રામચંદ્રે ત્યાગ અને પ્રજાપાલનની વિશુદ્ધ રાજપ્રણાલી બાંધી આપી ! બ્રહ્મવર્ચસ્વની મૂર્તિસમા પરશુરામે વીરત્વનું ભૂષણ પાર્યું અને આવા અવતારોની પૂઠે પૂઠે, એમને પગલે પગલે વિશુદ્ધ આચારની ભાત પાડતા આચાર્યોએ અનેરા ઉત્સાહથી સૂતેલી પ્રજાને જગાડી, એમના પ્રાણમાં ઉત્સાહ રેડ્યો અને જીવનમાં ક્રિયાશક્તિ સાથે વિશુદ્ધિનાં સત્વ ઢાળ્યાં. ભગવાન્ શંકરાચાર્યે લુપ્ત થયેલા વેદમાર્ગના કર્મકાંડનો કાટ ઉતાર્યો, ભક્તિમાં ભાવ પૂર્યા અને જ્ઞાનમાં ચૈતન્યની સેર ઉઘાડી આપી બ્રહ્મવિદ્યાનો એવો તો ડંકો વગાડ્યો કે હજુએ વેદમાર્ગી પ્રજા આવા આચાર્યે બાંધી આપેલા નિયમોનું પાલન કરે તો ઉપનિષદ્દનાં સત્વ અનુભવમાં ઉતરે. એ મહાનુભાવોએ વિદ્વત્તા કરતાં વિદ્યાને જીવનમાં ઉતારી હતી. પાંડિત્ય નહિ પણ અનુભવ જ આત્મદર્શનમાં પ્રમાણ છે એવું એમણે પોતાના તપોજીવનથી જીવી બતાવ્યું."

* * *

વ્યાવહારિક જીવનમાં વિષયોપ્રતિ માનવની કયી ભાવના આવશ્યક છે એ હવે તપાસીએ.

ભગવાન્ શ્રીકૃષ્ણ ભગવદ્ગીતામાં કર્મયોગના મૂળ સિદ્ધાન્તોનું રહસ્ય સમજાવતાં ત્રીજા અધ્યાયમાં કહે છે કે:

> यज्ञार्थात्कर्मणोऽन्यत्र, लोकोऽयं कर्मबन्धनः ।
> तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचार ॥

વિષયોનો સંગ એ બધા કામાદિપરિવારનું મૂળ છે. એ સંગમાંથી મુક્ત રહીને સમાચરણ કરવાનું ભગવાન કહે છે. સંસારવૃક્ષના મૂલોચ્છેદન માટેનું હથિયાર પણ અસંગત્વ જ છે.

વિષયો જાતે શુભાશુભ નથી પણ જે અર્થમાં એને વાપરીએ તે પ્રમાણે એનું ફળ હોય છે. એક જ હથિયારથી આત્મરક્ષા અને આત્મહત્યા બન્ને થઈ શકે. એમાં શસ્ત્ર જેમ નિર્વિકાર છે તેવું જ બધા વિષયોની બાબતમાં છે. વસ્તુ પોતે સારી માઠી કે સાચી ખોટી નથી, પણ એમાં આરોપેલી સત્યત્વની બુદ્ધિ, અને એનો ચિત્તમાં ચોંટી જતો મમતારૂપી આસક્તિનો સંગજ, બંધનકારક છે. સાત્વિક કર્તા હંમેશાં કર્મમાં મુક્તસંગ રહે છે. વિષયના સંગથી મુક્ત રહેનાર, દેહમાં આત્મબુદ્ધિ વગરનો, ધૈર્ય અને ઉત્સાહવાળો, કાર્યની ધારી સિદ્ધિ કે અસિદ્ધિમાં નિર્વિકાર રહેનારો કર્તા, સાત્વિક કહેવાય છે.

અંતઃકરણની ઉત્પત્તિ પંચતત્ત્વના સાત્ત્વિક અંશમાંથી છે, પણ એ અન્તઃકરણ ઉપર રજોગુણરૂપી આગુની અને તમોગુણરૂપ સ્થૂલ શરીરનાં પાંચ તત્ત્વોની છાયા, દબાણ કે પ્રભાવ ન પડતાં હોય ત્યારે એની વિશુદ્ધ સત્ત્વગુણની સ્થિતિમાં જ આત્મજ્ઞાન પોતાની પ્રતિભા પાડે છે. સ્વરૂપ પોતે અસંગ છે એવો નિશ્ચય કરવા ધ્યાનની આવશ્યકતા છે; પણ એમાંથી વ્યુત્થાન થયા પછી જ્યારે વ્યવહારમાં

વર્તવાનો પ્રસંગ આવે ત્યારે તો વ્યાવહારિક દ્વૈત ખરું જ હોય છે. એમાં શી રીતે મુક્તસંગ રહેવું એ પ્રશ્ન હવે વિચારીએ.

શુદ્ધ સત્ત્વગુણના સ્વભાવમાં રહેતા અંતઃકરણથી અનહંવાદી એટલે હું શરીર છું એવા વાદનો અભાવ કેળવવા કે રજોગુણી કર્મેન્દ્રિયપંચક અને પ્રાણપંચક તથા તમોગુણી પંચભૂતાત્મક સ્થૂલ શરીર તે હું નથી એમ માનવું એ અનહંવાદ. ત્યારબાદ સાત્ત્વિક ધીરજ અને ઉત્સાહ રાખી કાર્યમાં સિદ્ધિ કે અસિદ્ધિ જે પ્રારબ્ધાનુસાર થવાની છે, એ બન્નેમાં નિર્વિકાર રહેવાની વૃત્તિ કેળવવી જોઈએ. વિષયાનંદના પ્રસંગો અસંગત્વ કેળવવાનું સાધન છે. જે કર્મ થાય તેમાં લક્ષ્ય તો આત્મદર્શનનું જ રહેવું જોઈએ.

આત્મદર્શનના અભિલાષીએ આત્મજ્ઞાન મેળવવામાં મુખ્ય વાત પોતાનો અધિકાર ઓળખવાની છે. પોતાનો અધિકાર એણે પોતાની બુદ્ધિથી વિચારી લેવો ઘટે. પોતે ખરેખર નિષ્કામ તત્ત્વજિજ્ઞાસુ છે કે નહિ એનો એણે તપાસ કરવી ઘટે. ત્યાર પછી જ બ્રહ્મવિદ્યાના આચાર્ય પાસે જઈને કહે કે, "હે ભગવન। સદા સંતોથી સેવાતી અત્યંત ગુપ્ત અને સર્વશ્રેષ્ઠ બ્રહ્મવિદ્યા મને ભણાવો."

ત્યારે આચાર્ય અભ્યાસીને કહે છે કે :—

तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगात् अवेहि।

શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન એ ત્રણના યોગ વડે તું એને ઓળખ, પણ સાથે જ સાવધાન કરે છે કે જોજે—

न कर्मणा न प्रजया न धनेन त्यागेनैक अमृतत्वमानशुः।

માત્ર ત્યાગથી જ ઘણા અમૃતત્વને પામ્યા છે, કર્મ, પ્રજા કે ધન વડે નહિ. શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન આ ત્રણે સાધનો બ્રહ્મ-

આપ્તનાં નહિ પણ માત્ર બ્રહ્મપ્રાપ્તિ માટે ચિત્તને અધિકારી બનાવવાનાં છે.

હવે શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનની વ્યાખ્યા આવે છે. ગુરુ અને વેદાંતવાક્યોમાં વિશ્વાસ એ શાસ્ત્રાનુસાર શ્રદ્ધાની વ્યાખ્યા થઈ. પણ શ્રદ્ધા કયા સંત પર કરવી ? કયું શાસ્ત્ર સાચું માનવું ?

આટલા માટે આત્મજ્ઞાન મેળવ્યા પહેલાં આત્મભાન હોવું જોઈએ. પોતાના અંતઃકરણની પ્રત્યેક વૃત્તિને તપાસી જોતાં શીખવું જોઈએ. શ્રદ્ધાનું પ્રથમ પર્યાયિયું છે અંતઃકરણની શુદ્ધિ.

શ્રદ્ધા આવી એટલે સંતોપ્રતિ અનન્ય પ્રેમ, પ્રીતિ, ભક્તિ, સ્વાભાવિક ઊગી નીકળવાનાં. "શ્રદ્ધારૂપી અમૃતની અંતઃકરણરૂપી ક્ષેત્ર ઉપર વર્ષા થઈ કે ભક્તિનું બીજારોપણ થવામાં વિઘ્ન નહિ આવે; અને જ્યાં શ્રદ્ધા અને ભક્તિથી તરબોળ થયેલી ચિત્તભૂમિમાં બીજાંકુર ફૂટવા માંડ્યાં કે ત્યાં ધ્યાનનું અક્ષય, અવિકારી અને સંપૂર્ણ નન્દનવન સમું એવું તો ભગવદ્‌વૃક્ષ ફૂલશે ફાલશે કે દ્વૈત અને અદ્વૈતનો ભેદ કપૂરની પેઠે ઊડી જશે."

ત્યાગદ્વારા આત્મશ્રદ્ધા આવી, શ્રદ્ધાદ્વારા સાચાં શાસ્ત્ર અને સદ્‌ગુરુની ઓળખાણ પડી, ત્યાર પછી એમના પ્રતિ બ્રહ્મભાવે અનન્ય પ્રીતિ ઉપજી અને એ અદ્વિતીય ભક્તિદ્વારા ચિત્તનું જે સતત સ્મરણ કે અનુસંધાન રહ્યું એમાંથી તૈલધારાવત્ અખંડ, સહજભાવે ધ્યાન રહેવા માંડ્યું; એટલે શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનનો એવો તો ત્રિવેણી સંગમ થયો કે જ્યાં બ્રહ્મવિદ્યા જ બ્રહ્મસ્વરૂપે વિરાજી રહી. એટલા જ માટે કહ્યું છે કેઃ—

श्रद्धाभक्तिध्यान योगादवेहि ।

જ્ઞાનસાધનામાં સાધકની અંતર્મુખવૃત્તિ થવી જોઈએ એ કથન તપાસ્યું; હવે બહિર્મુખ ભાવનો થોડો વિચાર કરવામાં આવે છે.

કઠોપનિષદ્‌માં કહ્યું છે કે:

> पराञ्चि खानि व्यतृणत स्वयंभूः
> तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्।
> कश्चिद् धीरः प्रत्यग् आत્मानम् ऐक्षद्
> आवृत्तचक्षुः अमृतत्वं इच्छन् ॥

ઇંદ્રિયોની બહિર્મુખતા જન્મજન્માંતરના સંસ્કારને લીધે મળી છે. એ ઇંદ્રિયો તો હંમેશા દશ્યને જ જુએ છે. જાગતમાં બાહ્ય-વિષયોને અને સ્વપ્નમાં કે ધ્યાનની અવસ્થામાં, સૂક્ષ્મ ઇંદ્રિયો દ્રષ્ટા બનીને સૂક્ષ્મ વિષયોને જુએ છે. આ ઉપરાંત ધ્યાનમાં સ્વપુરુષાર્થ અને વિચારદ્વારા જ્યારે એ બન્નેનો ભેદ કરવા માંડીએ ત્યારે ત્યારે મન દ્રષ્ટા બને છે અને વિષયાકાર બનેલી ઇંદ્રિયો દશ્ય બને છે. ત્યાર પછી એથીયે આગળ વધીને જોઈએ, ત્યારે મન કોઈ સંકલ્પ વિકલ્પવાળું એક જ વૃત્તિ–વિષયાકારે દશ્ય બની બુદ્ધિ–વિવેકશક્તિ દ્રષ્ટા બને છેઃ અને વિવેકશક્તિને પણ જ્યાં નિહાળનાર, સૂક્ષ્મ અહમ્ વૃત્તિ ભણી આપણા આંતર જ્ઞાનને વાળીએ, ત્યારે આપણે પોતે તટસ્થ, સાક્ષી, દ્રષ્ટા અને આપણું વ્યક્તિગત અહમ્–હું દશ્ય બને છે. પરંતુ આવી રીતે પાછાં આવવાનું કામ સહેલું નથી. ભગવાન્ શ્રી કૃષ્ણને પણ કહેવું પડ્યું છે કેઃ—

> मनुष्याणां सहस्रेषु कश्चित् यतति सिद्धये।
> यतताम् अपि सिद्धानाम् कश्चिन् माम् वेत्ति तत्त्वतः ॥

વિશુદ્ધ જિજ્ઞાસુ અન્તર્મુખી કે બહિર્મુખી એવી વૃત્તિનો વિચાર ન કરતા વિષયાકાર અને બ્રહ્માકાર વૃત્તિનો તફાવત કેળવે છે. આ સિવાય જપ, તપ, ઉપવાસ આદિ શારીરિક કઠિન તપશ્ચર્યાઓ વગેરે કઠોર ઉપાય પણ આ માર્ગે જવા માટે ઉપયોગી છે. સાધક પોતાની

પ્રકૃતિને અનુકૂળ એવો સાધનમાર્ગ પસંદ કરી શકે છે. સાચા આચાર્ય ભિન્નભિન્ન પ્રસંગે ભિન્નભિન્ન યોગ્યતાવાળા શિષ્યને યોગ્ય એવો જ ઉપદેશ આપે છે.

અધિકારભેદે માર્ગ નક્કી થયો પણ કર્મ માટે કટિબદ્ધ થવામાં કર્તાપણાનું અભિમાન જોઈએ, ઈંદ્રિયો સાંગોપાંગ જોઈએ, પ્રાણમાં બળ જોઈએ, જુદીજુદી જાતની ક્રિયાઓનું જ્ઞાન જોઈએ, અને એ બધું હોય પણ દેવ જ જો પ્રતિકૂળ થઈ બેસે તો કશી સફળતા મળવાની નથી.

બ્રહ્મદર્શન આપણે કરવાનું છે, અને તેથી જે કાંઈ કરવાનું છે, તે આપણે કરવાનું છે. જેનાથી બ્રહ્મદૃષ્ટિ કેળવાય એવા શ્રવણ મનનમાં અને સત્સંગ ચર્ચામાં પ્રવૃત્ત થવું જોઈએ. એ સિવાયનાં બીજાં બધાં સાધનો ત્યાજ્ય ગણવાં જોઈએ. છેવટે, જેમ જેમ આપણામાં બ્રહ્મદૃષ્ટિ કે સમદૃષ્ટિ આવવા માંડશે, તેમ તેમ વેદાન્તશાસ્ત્ર અને સદ્ગુરુમાં શ્રદ્ધા, ભક્તિ અને એવા બુદ્ધિદ્વારા દેહાધ્યાસ ગળતો જશે. આથી જ ઉપનિષદ્ કહે છે કે:—

आचार्यवान् पुरुषोवेद ॥

*　　　*　　　*

આત્મજ્ઞાનના અધિકારી મુમુક્ષુનાં વિશેષ લક્ષણો આ છે. "હું મુમુક્ષુ છું" એવું બોલતાં કે માનતાં પહેલાં હજારવાર પોતાના ચિત્તનો અધિકાર પોતે તપાસી જોવાનો છે. તપશ્ચર્યા વડે ચિત્તને શુદ્ધ કરવાની પ્રથમ આવશ્યકતા છે, કારણ કે ચિત્તમાં સૂક્ષ્મપણે જામી બેઠેલી વાસના ત્રણ પ્રકારની છે:

લોકવાસના, શાસ્ત્રવાસના અને દેહવાસના.

આ વાસનાનો મલ કાઢવા માટેની તપશ્ચર્યાનો ક્રમ કેવો હોવો

જોઈએ એ હવે બતાવ્યું છે. મલિનવાસનાનો મલ કાઢવા માટે શુભવાસના દ્વારા ઈશ્વરની ભક્તિના અંકૂર ફૂટવા જોઈએ, એટલું જ નહિ પણ દૈવીસંપદ્‌ને જીવનવ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન થવો જોઈએ. આ તપશ્ચર્યા શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે થવી જોઈએ; દેહને સુખકર હોય તેવી, શરીરને સ્વસ્થ અને ચિત્તને પ્રસન્ન રાખે એવી, પ્રતિભા અને ઓજસ્ વધારે એવી, મલિનવાસના વગરની, રાગદ્વેષ વિનાની, દંભને તોડે અને અહંકારને ગાળે એવી,:તેમજ પરમાત્માના સ્મરણને સતત્ જાગ્રત રાખે એવી હોવી જોઈએ. આમ કાયિક, વાચિક, માનસિક અને સાત્ત્વિક, એવી ચતુર્વિધ તપશ્ચર્યા વડે મલશુદ્ધિ કરવાની છે. આવા નિર્મલચિત્ત બનેલા ગુરુ-ઈશ્વર ઉપાસકને, કેવળ એના વિશુદ્ધ અંતરના આર્તનાદ વાળી પ્રાર્થના, ઝંખના વડે જ આત્મા પ્રસન્ન થાય છે.

અંતઃકરણના દોષ ત્રણ પ્રકારના છે: ( ૧ ) મલદોષ, ( ૨ ) વિક્ષેપ દોષ ( ૩ ) આવરણ દોષ.

ચિત્તમાં રહેલી મલિન વાસનાનો ઉચ્છેદ શુદ્ધ વાસના દ્વારા થતી તપશ્ચર્યાથી થાય છે. વિક્ષેપદોષ એટલે ચિત્તની ચંચળતા. આવા વિક્ષેપ ભોગવતા ચિત્તનો જ્ઞાનમાં નહિ પણ ઉપાસના અથવા ભક્તિમાં અધિકાર છે એમ શાસ્ત્રકાર કહે છે. ઉપાસનાથી વિક્ષેપદોષને કહાડયા પછી ઉપાસ્યમાં જ સગુણ બ્રહ્મનાં દર્શન કરીને "હું જીવ" "તું ઈશ્વર"થી જુદો છે, અને એ બન્નેનું સ્થાન "લોકપરલોકમાં" છે એમ માનીને દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદ રૂપી આવરણ ઊભું કર્યું છે, તેને તોડવાની ઇચ્છા થાય એ ત્રીજું સાધન છે. આવા ભેદાભેદ કે આવરણને તોડવાનાં સાધન, તે શાસ્ત્રશ્રવણ, મનન અને નિદિધ્યાસન છે.

*　　*　　*

જીવાત્માની ભૂખ કેવળ નિર્ભેળ અને નિત્ય સુખ માટે જ છે; એને આનન્દ જોઈએ છે અને આનદ જ પરમ રસાસ્વાદ આપે એવો હોઈ ઉપનિષદ્ એને रसो वै स એમ કહે છે. સ સારમા જ્યા સહજભાવે હૈયું ઢળી પડતું હોય, ત્યા જે આનન્દનાં દર્શન થાય છે એને લોકભાષામા મમતા, રાગ, સ્નેહ, પ્રીતિ કે પ્રેમ કહેવાય છે. પણ હૈયાને જ્યારે પરમાત્મા પ્રતિ વાળવાનુ હોય છે, ત્યારે એને પારલૌકિક રસાસ્વાદી ઋષિઓએ ભક્તિ એવુ પુનિત નામ આપીને એ વેગને પવિત્ર અને પ્રોજ્જ્વલ માન્યો છે સત પુરુષોના થતા સેવા-સત્કાર, પૂજા કે ભક્તિ કહેવાય છે પરમાત્માનુ મનમાં ચિન્તવન હોય તો સાંસારિક ચિન્તવન ન રહી શકે; એટલે સાસારિક ચિન્તવનો દૂર કરવામાં પરમાત્મસ્મરણ કરવુ એ જ ભક્તિની શરૂઆત છે. નિષ્કામ કર્મ આવી રીતે ભક્તિના બીજ રોપે છે વાસનાના નાશ પછી જે જે કર્મ થાય, તે કેવલ પરમાત્માની પ્રીતિ–કૃપા કે અનુગ્રહ માટે જ હોય છે, તેથી એવા કર્મ શાસ્ત્રમા નિષ્કામ કહેવાય છે.

શ્રીમદ્ ભગવદ્ગીતામા બધે કર્મફલ ત્યાગીને જ ત્યાગી કહ્યો છે ભગવાન્ કહે છે કે :—

> नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषत ।
> यस्तु कर्मफलत्यागी सत्यागीत्यभिधीयते ॥

શરીરધારી સ પૂર્ણપણે કર્મનો ત્યાગ કરી શકતો નથી તેથી જે કર્મફલનો ત્યાગી છે તે જ ત્યાગી છે એમ કહેવાય છે. કર્મ, કર્મ-ફલ અને શરીરનો એવો ગાઢ સબધ છે કે શરીર હોય તો કર્મ થાય, કર્મ હોય તો કર્મનુ ફળ ભોગવાય, ને ફળ ભોગવનારને પાછુ નવા ફળની પ્રાપ્તિ માટે શરીર જોઈએ ટૂંકમાં કર્મફલ રૂપે જ આ દેહ છે અને એની રક્ષાની ઇચ્છા એટલા માટે હોય છે કે જીવાત્માએ એમા જ આનન્દ માનેલો હોય છે.

જિજ્ઞાસુ કે ભક્ત બે પ્રકારના હોય છે:

(૧) સંસારભીરુ અને (૨) તત્ત્વજિજ્ઞાસુ:

સંસારભીરુને પ્રથમ ચિત્તશુદ્ધિ માટે નિષ્કામ કર્મ અને પછી વિક્ષેપ તથા આવરણભંગ માટે ભક્તિ અને જ્ઞાનનો ઉપદેશ આપવાનો હોય છે. તત્ત્વજિજ્ઞાસુને અંતઃકરણ શુદ્ધ હોવાથી કેવળ પરમાત્માની ભક્તિ દ્વારા વિક્ષેપ દૂર કરાવી પરોક્ષ જ્ઞાનમાંથી અપરોક્ષ જ્ઞાનમાં ચડવાનું હોય છે.

તમોગુણી સ્વભાવવાળાને માટે વિધિનિષેધ રૂપી સ્મૃતિધર્મ, સકામધર્મ રૂપી પ્રલોભન કર્મ, અને મૃત્યુના ભય રૂપી પ્રાયશ્ચિતકર્મ જ હોય છે. એમને માટે કર્મનો ઉદ્દેશ ચિત્તશુદ્ધિનો નહિ પણ જીવનને કેવળ ઈશ્વરના ભય દ્વારા અને ભાવિ વિષયસુખના પ્રલોભન દ્વારા વ્યવસ્થિત કરવાનો જ હોય છે.

રજોગુણી સ્વભાવવાળાને સકામ કર્મમાંથી મળતાં દુઃખ, વિષયપ્રાપ્તિમાંથી આવી મળતી આસક્તિ અને ભોગમાં જ સુખબુદ્ધિ માનવા છતાં પણ વારંવાર આવી પડતી દુઃખપરંપરાની નિવૃત્તિ કરાવી, સાત્ત્વિક કર્મ તરફ વાળવાનો હોય છે. એ સાત્ત્વિક કર્મ એટલે નિષ્કામ કર્મ દ્વારા, અંતઃકરણના મલને ધોઈ સાફ કર્યાં પછી જ, એમાં પરમ પ્રેમાસ્પદ પરમાત્માની પધરામણી થઈ શકે છે.

"કર્મયોગનો સાધક અંતઃકરણ પવિત્ર કરે! મિથ્યાભિમાનને ગાળી ગાળીને પરમાત્માના પવિત્ર સચ્ચિદાનંદ પ્રતિ વાળે: મનના તરંગો, ચિત્તના વિલાસો, ઇંદ્રિયોના વિષયો, એ બધામાંથી આનંદની આશા છોડી દઈને, કેવલ એ પરમઘન આનન્દનન્દન રસ મૂર્તિને જ અન્તઃકરણમાં વિરાજમાન કરવાનો તીવ્ર વેગ વધારે, એટલે એ તૈયાર જ હોય છે, પોતાના રસ સ્વરૂપનો આવિર્ભાવ કરવા; કારણ કે તૈત્તિરીય ઉપનિષદ્નું વિધાન છે કે:"

रसो वै सः । रसं ह्येवायं लब्ध्वाऽनन्दी भवति ।

*　　*　　*

સચ્ચિદાનંદની પ્રાપ્તિ માટે માનવી હૃદય મરી ફીટે છે, છતા એને ક્ષણે ક્ષણે નિત્યને બદલે અનિત્ય, જ્ઞાનને બદલે અજ્ઞાન અને સુખને બદલે દુ ખ જ સાપડે છે એનુ શુ કારણ? સ્વામીજી આના જવાબમાં જણાવે છે કે માનવની સુખેચ્છા નિત્ય છે પણ સુખનુ કેન્દ્ર નામરૂપવાળા પદાર્થમા, દશ્ય વસ્તુમા, સ્થાયુ છે તેથી નિત્ય અને અનિત્યનો સચોગ નિત્ય નભી શકતો નથી આવી રીતે સત્‌ની શોધ રહે છે, પણ સત્, દ્રષ્ટા અને દશ્ય બન્નેનુ અધિષ્ઠાન સ્વરૂપ, હોવા છતા અપ્રાપ્ત અને અભોગ્ય રહે છે આ છે એનુ પોતાનુ અજ્ઞાન

આ અજ્ઞાન જ એને એની પ્રવૃત્તિમા, અધારાની ભીંત જેવુ આવીને ઊભુ રહે છે એ જ અજ્ઞાની દશ્યોને પકડી રાખીને વિનાશી-બરફની રમકડા હાથમા રાખી મૂકતા જેમ પાણી થઈને વહેવા માડે તેમ બ્રહ્માડભરના પદાર્થો દ્રષ્ટા—જીવાત્માના અતરપટ ઉપરથી સરી-ઓસરી પડે છે. આટલુ અનુભવીને થાકયા પછી પણ જો એ અતરમા ઉતરી ચિત્તની પરીક્ષા કરવા માડે તો, જગતની રચનાનુ સ્વરૂપ, "એનો ઉદ્દેશ એનો કર્તા" વગેરે પ્રશ્નો કરવા પ્રેરાય, અને જ્યારે એવા પ્રશ્નોની પરપરા એની બુદ્ધિના પ્રદેશમા જાગવા માડે ત્યારે જ કૈક એ અજ્ઞાનરૂપી ઊંઘમાથી જાગ્રત થાય છે. ત્યાર પછી જ દશ્યના પીઠમાં રહેલા અધિષ્ઠાનરૂપે, સત્ સ્વરૂપનુ એને ભાન થવા માડે છે અહીથી એનુ આત્મભાન જાગ્રત થાય છે, જૂની વાસનાના સરકાર એને તો પણ સતાવતા જ હોય છે, ભોગબુદ્ધિથી કરાતાં કર્મ આનદ આપશે એવી ભ્રાંતિ એને ઊંડે ઊંડે રહી ગઈ હોય છે, તેથી શુદ્ધ કર્મથી સુખ મળશે, દેવદેવતાની આરાધનાથી શાંતિ મળશે, એવી ગડમથલમા અસખ્ય સકામ શુભ કર્મો કરે છે

અને અનેક દેવદેવતાની સકામ ઉપાસના કરે છે. આ ગડમથલ નવી નથી. જુગજૂની આ ગડમથલમાં અધકચરા જિજ્ઞાસુઓ, અર્ધદગ્ધ તપસ્વીઓ પણ સપડાયા છે અને કેટલીય વિકટતા પાર કરી છેવટે સતને પંથે પળ્યા છે. એમનાં દિવ્ય જીવનની તપશ્ચર્યાને પગલે પગલે, એમના ભાવપ્રદેશને આંગણે પહોંચવાનો જો આપણો ઉદ્દેશ હોય તો એ જ તત્પરતા કેળવી, યેનકેન પ્રકારે એ પંથે પળ્યા વિના છૂટકો નથી કારણ કે શ્રુતિ કહે છે તેમ:

नान्यः पन्था विद्यते अयनाय।

* * *

અજ્ઞાન, અવિદ્યા, અવ્યક્ત, માયા, પ્રકૃતિ, લીલા વગેરે નામ આ દૃશ્યમાન જગતનાં રૂપાંતર કરતી કોઈ અનિર્વચનીય અને અગમ્ય શક્તિને અપાયાં છે. બુદ્ધિ અને તર્કની ઉડ્ડયનમાં છેલ્લી સીમા સુધી ઉડીને ઋષિઓએ બધું તપાસી જોયું; પરિણામે એમણે નિર્ણય કર્યો કે દ્રષ્ટાના અન્તઃકરણમાં જ્યાં સુધી ત્રિગુણાત્મક ભાવ ભર્યો છે, પંચતત્ત્વના દર્પણમાંથી જ જ્યાં સુધી એ દૃશ્યને નિહાળે છે, ત્યાં સુધી અમુક નામ અને રૂપ એને સત્ય લાગવાનાં, એનું જ્ઞાન થવાનું અને એને એ પ્રિય હોવાનો પણ આભાસ રહેવાનો. આવો દૃષ્ટા અને દૃશ્યનો સંયોગ-નિત્ય સાથે અનિત્યનો સંયોગ, નિત્ય રહી શકે જ નહિ એવો એમણે અનુભવ કર્યો; હવે કોયડો એ ઉપસ્થિત થયો કે કેવું જગત્ સાચું માનવું? જાગ્રતનું, સ્વપ્નનું કે સુષુપ્તિનું? આ મહાપ્રશ્નના ઉકેલ માટે એમણે વિભિન્ન પ્રયોગો કરવા માંડ્યા; છેવટે એમને સમજાયું કે જે તત્ત્વની જે ઇંદ્રિય બની છે, તે તત્ત્વનો જ એ અનુભવ આપે છે; અને ઇંદ્રિયો પાંચ જ છે તેથી પાંચ જ તત્ત્વના આ દૃષ્ટાદૃશ્ય ભોક્તાભોગ્યના ખેલ છે.

આગળ ચાલતાં શોધ્યું કે આ પાંચે જ્ઞાનેન્દ્રિયોનાં જ્ઞાનનું કેન્દ્ર

આન્તર મન છે. ત્યારે તેમણે દૃષ્ટા દૃશ્યનાં સ્વરૂપ તપાસવા માંડ્યાં. જાગ્રતમાં જ્ઞાનેન્દ્રિયો દૃષ્ટા કે ભોક્તા છે એટલે પાંચ તત્ત્વના પાંચ વિષયો દૃશ્ય કે ભોગ્યરૂપે લાગ્યા; પણ પાંચે જ્ઞાનેન્દ્રિયોનું સ્વરૂપ તપાસી જોનાર તો મન છે એમ લાગ્યું ત્યારે નક્કી થયું કે મન દૃષ્ટા છે અને જ્ઞાનેંદ્રિયો દૃશ્ય છે. જાગ્રત અવસ્થાનો વ્યાપાર બંધ કર્યો ત્યારે આન્તર વ્યાપાર શરૂ થયો. ત્યારે સમજાયું કે સ્વપ્ન શરીર કે આન્તર શરીર બન્ને સ્વરૂપે એક જેવાં જ છે. પાંચ વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ) અને એ જેના ગુણ છે એવાં આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ પાંચ તત્ત્વો આ બધી રમત રમ્યા કરે છે અને આન્તરજગતમાં વિરાજેલો મનોદેવ એમાં સ્થાપીને સુખદુઃખ, હર્ષશોકાદિ દ્વંદ્વોનાં આવાગમન જુએ છે અને ભોગવે છે. આ પાંચ ગુણ ઉપરાંત દૃષ્ટા-દૃશ્યમાં સાત્ત્વિક, રાજસિક અને તામસિક એ ત્રણ ગુણોની ગૂંથણીમાં-થી આવિર્ભાવ પામતા અસંખ્ય ભાવની એ મહાજાલ છે, અને એના બંધમાં ખેંચાતા તણાતા જીવોની આ ગડમથલ કેવળ નિત્યસુખ, નિત્યજ્ઞાન અને નિત્ય અસ્તિત્વ ટકાવી રાખવાના સ્વભાવમાંથી જ ઊભી થયેલી છે, એવું જ્યારે લાગ્યું ત્યારે પાંચ તત્ત્વ, પાંચ વિષય અને ત્રણ ગુણના મૂળ ભણી ઋષિઓની દૃષ્ટિ વળી.

સ્થૂલના વ્યવહારને બંધ કર્યો, સૂક્ષ્મમાં બધાં દૃશ્યોના લયનો પ્રયોગ કર્યો ત્યારે ત્યાં ન રહ્યો દૃષ્ટા અને ન રહ્યાં દૃશ્ય : આ બધાનો અભાવ આવીને ઊભો રહ્યો. જાગીને જોયું તો ત્યાં દૃશ્યનો અભાવ હતો, પણ સાક્ષીભાવે પ્રમાણ પૂરું પાડનાર કોઈ દૃષ્ટિજ્ઞાન ચૈતન્ય જેવું તત્ત્વ તો હતું, કે જે સ્થૂલ તથા સૂક્ષ્મનાં સંસ્મરણો સાચવી રાખે એવું હતું. સ્વપ્ન વગરની નિદ્રા એટલે સુષુપ્તિ એવું એને નામ આપ્યું. પછી એ સુષુપ્તિને પણ રોકી, એને રોકવામાં ત્રણે અવસ્થામાં સતત્ સાક્ષીભાન રાખનાર જ્ઞાનચૈતન્યની ભણી મન બુદ્ધિના પ્રવાહને વાળ્યો, એટલે ન રહી સુષુપ્તિ કે ન રહ્યું સ્વપ્ન. ત્યાં આ બધા દૃશ્યનો

અભાવ તો હતો, પણ સુષુપ્તિનો પ્રમાદ નહોતો, સ્વપ્નજાગ્રતના પ્રવૃત્તિ-નિવૃત્તિના ચેનચાળા નહોતા; હતો એક માત્ર આનન્દ–કેવલ આનંદનો સ્વયંસિદ્ધ, સ્વયંચેતન, સ્વયંપ્રજ્ઞ અનુભવ. આવી અવસ્થાને તેઓએ જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણની અપેક્ષાએ 'ચોથી' એવું નામ આપ્યું કે જેને સંસ્કૃતમાં તુરીય કહે છે. એ તુરીયનું સ્વરૂપ તપાસી જોતાં લાગ્યું કે એમાં જ્ઞાન છે એ જ જ્ઞાન સ્મૃતિરૂપે જાગ્રતમાં મોજુદ રહે છે. સ્વપ્નમાં એ જ્ઞાનના પ્રભાવથી જ દૃષ્ટા દૃશ્યનું નાટક ચાલે છે, એ જ પ્રકાશ સુષુપ્તિના દૃશ્યના અભાવની સાક્ષી પૂરે છે. પરન્તુ ત્યાં દ્વંદ્વોની નથી ભીંસ તેથી કેવળ આનન્દ જ છે અને એનો અનુભવ બુદ્ધિમાં પ્રજ્ઞા, ચિત્તમાં સ્થિરતા અને મનથી માંડીને જ્ઞાનેન્દ્રિયોના છેડા સુધી કોઈ અકથનીય તૃપ્તિ રાખે છે; તેથી એ નિત્ય સત્ છે, જ્ઞાન છે અને એ જ સત્–ચિત્–આનન્દ માનવશરીરધારી જીવાત્માનું વાસ્તવિક અવિચલ સ્વરૂપ છે.

આ સ્વરૂપનો અનુભવ સામાન્ય કોટિના માનવજીવને સામાન્ય સાંસારિક ચિત્તની દશાથી થાય છે એવો નથી. એટલા માટે જ આ તત્ત્વજ્ઞાનના અનુભવના શિખરે પહોંચેલા ઋષિમુનિઓએ કરેલા પ્રયોગોને અંતે કેટલીક પદ્ધતિઓ શોધી છે.

ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનું નિવારણ કરતા ભિન્નભિન્ન દેવ-દેવતાઓને પ્રસન્ન કરવા માટે રુદ્ર, વિષ્ણુ કે સૂર્યની ઉપાસના પ્રવર્તી; એના જ ફળરૂપે મહાન્ યજ્ઞો કરી એમાં સર્વોત્તમ દ્રવ્યોની આહૂતિઓ અપાઈ અને કર્મકાંડોની પ્રણાલિકા શરૂ થઈ.

એમાં પાછળથી એવો સુધારો થયો કે કર્મની સફલતામાં જેવી ભાવના હોય તેવી સિદ્ધિ થાય છે તો પછી બાહ્ય દ્રવ્યનો વ્યય ન કરતાં એકાન્તમાં બેસી, બધી ઇન્દ્રિયો, શરીર, મન વગેરેને બાહ્યપ્રવૃત્તિમાંથી ખેંચી લઈ, એ બધાંને તપાવી (તપશ્ચર્યા કરી) શુદ્ધ કરી ભાવનાબળ

વધારીએ તો પણ એટલી જ કાર્યસિદ્ધિ થાય છે, એમ લાગવાથી તપશ્ચર્યા, ઉપાસના, યોગ, દેવદેવતાઓની ભક્તિ વગેરે સાધનો પ્રચલિત થયા.

પછી તો સૃષ્ટિના કાર્યકારણ સંબંધે, કયું નિત્ય-સત્ય હશે, એવા તત્ત્વ સંબંધે અસંખ્ય મતમતાંતર ઊભા થયા. અત્યારે આ વેદપ્રતિપાદિત, ઉપનિષદ્ સ્થાપિત, અવતાર ઉદ્ધારિત, અને આચાર્ય સંસ્થાપિત માર્ગોનો પ્રવાહ એટલી વિપુલ રીતે સમૃદ્ધ થયેલો છે કે એના અન્તર્ગોપોમાં બધે મૂળ ઉદ્દેશ શોધવો પણ મુશ્કેલ થઈ પડે છે.

સાધકવર્ગના પણ બે પ્રકાર છે: (૧) સકામ સાધકવર્ગ અને (૨) નિષ્કામ સાધકવર્ગ. સકામવર્ગમાં ઈશ્વર કે અદૃષ્ટ સત્તાને ન માનતા કેવળ લોકહિતની કે સ્વાર્થની દૃષ્ટિથી જીવનારો નાસ્તિક તરીકે ઓળખાવતો વર્ગ. બીજો દેવદેવતાને પ્રસન્ન રાખી વિષયસુખની આશાથી કર્મ કરતો આસ્તિક તરીકે ઓળખાતો ભક્તવર્ગ. દૃષ્ટા દૃશ્ય અને દર્શનની ત્રિપુટિમાં સત્યબુદ્ધિ એટલે જ દૃષ્ટાની દૃશ્યમાં ભોગાસક્તિ અને દેહાધ્યાસ. એટલે દૃશ્ય પ્રપંચનો વૈરાગ્ય ન હોય તો જીવાત્માને માયા ભૂલભૂલામણીમાં નાંખી દે છે ભગવાન ગીતાજીમાં કહે છે કે:

ईश्वरस्सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

યંત્ર ઉપર બેસાડેલા (પૂતળાંની પેઠે) સર્વભૂતોને માયા વડે ભ્રમણ કરાવતા ઈશ્વર, હે અર્જુન! સર્વ ભૂતોના હૃદયદેશમાં રહે છે "આ માયા નટી, યોગીઓને યોગસિદ્ધિમાં ફસાવે છે, જ્ઞાનીઓને વિદ્વત્તા કે પાંડિત્યની જાળમાં બાંધે છે, લોકસંગ્રહાર્થીને કીર્તિની ચાદરમાં સંતાડે છે, દ્વૈતવાદીઓને ઐશ્વર્યના ગુણાનુવાદનો નાદ સંભળાવ્યા કરે છે, અને એ રીતે વૈરાગ્યના પ્રદેશથી દૂર રાખી,

ઈશ્વર તરફ જવા જ દેતી નથી." પરન્તુ ભ.ગીતામાં ભગવાન્ તરત જ સ્પષ્ટ આજ્ઞા કરે છે કે:

तमेव शरणं गच्छ सर्व भावेन भारत।
तत्प्रसादात्परां शान्तिस्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

હે ભારત! સર્વ ભાવ વડે તે ઈશ્વરરૂપ શરણને જ પામ. તેની કૃપાથી પરમ શાન્તિને તથા શાશ્વત સ્થાનને પામીશ. માયાની કૃપાથી નહિ પણ ઈશ્વરની કૃપાથી જ માયામાંથી છૂટી શકીશ.

યોગી પતંજલિ એટલા માટે શીખવે છે કે ચિત્તની વિષયોમાં ભટકવાની ચંચળતા છોડાવીને કૈવલ્યને અનુભવ કરાવવો હોય તો યાદ રાખવું જોઈએ:

अभ्यास वैराग्याभ्यां तन्निरोधः ॥

*　　*　　*

જીવાત્માને જન્મજન્માંતરના ભવાટવીમાં જકડી રાખતી માયા શું છે? કેવી છે? વગેરે હવે જોઈએ. આ વિવિધ અને વિચિત્ર સ્વભાવવાળી શકિત કે જેનાં અનેક નામ વેદપ્રતિપાદિત ગ્રંથોમાં તપાસ્યાં, તેમાં 'માયા' એવું નામ સૌથી વધારે પ્રચલિત જણાય છે. એના મા એટલે 'નહિ' અને યા એટલે 'છે,' એવા સંસ્કૃત શબ્દાર્થ પ્રમાણે 'જે ખરી રીતે તપાસી અને અનુભવી જોતાં નથી' છતાં ઇંદ્રિય મનોગોચર થાય છે ત્યારે સત્ય જેવી લાગે છે એ માયા એવો એક અર્થ છે. બીજો મા એટલે માપવું એ ધાતુ ઉપરથી જેનાથી 'આ સમસ્ત કારણકાર્યના વિશ્વવિસ્તાર વડે પરમાત્માના મહિમાનું માપ કહાડી શકાય છે, એવી કોઈ અગમ્ય શકિત તે માયા, એવો પણ કોઈ અર્થ કરે છે. જીવાત્માને આવાગમન કરાવે છે, ગતિ-અવગતિ કરાવે છે, એવો આ માયાની કોઈ એક જ રીતે વ્યાખ્યા થઈ શકતી

નથી તેથી એને અનિર્વચનીય કહી છે. ભગવાન્ શંકરાચાર્ય એટલા જ માટે વિવેકચૂડામણિમાં કહે છે કે:—

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो,
भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।
सांगाप्यनंगाप्युभयात्मिका नो,
महाद्भुतानिर्वचनीय रूपा ॥

એ સત્ નથી, અસત્ પણ નથી; તે બન્નેવાળી નથી. ભિન્ન નથી, અભિન્ન પણ નથી, તે ઉભયરૂપે નથી; અંગવાળી નથી; અંગ વગરની નથી, તેમ બન્ને જોડી પણ નથી; તે તો મહાન્ અદ્દભુત અને અનિર્વચનીયરૂપા છે.

માનવીજીવનમાં જેમ સુષુપ્તિની અવ્યક્ત અને સ્વપ્નજાગ્રતની વ્યક્ત અવસ્થાઓના રાત્રિદિવસ છે, તેવી જ રીતે આ સમસ્ત વિશ્વની પણ ઉત્પત્તિ, સ્થિતિ અને લય અવસ્થાને વ્યક્ત અને અવ્યક્ત દશાદ્વારા સમજાવવા માટે, અવ્યક્તને બ્રહ્માની રાત્રિ અને વ્યક્તને બ્રહ્માનો દિવસ માનીને કલ્પ તથા યુગની ગણતરી ગોઠવી કાળનું માપ બતાવવાના પ્રયત્નો જ્યોતિષ શાસ્ત્ર અને પુરાણોમાં અવતારોના મહિમા રૂપે ગાઈ વર્ણવ્યા છે. આવી નામરૂપની ક્રિયા પ્રતિક્રિયા નિત્ય નિરંતર થયા કરે છે. એ વિકારી કે પરિણામી નામરૂપને જ માયા કહી છે. તે નિત્ય પરિણામી છે એટલે સત્ કહેવાય એમ નથી. તેમ એ અસત્ એટલે 'નથી' એમ પણ નથી, કારણ કે પ્રત્યેક નામરૂપના આભાસમાં એ 'છે' એવી પ્રતીતિ થયા કરે છે, કંઈ પણ ન હોય તો આ નામરૂપનું અસ્તિત્વ જ ટકે નહિ, તેથી એ અસત પણ કહેવાય એમ નથી.

ત્યારે આ છે કેવી? પ્રશ્ન જેટલો વિકટ છે તેટલો જ જો

સાધક વિચાર કરે તો સરળ બની જાય એમ છે. મનુષ્યને બાહ્ય જગતનું ભાન થવામાં ઇંદ્રિયોના મુખ્ય કેન્દ્ર જેવું મન જ મુખ્ય સાધન છે. દૃષ્ટાના એ મનના સ્વભાવનું પૃથક્કરણ ન થાય ત્યાં સુધી દૃશ્યમાં એ કેવી સમજણ રાખીને વ્યવહાર કરે છે એ પારખવું આકરૂં છે.

શ્રી પતંજલિ ઋષિ ક્લેશવાળી વૃત્તિઓનું પૃથક્કરણ કરતાં એનું મૂળ કારણ અવિદ્યા બતાવી અસ્મિતા ( હુંપણું ), રાગ, દ્વેષ અને અભિનિવેશને એનાં કાર્યોની પરંપરા તરીકે ઓળખાવે છે.

અભિનિવેશ એટલે મરણભય. આનું મૂળ જન્મભાન છે. જન્મ આત્માને નહિ પણ શરીરને છે, એટલે જ્યાં જ્યાં શરીર ત્યાં ત્યાં જન્મમરણ છે, અને આત્માનુ અમૃતત્ત્વ ભૂલી દેહના જન્મમરણશીલ ભાવને ધારણ કરવો એટલે ' હું શરીર છું ' એમ માનીને દેહાધ્યાસ વડે જીવન ગાળવાનુ અજ્ઞાન વહોરી લેવું એ જ અભિનિવેશ છે. એનું મૂળ કારણ અવિદ્યા છે. શ્રી શંકરાચાર્ય એને ' અધ્યાસ ' નામથી ઓળખે છે; એને જ ઉપનિષદોમાં માયા કહી છે; કઠોપનિષદ્‌માં શ્રેયશ્ચ પ્રેયશ્ચ કહીને વિદ્યાનો વિષય તે શ્રેય ( મોક્ષ ) છે અને અવિદ્યારૂપ કાર્ય તે પ્રેય ( સંસાર ) છે એમ સ્પષ્ટ વર્ણવ્યું છે. જ્યાં સુધી મનુષ્ય આ માયાના પ્રેરક ( પરમતત્ત્વ )ને સાક્ષાત્ જાણતા નથી ત્યાં સુધી મનમાં આશ્ચર્ય પામ્યા કરે છે પરંતુ પ્રેરકને જાણ્યા પછી આશ્ચર્ય શાંત પડી જાય છે.

દૃષ્ટાના અંતઃકરણમાં, પરિચ્છિન્ન જીવભાવના અજ્ઞાનમાંથી, વિવર્તરૂપે આવિર્ભાવ પામતી મિથ્યાભૂત દ્વૈતદૃષ્ટિનો નાશ થતાં આ બધી દ્વૈતવ્યવસ્થા પોતાના મનમાં જ વસેલી છે એવી ખાત્રી થાય છે. અનેકમાંથી નિવૃત્ત થઈ એકાગ્રતા કેળવવા માટે ઋષિઓએ મંત્રયોગ, લયયોગ, હઠયોગ, રાજયોગ વગેરે ઉપાસના અને ભક્તિ-

માર્ગનાં સાધનો શોધ્યાં. એમણે નક્કી કર્યું કે મનોવ્યાપાર બંધ થાય તો કૈવલ્ય સુખ મળે; એટલે જગતના અનેક વિષયોનાં નામનો ત્યાગ કરી એકાક્ષરી બીજમંત્રના જપ દ્વારા મંત્રયોગનું અવલંબન લીધું; કોઈએ પ્રાણનો કુંભક કરી મનને સ્થગિત કરવાનો હઠયોગ સાધ્યો, કે કોઈએ અહૈતુકી ભક્તિદ્વારા મનને દિવ્ય પ્રેમમૂર્તિમાં ઓગાળવાનો ભક્તિયોગ સાધ્યો; પણ આથી કંઈ મનનો નિત્ય નિરોધ ન થઈ શક્યો, કારણ કે એમાંથી જાગ્રત થયા પછી પાછી એની એ જ જાગ્રત અવસ્થા, એવું ને એવું જાગ્રત જગત્ અને એના એ જ ઈંદ્રિયગમ્ય વિષયોને સત્ય માનીને, પૂર્વસંસ્કારને વશ બનીને એમણે વ્યવહાર કર્યા કર્યો. જાગ્રત જગતને જ સત્ય માનીને પરમસત્યની શોધમાં જેટલા પ્રયત્નો થયા છે તેમાં તો એટલો જ નિર્ણય થઈ શકે છે કે આ વિશ્વ સત્ય છે અને એનો સ્રષ્ટા એક પરમશક્તિશાળી પરમાત્મા છે; અને વિશ્વ અને વિશ્વનાં રહસ્યો શોધવાં હોય તો મનુષ્યે પોતાની બધી શક્તિઓને શુદ્ધ અને શક્તિશાળી બનાવવી જોઈએ. આવી સિદ્ધિ પામેલા મહાત્માઓએ દ્વૈત સિદ્ધાંતો તારવ્યા પછી એટલો તો નિર્ણય કર્યો છે કે પરમશાંતિ જોઈતી હોય તો મન અને ઇંદ્રિયોને અંતર્મુખ કરવાં જોઈએ અને એ બધાનો જ્યાંથી આવિર્ભાવ છે એ પરમાત્માના સામીપ્ય, સાયુજ્ય, સાલોક્ય કે સારૂપ્ય એવા કોઈ સ્વરૂપનો અનુભવ લેવો જોઈએ. આવો અનુભવ લીધા પછી પણ જીવ, જગત્ અને ઈશ્વર એ ત્રણે પ્રશ્નોનું સમાધાન તો " જેવી દષ્ટિ તેવું દૃશ્ય " એ પ્રમાણે હમેશાં મતમતાંતરના વાડામાં જ પુરાયેલું રહેશે. ભગવાન શંકરાચાર્ય આ બધાનો એક જ જવાબ આપે છે એ કહે છે કે :—

> भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता।
> ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥

પરમતત્ત્વ છે એવી વૃત્તિ (ભાવના) વડે જેવી ભાવના હોય તેવા

પદાર્થના અનુભવ થાય છે ને શૂન્યની ભાવનાથી શૂન્ય છે એવું અનુભવમાં આવે છે. બ્રહ્માકારવૃત્તિથી બ્રહ્મપણું અનુભવાય છે માટે (તત્ત્વના જિજ્ઞાસુએ) બ્રહ્મભાવનાનો, પૂર્ણપણાનો અભ્યાસ કરવો જોઈએ. ઉપનિષદનાં અદ્વૈતપ્રતિપાદક વાક્યો તો અનંત યુગથી ઘોષણા કરે છે કે :

आत्मैवेदं सर्वम्, ब्रह्मैवेदं सर्वम्, एकमेवाद्वितीयम्।

આ બધુ આત્મા જ છે; આ બધું બ્રહ્મ જ છે, એક જ અદ્વિતીય છે.

* * *

તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં પાશ્ચાત્ય તત્વચિંતકોએ અનેક અન્વેષણો કર્યાં છે. કાન્ટ, હિગલ, સ્પીનોઝા, બ્રેડલે કે સોક્રેટીસ અને પ્લેટો જેવા આદર્શવાદીઓએ (idealists) એ સનાતન તત્ત્વની શોધમાં (?) અને દૃશ્ય જગતના તત્ત્વોના પૃથક્કરણમાં જીવન ખપાવી દીધાં. એમની જ્ઞાનની પિપાસા અદ્ભુત હતી. એમની બુદ્ધિની તીવ્રતા અપૂર્વ હતી, એમની મેધાના ચમકારા અલૌકિક હતા, પરંતુ મોટા ભાગના ચિંતકોએ આ વિષયને જીવનથી અલગ એવો માત્ર બુદ્ધિનો જ વિષય બનાવ્યો, તર્કની ચર્ચામા એમણે કેવળ સત્ય સ્વરૂપને પિછાનવા જ પ્રયત્ન આદર્યો પરતુ એ જ્ઞાનને અનુભવગમ્ય બનાવી પરમતત્ત્વના સચ્ચિદાનંદ સ્વરૂપનો અનુભવ કરવો એ એમના જ્ઞાનની દૃષ્ટિમાં ન જચ્યું. બુદ્ધિના ક્ષેત્રે એમણે એટલી હદ સુધી વિજય મેળવ્યો કે જેથી તેઓ પૂરવાર કરી શક્યા કે દૃશ્યજગત (appearance) એ પૂર્ણાંશે સત્ય નથી અને એ દૃશ્યજગતના અધિષ્ઠાન સ્વરૂપ પરમતત્ત્વ (Absolute) તો કોઈ અકથ્ય, અચિંત્ય અને અવર્ણનીય એવું ગહન છે. માનવમન કે બુદ્ધિ એનો તાગ મેળવવા અસમર્થ છે. દૃશ્ય જગતનો આ તત્ત્વ સાથેનો સંબંધ, કે એના સત્ય

સ્વરૂપ વિષે એ મૌન રહ્યા ધર્મ (religion) એ અનુભવનો અને શ્રદ્ધાનો (faith) વિષય હોઈ એને તત્ત્વચિંતનથી જુદો પાડ્યો અને નીતિશાસ્ત્ર (ethics)ને પણ અલગ વિષય તરીકે માત્ર આનુ એક અગ જ ગણ્યુ જ્યા પાશ્ચાત્ય ચિંતકો વિરમ્યા છે ત્યાથી જ પૂર્વનુ અનુભવજ્ઞાન શરૂ થાય છે તત્ત્વચિન્તનને એમણે જીવનના એક આવશ્યક અગ તરીકે ગણી એના અન્વેષણના પાયા પર જ માનવજીવનના સનાતન મૂલ્યાકનો બાધ્યા. આ જ સત્યને આધારે વ્યાવહારિક અને પારમાર્થિક જીવનની વ્યવસ્થા રચી અને માનવજીવનના અતિમ લક્ષ્ય પ્રતિ પહોચાડતુ એવુ તો અદ્ભુત વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થાનુ સામાજિક બધારણ માનવચરણે ધર્યું કે દેશકાળના બધનો પણ એ સનાતન સત્યોને ફેરવી ન શકે હજારો વર્ષો પૂર્વની આ સમાજ વ્યવસ્થા અને એ મૂલ્યાકનો આજે પણ એટલા જ સત્ય અને વ્યવહારૂ ઠરે છે

આવા અન્વેષણના અગરૂપ એવા કેટલાક પ્રશ્નોને પૂજ્ય સ્વામીજીએ સમજી સમજાવવા પ્રયત્ન કર્યો છે, અને ચાર દસકા ઉપરાન્તના એમના સન્પરત જીવનમાથી નીચોવેલા અનુભવજ્ઞાનની આ પુસ્તકમા ઝાખી કરાવી છે એ ભૂલાયેલી ભૂસાયેલી ભાવનાઓને જાગ્રત કરવા એમણે પ્રયત્ન કર્યો છે અને મચડાયેલા, વિકૃત થયેલા એવા કેટલાક પ્રશ્નોને એમણે એમના સાચા મૂળ સ્વરૂપમા રજુ કર્યા છે

ઉત્થાનના પ્રથમ ચાર વર્ષના અકોમા પ્રગટ થયેલા અગ્રલેખોનો પુસ્તકાકારે છપાવવાનો એમણે નિર્ણય કર્યો ત્યારે એમણે ઇચ્છા વ્યક્ત કરી કે મારે એ પુસ્તકના સ્વાધ્યાય રૂપે કાઈક લખવુ આવા ગહન અને તત્ત્વપ્રચૂર વિષય પર લખવુ એ મારે માટે લગભગ અશક્યવત્ હતુ પૂજ્ય સ્વામીજીના પ્રેમપૂર્વકના આગ્રહ અને પ્રોત્સાહન ન મળ્યા હોત તો આ સાહસ કરવા હુ ન જ પ્રેરાત. જેમા જે કાઈ સફળતા પ્રાપ્ત થઈ છે તે એમના કૃપાપ્રસાદનુ જ પરિણામ છે આ પ્રયત્નની વધુ સફળતાનો આધાર વાચકવર્ગ પર નિર્ભર છે સમગ્ર

લેખોની એક ફક્ત ઝાંખી રૂપે લખાયેલો આ સ્વાધ્યાય જો જિજ્ઞાસુને, સાધકને, મુમુક્ષુને વધુ જાણવા પ્રેરશે અને જે અમૂલ્ય રત્નભંડારની ખાણ છે એવા આ પુસ્તકના ઊંડાણમાં દર્શન કરવા પ્રેરશે તો મારો પ્રયત્ન હું સાર્થક માનીશ. આ સ્વાધ્યાયના વાચન બાદ એમાં જે કાંઈ પ્રેરક, પ્રકાશક લાગે તે સઘળુંય પૂજ્ય સ્વામીજીનું માની પ્રત્યેક ક્ષતિને મારી ગણી લેવાની વાચકને નમ્ર વિનંતિ છે.

જ્યારે પાશ્ચાત્ય કેળવણીથી રંગાએલો, પાશ્ચાત્ય વાતાવરણથી ઘીંટળાયેલો આજનો યુવાન સાચાં મૂલ્યાંકનો શોધવા મથી રહ્યો હોય, અનેક સાંસ્કૃતિક ઝઘડાઓ વચ્ચે ઝોલાં ખાતો હોય, સાચી ધર્મ-ભાવનાઓ વિષે શંકાશીલ હોય અને શ્રદ્ધા અને અશ્રદ્ધા વચ્ચે હિલોળા લેતો હોય ત્યારે એ જ કેળવણીના રંગે રંગાએલા અને એ જ વાતાવરણથી ઘીંટળાયેલા અમને સૌને, મને તેમ જ મારા કુટુંબી-જનોને, આવા મહાનુભાવી, જ્ઞાની સંતનો સમાગમ થવો, એમનું સાંનિધ્ય સાંપડવું એટલું જ નહિ પણ એમના મધુર વાત્સલ્યનું અમીપાન કરવું એ પણ એક ધન્ય લ્હાવો છે. એમના કૃપાપ્રસાદે અમારૂં જીવન કૃતાર્થ થયું છે, એમની જ્ઞાનજ્યોતિએ અમારો શ્રદ્ધા-દીપ પ્રોજ્વલિત રાખ્યો છે. અમારી જીવનનૌકાનું સુકાન જેમણે સંભાળ્યું છે, એવા પરમજ્ઞાની પરમપૂજ્ય શ્રી સદ્ગુરુને ચરણે તો આટલું જ કહી વિરમીશ કે

" નમું આત્મા ઢાળી નગન લળતી દેહ નમને
નમું કોટિ વારે વળી પ્રભુ નમસ્કાર જ હજો. "

જેઠ વદ ૬, સંવત ૨૦૧૧
૨૨, શાન્તિસદન સોસાયટી,
એલિસબ્રીજ, અમદાવાદ

સૌ. તારાબ્હેન પી. ત્રિવેદી
બી. એ. (ઓનર્સ) બી. ટી.

ॐ

# સાધન જયોતિ

(૧)

નમું ઋષિસમૂહને, નમન આદ્ય આચાર્યને,
નમું ગુરુશરીરને પરમ બ્રહ્મ પ્રત્યક્ષ જે,
પ્રકાશ પથ પાથર્યો, સકલ સાધનજયોતિથી
થયો પ્રકટ દીપ; શ્રી ગુરુ! સમસ્ત અંગે નમું.

(૨)

મળ્યું વિમલ ક્ષેત્ર તે વિમલ દેહદાતા મળ્યા,
ફળ્યું વિરલ દૈવ તે શ્રવણ, ધ્યાન, જ્ઞાને થયા.
અહો! ઈહ શરીરના જનનમૃત્યુની મધ્યમાં
વયસ્ પરિણમે, યુવા પ્રખર તાપથી પ્રજ્વળે.

(૩)

તપ્યું તડફડી તને વિધિનિષેધ કર્મો કરી,
મથ્યું મુઝવતું મને વિવિધ દૈવભક્તિ કરી,
અગણ્ય તનુધાગ્રણે તિમિર ગાઢ જામ્યું ઉરે.
અસંખ્ય યુગ આથમ્યા અફલ જન્મ વીત્યા ઘણા.

(૪)

વહી ઉગ્નદી શુભાશુભ પ્રવાહ રેલાવતી
સવેગ ધસતી, બહિરૂ જલદધર્મયુદ્ધો ધસ્યા,
અન્યા તુમુલ, ત્યાં ઉગ્યો ગુરુસવિતૃ, શામ્યુ બધુ
થયો સફલ જન્મ જ્યા શરણુસંપદા સાપડી.

(૫)

યથામતિ ભણ્યો, ભમ્યો વિવિધ તીર્થયાત્રા મિષે,
મળ્યા વિવિધ સન્ત ત્યા શ્રવણુદર્શનો સેવતા
કર્યા મનન ચિન્તનો, સુખદ ધ્યાન ધ્યેયે થયા
અને સ્વસુખ તૃપ્તિની ગુરુપ્રસન્ન ખીલી ઉષા

(૬)

નમુ પરમનાથ ને પરમબ્રહ્મ રામર્ષિને,
ચઢ્યો ચરમ આશ્રમે શુભ નિમિત્ત નારાયણે,
વળી પરમહંસ ને પરમસિદ્ધ યોગીકૃપા
દ્રવી ચરણગંગથી સરસ સ્નાન પાને કર્યાં.

(૭)

અચિન્ત્ય દૃશિસ્પર્શથી સુપથ પ્રાણ ચિત્તે ભર્યા,
ઉરે શુભ ભર્યું, ચિતિ પ્રકટી અન્તરે તાત્ત્વિકી
અહો ! વિગલ ક્ષેત્ર આ ગુરુપ્રસાદ જ્ઞપ્તિ મળી,
ત્યજી અહમિકા, ગુરો ! નમું સમસ્ત અંગે ઢળી.

---

ॐ

नारायण

# પુરોવચન

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः ॥

શ્રી સુરેશ્વરાચાર્ય

શ્રી સદ્દગુરુનાં કૃપા અને પ્રેરણાથી 'ઉત્થાન' પ્રકટ કરવાનું સાહસ થયું અને એમના જ આશીર્વાદથી પહેલા વર્ષનો પહેલો અંક પ્રકટ થાય છે.

*  *  *

અધ્યાત્મવિદ્યાનો પ્રચાર એ 'ઉત્થાન'નો મુખ્ય ઉદ્દેશ; આત્મભાવના આત્મજ્ઞાન દ્વારાજ જાગે છે, દૃઢ થાય છે અને અનુભવાય છે; એ આત્મભાવના વિના મનુષ્ય મનુષ્ય જ કહેવાતો રહેતો, કે બનતો નથી. એ આત્મભાવના, આત્મશ્રદ્ધા, આત્મનિષ્ઠા, મનોબળ, સંકલ્પબળ, ધારણા, વ્યક્તિત્વ, વિશિષ્ટતા અથવા શ્રી કનૈયાલાલ મુનશીજીએ શોધેલો, અને પતંજલિઋષિએ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે, એવા અર્થવાળો શબ્દ 'અસ્મિતા'—બધાનો અર્થ એક જ ભાવનામાં

એ આત્મભાનના એટલે સ્વધર્મ અને સ્વકર્તવ્યનુ ભાન સુઝાડે, સંસાર પરમાર્થમા યથેષ્ટ સિદ્ધિ અપાવે, અને સયમશીલ શક્તિ વધારે એવી આત્મજાગ્રતિ

* * *

આત્મજ્ઞાન વિના આત્મજાગ્રતિ અસભવિત છે, વેદોક્ત કર્મકાડ, **પૌરાણિક ભક્તિ, તંત્રોક્ત ઉપાસના, પતજલિ અને શાક્તોના** યોગમાર્ગ—અને એ સૌની પીઠમા રહેલુ આત્મજ્ઞાન આપણા ભારત વર્ષની સનાતન વિદ્યા અને આર્યોનુ સાચુ ધન છે

* * *

આવો 'ઉત્થાન'નો ઉદ્દેશ છે ઉદ્દેશ જેટલો વિશાળ છે એટલો જ પ્રયત્નકાળ વસમો છે, રાજકીય અને સામાજિક નિયમોમા ઉત્ક્રાન્તિ થઈ, અને એને લીધે રાજ્યલોભ તથા સમાજસત્તાનો મદ વધી પડ્યા, આર્થિક પરિસ્થિતિ તગ બની અને ધર્મભાવના જે એ બધાના સયમ અને સુધારણા રૂપ હતી, તે સત્તાના મદમા અસ્તવ્યસ્ત થઈ, ધર્મભાવનાની શિથિલતામા બાહ્યાચાર અને બાહ્યધર્મને પ્રજાએ પકડી રાખ્યા, ક્રિયાકાડની પાછળનું આત્મજ્ઞાન ગયુ, અને સમસ્ત પ્રજાનો જીવન વ્યવહાર યત્રમાનવના જેવો અજ્ઞાનમૂલક બન્યો

* * *

જ્ઞાનશક્તિ હણાઈ, એટલે ક્રિયાશક્તિ ઉપરનો કાબુ ગયો, ક્રિયાશક્તિની સ્વચ્છદ પ્રવૃત્તિમા સકલ્પબળનો દુરુપયાગ થયો, અજ્ઞાનને લીધે ઊધા સકલ્પો થયા, ધર્મભાવના દબાઈ ગઈ, અને સત્તાના મદમા સુધારણાને બ્હાને કુધારણા વધી, વિદ્યાને બ લે અવિદ્યા, કેળવણીને બદલે સમજણ વગરની ખીલવણી, ગણતર વગરનુ ભણતર, અનુભવ વગરનુ વાગ્વેદાન્ત, સમજ્યા વગરનુ કર્મકાડ—આમ બધે ધર્મસકરતા વ્યાપી, પરિણામે દુખ, ચિંતા, ક્લેશ, લોભ અને

મોહનાં પ્રચંડ વાવાઝોડાં શું પૂર્વ કે શું પશ્ચિમ–શું ઉત્તર કે શું દક્ષિણ–પૃથ્વીના ચારે ખંડમાં વ્યાપ્યાં–વર્ષ્યાં–અને યુદ્ધની જ્વાળાએ પ્રકટી.

*  *  *

ભારતવર્ષ ચેતે, પોતાનો સ્વધર્મ સમજે, અને સ્વધર્મ પ્રમાણે વિદ્યા મેળવે અને કેળવે; વ્યવહાર સુધારે, અને જીવનના સમસ્ત પ્રદેશમાં સર્વાંગી વિકાસ કરવાનાં સાધન શોધે.

*  *  *

'ઉત્થાન' આ માર્ગમાં નિમિત્ત બને એમ આપણે ઇચ્છીએ; વિદ્વાન લેખકોનો અને સહૃદયી જિજ્ઞાસુઓનો સહકાર એમાં જોઈએ; માસિક પ્રકાશનની સાથે ગ્રન્થમાળા શરૂ થાય, અને બીજી પણ જ્ઞાનપ્રચારની અવનવી દિશાઓ સૂઝે અને એમાં સફ્ળતા મળે એવી શ્રીઇષ્ટ પાસે પ્રાર્થના અને વાચકવર્ગને વિનતિ.

*  *  *

પશ્ચિમમાં બાહ્યયુદ્ધ વેગથી વધતું જાય છે; એના પડછંદારૂપે આખા વિશ્વમાં મનોમન્થન ચાલે છે; સૌ સૌનુ સંભાળે છે; ભારતવર્ષ પોતાનું સંભાળે; એનું પોતાનું ધન એટલે તો અકલ્પ્ય કાળથી વારસામાં મળેલી, વિશ્વના કોઈ દેશે ન સાંભળેલી કે ન અનુભવેલી એવી બ્રહ્મવિદ્યા.

*  *  *

બ્રહ્મવિદ્યાનાં સાધન ન બદલાય; દેશદેશની સીમાઓ તૂટી અને ભૂગોળ બદલાઇ; રાજ્ય વિખેરાયાં અને પ્રજાની આર્થિક, સામાજિક દશા ફરી ગઈ; વ્યવહારનાં સાધનો બદલાયાં અને બાહ્યસુખના વિષયોનાં રૂપાન્તર થયાં; પણ માનવ (મનન કરી શકે એવા મનવાળું પ્રાણી)

એવી અને એટલી જ ઇંદ્રિયો અને દ્વંદ્વોનું ભાન ભોગવતું અનાદિકાલથી એવું ને એવું જ છે.

*　　　*　　　*

મનને કેળવે, સુધારે, સુખદુઃખથી પાર કરે, અને આન્તરયુદ્ધને શમાવે એ જ વિદ્યા; મનનું મિથ્યાત્વ અને જેમાં એ અધ્યસ્ત છે, એ અધિષ્ઠાન સ્વરુપ આત્મતત્ત્વને ઓળખે એટલે દ્વંદ્વશાન્તિ! અખંડ આત્માની ઓળખાણ એટલે અખંડ આનંદપ્રાપ્તિ અને અખંડ આનન્દપ્રાપ્તિ એટલે જ બ્રહ્મસાક્ષાત્કાર!

*　　　*　　　*

પરમાત્મા આપણને સૌને આવી દૃષ્ટિ કેળવવાના અધિકારી બનાવે!

  
 


( જુલાઈ–૧૯૪૧ )

## ઉત્થાન

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत।**

ઊઠો, જાગો, ઊભા થાઓ, આળસ છાંડો, પ્રમાદ છોડો, ધર્મ-પરાયણ થાઓ, કર્મ કરો, પુરુષાર્થ કરો, વ્યવહાર અને પરમાર્થ બન્ને સાધો, બન્ને ક્ષેત્રમાં ધાર્યું કામ પાર પાડો, એવું જ્ઞાન મેળવવા જ્ઞાનીઓની શોધ કરો, તેમજ એમનાં સેવાશુશ્રૂષા કરી એ જ્ઞાન મેળવો !—આવાં શબ્દબાણ આપણને વેદના વારાથી વાગતાં આવ્યાં છે; અઘોરીની પેઠે આપણે ઊંઘ્યા કરીએ છીએ, પણ એ લોકહિતૈષી ઋષિમુનિઓએ આપણને અજ્ઞાનનિદ્રામાંથી ઊઠાડીને જગાડવા, અને સર્વાંશે સચ્ચિત્ સુખનો લ્હાવો લેવા પરાપૂર્વથી કહ્યા કર્યું છે અને હજુએ કહે છે.

ખરી વાત એ છે કે આપણે અજ્ઞાનમાંથી આવીએ છીએ એટલે આળસુ અને એદી છીએ. સૂતાં કે બેઠાં બેઠાં વિષયસુખ મળે તો ઊભા થઇને આંગળી પણ ઊંચી ન કરવાની આપણી વૃતિ છે અને વારંવાર ચેતવણી મળવા છતાં પણ ઘડીએ ઘડીએ ભૂલ કરીએ તેવા છીએ, એવા માનવસ્વભાવનું એમને પૂરૂં જ્ઞાન હતું. તેઓ જાણતા હતા

કે માનવી સ્વરૂપે તો સચ્ચિદાનંદ છે, છતાં અવિદ્યાને અધીન બની અજ્ઞાની અને વિષયી સ્વભાવનો થઈ આ પૃથ્વીપર અવતર્યો છે. કીટ-પતંગથી માંડીને હિંસક પશુમાંના ટોળાંનો આ જીવ સહવાસે કે સ્વભાવે, જાણ્યે અજાણ્યે પણ પશુસ્વભાવનો વંશવારસ હોય એવાં આચરણ કરે છે; દુઃખ પામે છે, ક્લેશ ભોગવે છે, વારંવાર હારે છે, ધાર્યું સુખ મેળવી શકતો નથી; જગતના વૈભવો પાછળ આંધળો બનીને દોડે છે, હવામાં બાચકા ભરીને ગાંસડી બાંધવાનું સાહસ કર્યાં કરે છે, અને આવી આવી ગડમથલમાં જ જીવન વેડફી, જે અજ્ઞાન-માંથી અવતર્યો છે—નીચે ઊતર્યો છે, તેમાં પાછો નીચેને નીચે વિશેષ અજ્ઞાનમાં ચાલ્યો જાય છેઃ આમ અજ્ઞાનના અજાણ્યા પ્રદેશમાંથી આવી એવા જ અજ્ઞાનમાં જવું. એવો પશુધર્મ જ જાણે માનવ-સમૂહે અત્યારસુધી પોષ્યો-પાળ્યો હોય, એવું ચોમેર નજર ફેરવતાં દેખાય છે.

જે કઠોપનિષદનું શ્રુતિવાક્ય ઉપર ઉતાર્યું છે, એના સમર્થનમાં એ જ ઉપનિષત્ બીજે સ્થલે માનવસ્વભાવનું સુંદર શબ્દોમાં વર્ણન કરે છે,

૧ " पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः
तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् ।
कश्चिद् धीरः प्रत्यगात्मानमैक्षत्
आवृत्तचक्षुरमृतत्वमिच्छन् । २-१-१

पराचः कामाननुयन्ति बालाः
ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा
ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते॥ २-१-२

ભાવાર્થ :—પરમેશ્વરે ?

સમર્થ ઇન્દ્રિયોને હણી નાખી; (આત્માથી વિમુખ કરી–કારણ કે આત્માથી વિમુખ થયા વિના અને એનું વિસ્મરણ થયા વિના જગત્ અને જગત્‌ના વિષયોનું જ્ઞાન સંભવતું નથી. એક કાલે બે જ્ઞાન બની શકે જ નહિ.) તેથી એ બાહ્ય વિષયોને જ ઓળખે છે, અંતરઆત્માને નહિ. પરંતુ કોઈ વિવેકવાન ઇન્દ્રિયોને રોકીને (એને અંતર્મુખ વાળીને) અમૃતને (વિષયભોગથી મળતાં અનિત્ય સુખમાંથી છૂટી નિત્ય સુખને) પામવાની ઇચ્છાવાળો અંતરઆત્માનું દર્શન (સચ્ચિદાનંદનો અનુભવ) કરે છે. (૨) સામાન્ય સાંસારિક બુદ્ધિવાળાએ બહારના વિષયો પ્રતિ ખેંચાય છે, ચારે તરફથી ધસી આવતા (વિષયોના ભોગમાંથી આત્મજ્ઞાનનો નાશ, અને દેહની ક્ષીણતારૂપી) મૃત્યુના બંધનમાં બંધાય છે; અને વિવેકીઓ અચલ અમૃતપણાને ઓળખીને અહીં (આ સંસારમાં જે દુ:ખમય ભોગ છે તેવા) અનિત્યની ઇચ્છા કરતા નથી

માનવીના આસુરી અને દૈવી સ્વભાવનું રહસ્ય આમાં સમજાવ્યું છે. પરમાત્માએ સૃષ્ટિકાલે સૌનાં પૂર્વકર્મોનાં ફલરૂપે મનુષ્યની ઇન્દ્રિયોને બહિર્મુખ બનાવી છે, તેથી એ નિત્ય સુખસ્વરૂપ આત્મા તરફથી મ્હોં ફેરવી, હમેશાં અનિત્ય એવા બાહ્ય વિષયોને જોવા-મેળવવા અને ભોગવવાનું કામ કર્યા કરે છે. આમ સાંસારિક બુદ્ધિવાળા મનુષ્યો બહાર વિષયો તરફ ખેંચાઈ જાય છે અને પરિણામે વિનાશી વિષયોના મોહમાં ને મોહમાં પોતાને પણ વિનાશી અનુભવે છે; જાણે જન્મ-મૃત્યુવાળા આ દેહમાં જ વારંવાર રીબાવામાં જ એમને એમ મઝા આવતી હોય! એમને શાંતિ હોતી નથી, સુખ મળતું નથી, ચંચલતા જ એમનો સ્વભાવ બની જાય છે, વિષયો અને વાસનાઓનો છેડો આવતો નથી, આ કરૂં કે તે કરૂં, આમ થાય તો ઠીક અને તેમ થાય તો સારૂં.

આમ મનુષ્ય સંસાર ભોગવે છે એમ કહેવા કરતાં વિષયો મનુષ્યને ભોગવી રહ્યા છે એમ કહેવું વધારે યોગ્ય લાગે છે. પરંતુ એ વિષયોના બંધનથી થોડો સ્વતંત્ર થયેલો કોઈ ધીરગંભીર, વિવેકી અને વિશુદ્ધ હૃદયવાળો આત્મા સમજે છે કે આ વિષયયુદ્ધમાં કોઈ ઠેકાણે સાર નથી; નથી એ વિષયોને મેળવવામાં સુખ કે નથી ધાર્યો વિષય ન મળે ત્યારે શાંતિ; એને તો એ બન્નેમાં વિનાશ જ દેખાય છે અને તેથી દારજીત, કે લાભાલાભનો વિવેક કરી, એ બન્નેથી પર સાચું અમરપણું શોધે છે; દ્વંદ્વમાં કે દ્વૈતમાં અમરપણું નથી; પણ સાચું અમરપણું એ છે કે જેને ઉપનિષદો અને ગીતામાં " અમૃત "ને નામે વર્ણવ્યું છે.[1] એ અમૃતપ્રાપ્તિનો અધિકારી થવા મહેનત કરે છે. એ અમરપણું એટલે જ જન્મમરણ, સુખદુઃખ, રાગદ્વેષ, હર્ષશોક, હાનિલાભ, જયાજય, ઇત્યાદિ વિકારી દ્વંદ્વોમાંથી માનવચિત્તને પ્રાપ્ત થતી નિત્ય મુક્તિ. અમૃત એ જ મોક્ષ અને મોક્ષ તે જ અમૃતપ્રાપ્તિ અને એ જ અમૃતપ્રાપ્તિ તે બ્રહ્મપ્રાપ્તિ. અમૃતપ્રાપ્તિ, મુક્તાવસ્થા, નિર્વાણ, અભયપદ, સ્વરૂપ-સ્થિતિ, કૈવલ્યપદ, આ બધા એક જ અવસ્થા બતાવનારા પર્યાય શબ્દો છે.

આ પૃથ્વી ઉપર આપણે માનવ શરીર ધરીને આવી ચડ્યા, અથવા કહો કે અજ્ઞાનમાં આવી પડ્યા, અને ત્યારપછી સુખની શોધમાં ને શોધમાં સત્તા અને શક્તિ મેળવવાની મરીને પણ મહેનત કરનારા પુરુષાર્થી તરીકે ઓળખાતીએ છીએ; સૃષ્ટિના આદિ કાળથી સત્તાના શોખીનોએ વિગ્રહો મચાવ્યા, પરંતુ કોઈ સામ્રાજ્ય હજુ સુધી એક હથ્થુ સત્તામાં, એક જ દેશમાં કે એક જ પ્રજાને અધીન થઈ ને રહ્યું નથી. સંપૂર્ણ સત્તા, વિશાલ રાજ્ય, અવિચળ સુખ, અવિરત શાંતિ અથવા ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ આ સંસારમાં કોઈ ને સદાને માટે મળ્યાં હોય એમ ઇતિહાસનાં પાનાં વાંચી સંભળાવતાં નથી.

---

૧ ભગવદ્‌ગીતા અ. ૨ શ્લો ૧૫

બતાવે છે અને અર્જુનને દિવ્ય ચક્ષુ આપે છે; અત્યાર સુધી એ ભગવાનને ચર્મચક્ષુથી-સ્થૂલચક્ષુથી જોતો હતો; સદ્ગુરુને સખા કે મિત્ર માનીને એમને માનવદેહધારી કોઈ બુદ્ધિશાળી સમર્થ વ્યક્તિ માનતો હતો. ભગવાનની નિત્ય પ્રસન્નતામાં એને બ્રહ્માનંદ નહીં, પણ કેવલ વ્યાવહારિક ધીરજ અને ક્ષમા જ દેખાતાં હતાં; એમની દુષ્ટોની સંહારલીલામાં કેવળ ક્ષત્રિયધર્મનું બલ દેખાતું હતું; એમના પ્રેમમાં કેવળ મિત્રતાનું જ દર્શન થતું હતું. એટલે ભગવાનને સદ્ગુરુ કહ્યા પછી પણ એમના યોગસામર્થ્ય પ્રતિ દૃષ્ટિ કેવી રીતે કરી શકે? અને એ તો જ્યારે ભગવાનને ચર્મચક્ષુને બદલે દિવ્યચક્ષુથી-સ્થૂલને ભૂલીને સ્થૂલને બદલે સૂક્ષ્મ શરીરનાં સૂક્ષ્મ ચક્ષુથી-જ્યારે પોતાના અંતઃકરણમાં બીજી બધી વૃત્તિઓને વાળી કે મારીને, કેવલ ભગવાનના દિવ્ય ભાવનું જ દર્શન કરે ત્યારે વિશ્વની વિસ્મૃતિ થાય અને વિશ્વેશ્વરના સ્વરૂપમાં ચિત્તને એકાગ્ર કરી શકે ત્યારે વિક્ષેપને કહાડી શકે.

* * *

વિક્ષેપ કહાડવા એકાગ્રતા જોઈએ; એકાગ્રતા માટે ધ્યેય કે ઈષ્ટ વસ્તુ પ્રતિ ચિત્તનો અસ્ખલિત પ્રવાહ જોઈએ;. એ અસ્ખલિત ભક્તિ-પ્રવાહ માટે, તૈલધારાવત્ ધ્યાન માટે, અન્ય સર્વ અન ત્મ અને અનીશ પદાર્થો પ્રતિ વૈરાગ્ય જોઈએ, અને આમ વિવેક અને વૈરાગ્ય વડે જ્યારે ચિત્તમાં નિરોધનું બલ જામવા માંડે ત્યારે બુદ્ધિમાં પ્રજ્ઞાનો પ્રકાશ પડવા માંડે; એ પ્રકાશ પામેલી, આત્માનો પ્રસાદ વરેલી બુદ્ધિ તેજ ગીતાની પ્રજ્ઞાપ્રતિષ્ઠિતા।

* * *

વેદાન્તના અભ્યાસીને આ વિવેક વૈરાગ્યનો ઉદય થયા વિના વેદાન્તના ગ્રન્થનું અધ્યયન અધરૂં લાગે છે; ભગવત્પ્રાપ્તિની, મોક્ષનાં સાધનની, આત્મજ્ઞાનની જિજ્ઞાસાની કે સાધનની ઈચ્છા માત્રથી કાંઈ અધ્યાત્મપંથે પળાતું નથી; કારણ કે સાધનના સાચા જ્ઞાન વિના

સાધનનું સ્વરૂપ અને એની આવશ્યકતા સમજાતાં નથી. વસ્તુનું સ્વરૂપ અને વસ્તુપ્રાપ્તિનું સાધન ઓળખ્યા વિના કોઈ પણ સાધન સાધ્ય થઈ શકતું નથી. આત્મા, બ્રહ્મ, ૐ, કે એવાં નામો ગોખી મારવાથી, અથવા જપ તપમાં વગર સમજ્યે ચડી જવાથી કશી કાર્યસિદ્ધિ થતી નથી. સમજણ વગર જે કાંઈ કર્યું હોય, કેવલ શ્રદ્ધાના નામથી ૐ ૐ કર્યા કર્યું હોય, રામ રામ કે ભગવાનનાં કોઈ નામની માળા જપી જપીને મણકા ફેરવ્યા કર્યા હોય, તેથી કાંઈ તત્ત્વનું જ્ઞાન અને નિત્ય શાંતિ મળતાં નથી.

જે પ્રાપ્ત કરવું છે તે વસ્તુનું સાચું જ્ઞાન મેળવવું જોઈએ; એ ક્યાં છે, કેવું છે, એનું યથાર્થ વર્ણન સાંભળવું જોઈએ; અને એ વર્ણન સાંભળવું, તે જ વેદાન્ત શાસ્ત્રમાં શાસ્ત્રશ્રવણ કહેવાય છે.

* * *

પ્રથમ શાસ્ત્રનું શ્રવણ, ત્યાર પછી બુદ્ધિપૂર્વક એનું મનન, અને એની રીતે સાંભળેલું અને સમજેલું હોય, તે જીવનમાં ઊતારીને અનુભવવું એનું નામ નિદિધ્યાસન. આ નિદિધ્યાસન એટલે એકમાં અનેકતા અને અનેકતામાં એકતાના દર્શનરૂપી જ્ઞાનની સમતા; કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ ઓળખવાની બુદ્ધિની કુશલતા. બુદ્ધિની આવી વિશુદ્ધ પ્રજ્ઞા પ્રતિષ્ઠિત કરવા, ભગવાન્ પ્રથમના ૭ અધ્યાયમાં વેદાન્ત સિદ્ધાન્તનું શ્રવણ કરાવી, ધ્યાનયોગ માટે વિષયોમાંથી ઇન્દ્રિયો તથા ચિત્તની અનાત્મવૃત્તિઓને આત્મા તરફ વાળવાનો પ્રત્યાહાર શીખવી, છઠ્ઠા અધ્યાયમા સમસ્ત વિશ્વની વિસ્મૃતિ કરાવી, શ્લોક ૨૪ થી ૨૭ સુધીમાં વૃત્તિઓનો નિરોધ કરાવી, પ્રત્યક્ તત્ત્વ-(અંતર્યામી)નું દર્શન કરાવે છે. આમાં ચિત્તશુદ્ધિ આવી ગઈ, અને અંતર્મુખવૃત્તિના અંગોપાંગ જેવાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ સુધીની ભૂમિકાઓનો પણ સમાવેશ થઈ ગયો.

* * *

પરંતુ માનવજીવનની, એની પ્રકૃતિની, એના પ્રાણની, એનાં દર્શનની બે બાજુઓ છે. ઢાલની બે બાજુ જેવી એની એ બે દશા છે. એક બાજુ સ્વપ્ન, સુષુપ્તિ, અને સમાધિની તુરીય; ત્યારે બીજી બાજુ જાગ્રત એ બન્ને દશામાંથી શું અજ્ઞાની કે શું જ્ઞાની મુક્ત થઈ શકે એમ નથી. મુક્તિ તો મનોદશાના પરિવર્તનમાં અનુભવવાની છે. દેહાધ્યાસની નિવૃત્તિ કરવાની છે. હું શરીર છું અને એ અંગે લાગતાં જે જે બંધનો છે, તે બધાંમાં વિવાદ કરાવતો જે પંચભૂતનો પ્રતિબંધ છે, એમાંથી છૂટીને મનમાં તૃપ્તિ મેળવવાની છે. મનુષ્યને સૌથી વધારે કષ્ટદાયક દશા હોય તો તે જાગ્રત છે; સુષુપ્તિ સુખમય છે, અને તેથી જ એ અવસ્થાના ભોક્તાનું ઢાંકણુ, કે કોષ આનન્દમય કહેવાય છે. એ દશામાં આનંદ કે આનંદ જેવું જ કંઈક અનુભવામાં આવે છે, એટલે એમાંથી મુક્તિ મેળવવાની તો શું, પણ ઊલટું ફરીફરીને જાગ્રત તથા સ્વપ્નથી થાકી–કંટાળીને મનુષ્ય ઊંઘમાં પડીને, બધા દુઃખભારને ઉતારીને, સુખ મેળવવાનો પરિશ્રમ કરે છે. એ સુષુપ્તિમાં મન તથા ઇન્દ્રિયો નથી, તેથી વિષયો અને વિષયભોગ નથી. દ્વૈત પ્રપંચ નથી, એટલે મનુષ્ય આરામ ભોગવે છે.

બીજી દશા સ્વપ્નની છે જેમાં મનુષ્ય પરાધીન છે. જેવા સંસ્કાર તેવાં સ્વપ્ન. એ અવસ્થા પણ શરીર તથા મનની દશા ઉપર આધાર રાખે છે; એટલે કે જાગ્રતમાં જે ભોગ ભોગવ્યા, ખાધું, પીધું અને લ્હેર કરી, સુખદુઃખને નોતર્યાં, એના સંસ્કારમાંથી ઉદ્દ્ભવતાં રાગદ્વેષનાં બંધનો બાંધ્યાં, તેના પડછાયા જેવા સ્વપ્નો જાગ્રતિને ભૂલીને મનુષ્ય ભોગવે છે. જાગીને પાછો સુખદુઃખનાં સ્વપ્નાં ભૂલી જાય છે, અથવા એના ઉપર હર્ષ–શોકનાં ચિન્તન કરીને એ સંસ્કાર વિશેષ દૃઢ કરે છે; પરંતુ સ્વપ્નદશામાં એ પરાધીન હોઈ, જ્યારે સ્વપ્નભોગ ભોગવાતા હોય ત્યારે તે દશામાં એનાં દ્વંદ્વમાંથી એ છૂટી શકતો નથી. એટલે એમાં તો કશો પુરુષાર્થ કરવા એ શક્તિશાળી નથી.

* * *

સુષુપ્તિ અને સ્વપ્નદશાની પરાધીનતા પ્રમાણે જાગ્રત પણ પરાધીન જ છે એવું આપણને સામાન્ય દષ્ટિએ લાગશે. કોઈના પણ જગાડ્યા વિના સુષુપ્તિ અને સ્વપ્નનો જાણે એની મેળે જ અંત આવતો હોય, તેમ મનુષ્ય પરવશ બનીને એ બન્ને દશામાંથી જાગી ઉઠે છે. ટૂંકામાં એમ કહેવા જેવું છે, કે જ્યારે જાગ્રત વ્યવહારથી થયેલો મનનો થાક સુષુપ્તિ તથા સ્વપ્નમાં ઉતરી જાય છે, ત્યારે બાકી રહેલા જાગ્રતના ભોગ ભોગવવા, પૂર્વવાસના પ્રમાણે મનુષ્ય પાછો જાગી ઉઠે છે અને પૂર્વવત્ વ્યવહાર કરવા માંડે છે. આ જાગ્રતમાં વિષાદ થાય, એનાં બંધનોમાં એને પોતાની-જીવાત્માની સ્વરૂપગત સ્વતંત્રતા નથી મળી શકે એમ ચોકખું સાલવા માંડે, ત્યારે એને જાગ્રતનો તિરસ્કાર આવે તે વૈરાગ્ય; એમાં કશુંયે ન રૂચે એ વિષાદ: વ્યવહારમાંથી વેગળા જઇ ને કોઈ ખૂણે ખોચરે, ગિરિગુફામાં મનુષ્યજગતથી દૂર જ્યાં કોઈ ન સતાવે ત્યાં જઈ બેસવાની વૃત્તિ થાય, એ એનો એકાન્ત પ્રેમ અને ત્યાગવૃત્તિ; અને આમ કશા પણ સમાધાન વિના અજ્ઞાનમાં ને અજ્ઞાનમાં વિશ્વનો વ્યવહાર, જાગ્રતની બધી ગડમથલ, જગતની બધી જંજાળ, બધું દુઃખમય જ લાગે એવી મનોદશા એ બદ્ધ જીવની વૈરાગ્યસૂચક દશા; એ બંધનમાંથી છુટવાની વૃત્તિ થાય તે મુમુક્ષુતા, એવું કેમ થાય છે? બંધ શું છે? એ ક્યાંથી આવે છે? જગતમાં દુઃખ જ કેમ? જો જગતમાં દુ:ખ જ છે એ જગતનું સ્વરૂપ કેવું? આ જગતમાં મને ધકેલનાર કે મોકલનાર કોણ? આ વિશ્વમાં આવી ફસાનાર હું કોણ? જગત મારૂં કે હું જગતનો? અથવા મારો અને જગતનો રચનાર, અને મને આમાં ફેરવનાર હું કે બીજો કોઈ?– આવા અસંખ્ય પ્રશ્નોની તડામાર જ્યારે અંતઃકરણમાં ઊઠવા માંડે, એ તડફડાટમાં કશું પણ ન સૂઝે—એ દશામાં જે શોક, ગ્લાનિ, કે ખેદ જ અનુભવાય, કશું પણ ન કરતાં બેસી રહેવાની વૃત્તિ થાય, અને એવા શાંત, મૂક, પત્થર જેવા જ થવાનું મન થાય, એનો વિષાદ

કે વૈરાગ્ય અને એમાંથી હું-જગત્-અને એ બન્નેનો રચનાર કે ચલાવનાર જે કોઈ હોય, તેને જાણવાની વૃત્તિ થાય, એ એની જિજ્ઞાસાની પ્રારંભદશા.

*   *   *

આવી જિજ્ઞાસા થાય ત્યારે અંતઃકરણને એ ધીરે ધીરે તપાસવા માંડે; જગતને ભૂલવાનો યત્ન કરે; જાગ્રતના વ્યવહારમાં મનની વૃત્તિઓને તપાસે, સ્વપ્નની પરાધીનતાને તેમ જ સુષુપ્તિના પરવશ આનંદના રહસ્યને ઓળખવાના પ્રયત્નો કરે, અને છેવટે એ પરિવર્તનશીલ અવસ્થાઓ ભોગવનાર કોણ છે ? એ ભોક્તા પ્રતિ મનોવૃત્તિ વાળવાનું કોઈ અનુભવી, તત્ત્વદર્શી પાસે જઈને શીખે, ત્યારે એની એકાન્તિક વૃત્તિઓને અંતર્મુખ વાળીને, જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિની પરાધીનતામાંથી, એનાં બંધનમાંથી છોડાવીને, ભોક્તા, ભોગ્ય અને ભોગની ત્રિપુટિની પર જે મૂળ આત્મતત્ત્વ છે, એનું દર્શન કરાવે તે સદ્ગુરુ. પણ આ તો ત્રણે અવસ્થાને ભૂલવાનો ક્ષણિક પ્રયત્ન થયો. પહેલાં અજ્ઞાન અવસ્થામાં જે પરાધીન બની સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રતના અનુભવ ભોગ ભોગવતો હતો અને એ ત્રણે અનુભવો દ્વંદ્વમિશ્ર હતા, તેમાંથી આ એક તુરીય એટલે ચોથી અવસ્થાનો અનુભવ કરતાં શીખ્યો; પણ એ અવસ્થા યે કાંઈ એની નિત્યની નથી. એમાંથી પણ વ્યુત્થાન થાય છે. વળી પાછું આ જાગ્રત જગત્ શરીર છે ત્યાં સુધી વારંવાર આવે જાય છે; એટલે જેવું અંતર્મુખ બની પોતાનું સ્વ-રૂપ જોયું, તેવું એ બધાં દૃશ્ય પ્રપંચનું પણ જ્યાં સુધી સ્વ-રૂપ ન જોવાય, ત્યાં સુધી શાંતિ કેવી ?

*   *   *

એટલે છઠ્ઠા અધ્યાયમાં કહે છે કે :—

सर्वभूतस्थमात्मानं सर्वभूतानिचात्मनि ।
ईक्षतेयोगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

અર્થઃ—સર્વત્ર સમ (વસ્તુ)નું દર્શન કરનાર, (અંતર્મુખ વૃત્તિદ્વારા) યોગ કરીને (તત્ત્વની સાથે) યુક્ત થયેલો (જીવ)—આત્મા સર્વ પ્રાણીઓમાં રહેલા (પોતાના) આત્માને અને (પોતાના) આત્મામાં (રહેલાં) સર્વ પ્રાણીઓને જુએ છે.

હવે એ સર્વત્ર આત્મદર્શન કરવા ઈચ્છે છે. જાગતમાં એ બધે આત્મદર્શન કરવા મથે છે. જાગ્રતમાં પ્રથમ ઇન્દ્રિયો વડે દર્શન કરતાં પંચ વિષયો આવે છે, પંચતત્ત્વો નજરે પડે છે, એ ઈંદ્રિયોની પાછળ મન કલ્પના અને ભાવના કરે છે, બુદ્ધિ એનો વિચાર કરે છે, અહંકાર હુંપણું રાખીને બધું કર્મ-ધર્મ પ્રમાણે ગોઠવે છે, ચિત્ત એનું ચિંત્વન કરીને સ્મૃતિભંડારમાં ઠાંસી ઠાંસીને જગતના સંસ્કાર રાખી મૂકે છે. આ બધા અનેકત્વમાં એકત્વસ્વરૂપ આત્માને શોધવા જતાં તો એને મન અને ઈંદ્રિયોદ્વારા પ્રત્યક્ષ થતા પંચતત્ત્વના જગત્ અને જગતના વિષયો વિના બીજું કશું દેખાતું નથી. એટલા માટે એ અનેકત્વ કેટલું વિશાલ છે? એની ગણતરી કરતાં મુખ્ય મુખ્ય સંજ્ઞા કેટલી છે? એના સ્વરૂપમાં કેવું અધિષ્ઠાન છે? એનું સ્વ-રૂપ અને મારૂ સ્વ-રૂપ જુદું છે કે એક છે? આવી રીતે એનું સમાધાન કરવાની વૃત્તિ થાય, એનું જ્ઞાન મેળવવાની ભૂખ ઊઘડે એનું નામ તત્ત્વજિજ્ઞાસા, અને તત્ત્વજિજ્ઞાસાને માટે વિચારશક્તિનો કેમ ઉપયોગ કરવો, ઉહાપોહ કરવાની કુશળતા કેળવવી, વિશ્વની રચનાનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરવો, એવી સાંગોપાંગ વર્ણન કરતી વિદ્યા એ વેદાન્તની પંચીકરણ વિદ્યા.

*　　*　　*

એ પંચીકરણ વિદ્યામાં બધી રચના તપાસી જોવાની હોય છે. સૃષ્ટિ અને શરીરના અવયવો ઓળખવા પડે છે. આવો જે અભ્યાસ કરવો પડે તેમાં એકત્વનો ભેદ ઉકેલવા જતાં, અત્યાર સુધી એ બધાંને અનાત્મ તરીકે-બધાં નામ રૂપને આત્માથી પૃથક્ માનીને જે વ્યવહાર ચલાવ્યા કર્યો છે, એ બધાંને વીણી વીણીને જૂદાં પાડી, એમાં જ એક

અને અદ્વિતીય આત્માને ઓળખી લેવાનો છે; તેથી અનેકત્વની સમજણુ માટે, પંચ વિષયો, પંચ જ્ઞાનેન્દ્રિયો, પંચ કર્મેન્દ્રિયો, પંચ પ્રાણ, અંતઃકરણ ચતુષ્ય, ચાર અવસ્થા, ચાર શરીર, પંચ કોશ, ચાર અવસ્થાના અભિમાનીઓ, વૃત્તિઓમાં જ્ઞાન અને અજ્ઞાન એ બધાં જે પ્રત્યેક શરીરમાં એક સરખાં છે તેને સમજવાની અને યાદ રાખવાની જરૂર છે; કારણ કે એ યાદ ન રાખીએ, તો એમાંથી જ કોઈ ને આત્મા માની લેવાની ભૂલ થવાનો સંભવ છે.

* * *

નવા જિજ્ઞાસુને આ વિષય અઘરો લાગે છે; એને એકાન્તની રૂચિ થાય છે, ધ્યાનમાં કોઈ ધ્યેય બાંધીને એમાં મનને ચોંટાડવાનું ગમે છે, પણ "આ વાંચવાની ભાંજગડ કોણ કરે ? આ ભણવાની માથાકૂટ શા માટે કરવી ? બધું માયા છે એમ સમજવું અથવા બધુ ભગવાન કે બ્રહ્મ માની લેવું એટલે જ બસ;" આવી મનોદશા નવા જિજ્ઞાસુની થાય છે: પણ આ એક મહાન્ ભૂલ છે. એ બધું અવશ્ય સમજવું જોઈએ. પછી તે સંસ્કૃત ગ્રન્થો દ્વારા ભણો, પ્રાકૃત ગ્રંથોમાંથી જાણી લ્યો, કે ભણ્યા ન હો તો કોઈ પાસેથી સાંભળીને શીખી લ્યો; પણ એ જાણવું તો અવશ્ય પડશે જ: નહિ તો ઉપર કહ્યું છે તેમ આત્માને બદલે અનાત્મ જંજાળમાં, ભગવાનનાં વાસ્તવિક સ્વરૂપને બદલે એમના નામરૂપ, ગુણકર્મ, અને લીલામાંજ ફસાઈ પડી, એનાં જ ગુણગાન ગાયા કરશો. ત્રિગુણાત્મક પ્રકૃતિના ભેદાભેદમાં રવડી રખડી, નામરૂપ, ગુણકર્મ, અને ઐશ્વર્યની ઘટમાળમાં ફર્યા કરશો. વેદાન્તનાં પુસ્તકોમાં એ બધી પ્રક્રિયાઓ છે તે વાંચનાં કંટાળશો નહિ; એનો અભ્યાસ કરવાનો છે; વેદાન્તનાં પુસ્તકો આરામ ખુરશી પર પડ્યાં પડ્યાં, સંસારના પ્રપંચી વ્યવહારમાંથી અનાયાસે ફુરસદ મળે તો જ વાંચવાનાં કે વાંચી જવાનાં નથી. એ વર્તમાનપત્રો, નવલકથાઓ કે સંસારને સત્ય કરી બનાવનારાં વિષયવિવેચનો નથી. પણ જ્ઞાનગંભીર,

અસખ્ય જન્મોની સાથે પણ એનુ મૂલ્યાકન થાય નહિ એવા અમૂલ્ય છે

*　　　　*　　　　*

આટલું વિચારી જોજો —

(૧) પ્રાચીન ગ્રન્થો તો અનુભવીઓના જ ઉદ્‌ગાર છે, એમના બ્રહ્માનદથી ભરપૂર અત કરણમાથી નીકળેલા આનદના—આત્માના પ્રમાદના સુધાશબ્દો છે વાર્તાઓ કે નવલકથાઓની પેઠે કલ્પનાના ઘોડા કે વિમાન પર ચડેલી, ઊડતી મનોવૃત્તિએ લખેલા એ ગલ્પ-ગપ્પા નથી વાસ્તવિકતાના એ સચોટ નમૂના છે, માટે ધીર, ગભીર ભાવથી વાચવા બેસજો

(૨) ગ્રન્થકારની જ્ઞાનમૂર્તિનું શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રથમ અત કરણમા ધ્યાન ધરજો કે "હે જ્ઞાનમૂર્તિ ! આના પઠન-પાઠન દ્વારા અમારા અંત-કરણમા આપના અનુભવના અમૃત છાટો ! અમારી મનોવૃત્તિનો વિનાશ દૂર કરો, અમારૂ આવરણ તોડીને ફેકી દો, અને જીવનમા જે તત્ત્વામૃત આપે પીધુ અને જીરવ્યુ છે, એ જ અમૃતના અમને અધિકારી બનાવજો "

"આપનો આ ગ્રન્થ તે કાગળ, શાહી, અને વાકયો નથી, એ તો માનસરોવરના મુક્તાકણ છે, અક્ષરે અક્ષરે એમા આત્મસુધાના બિન્દુ ઝરે છે, વાકયે વાકયે આપનો પરમહસ-બોધ અમારા ચિત્તક્ષેત્રમા જ્ઞાનમૌક્તિકના ચોક પૂરે છે પ્રકરણે પ્રકરણે એના સપૂટ જામે છે, અને સમસ્ત ગ્રન્થની પારાયણ થતા તો જાણે આપ મારા મસ્તક પર આપનો વરદ હસ્ત મૂકીને આશીર્વાદ આપો છો કે— 'સાધક, ત્હારી સાધના સફળ હો "

(૩) એમા આવેલી અનેકના ગોખગો નડી, જ્ઞાનેન્દ્રિય ઈત્યાદિ બધુ વિગતવાર તમારા શરીરમા જ છે વાચતા વાચતા એ બધાને

વિચારથી ઓળખતાં જજો; ભૂગોળનું પુસ્તક હાથમાં હોય, અને નકશો ભીંત પર લટકતો હોય, ત્યારે પુસ્તકમાં કાશી કે હરદ્વાર વાંચીને, નકશા ઉપર એને જેમ શોધીને બતાવીએ છીએ, ( પૃથ્વીના ચિત્રને જ નકશામાં ઊતારેલું છે, અને ભૂગોળના પુસ્તકમાં હોય તે નકશામાં હોવું જ જોઈએ. ) તે જ પ્રમાણે બધું પંચીકરણ એ આપણા નકશારૂપી શરીરમાં છે; જે શરીરમાં છે તે જ પુસ્તકમાં લખ્યું છે; તેથી વાંચો ત્યારે શરીરરૂપી નકશામાં વિચારદ્વારા જોઈ, તથા નિશ્ચય કરીને ઓળખી લેજો; આમ કરશો તો યાદ રહેશે અને વેદાન્તના ગ્રન્થોમાં રસ પડશે. ગોખવાથી કાર્યસિદ્ધિ થશે નહિ, અને કંટાળો વધશે.

* * *

આટલી સૂચના અત્યારે બસ છે ! ગ્રન્થ વાંચતાં ગ્રન્થકાર પ્રતિ શ્રદ્ધા, ભક્તિ, અને સત્કાર રહેવાં જોઈએ. ખાસ કરીને આ વાત અમે પ્રાચીન પ્રાસાદિક ગ્રન્થોના વિષે જ કહીએ છીએ એ લક્ષ્યમાં રાખજો. એની પરીક્ષા કરવાની મહેનત ન કરશો. એમાં લખેલું ન સમજાય કે ઊંધું સમજાય, તો એમનો દોષ ન દેશો; દોષ આપણી બુદ્ધિમાં છે માટે ઊંધું સમજાય છે એમ માનજો. અને આમ દોષ દેખાવાનું સબળ કારણ તો એ છે કે, અત્યારે શ્રવણના કરતાં **વાચન** વધી પડ્યું છે.

શ્રવણ એટલે ગુરુમુખે કરાતું શાસ્ત્રાધ્યયન. શાળા પાઠશાળાના વિદ્યાર્થીઓનો જેમ અભ્યાસક્રમ નિયત થયેલો હોય છે, અને તે પ્રમાણે શિક્ષકો કે અધ્યાપકો એમને ભણાવે છે, તે પ્રમાણે શાસ્ત્રોમાં પણ અભ્યાસક્રમ હોય છે; કોઈ તત્ત્વદર્શીનું શરણ લ્યો, કોઈ જ્ઞાનીની પાસે જઈ ને એ કહે તે વાંચો, એ ભણાવે તે ભણો, પોતાની અવળી બુદ્ધિથી–સાંસારિક રાગદ્વેષવાળી બુદ્ધિથી કશું પણ ન વાંચો; એમની પાસે જાઓ, અને એ જણાવે તે ક્રમપુર:સર વાંચો, એટલે શ્રવણનાં રહસ્ય અને મુખ્ય સમજાશે.

શ્રવણ પદ્ધતિપુરઃસર થાય, તો મનન પણ યુક્તિપુરઃસર થાય, અને એ બન્ને વ્યવસ્થિત હોય તો નિદિધ્યાસનનું ગાડું પણ સીધું ચાલે, નહિ તો એ માર્ગ અસ્ત્રાની ધાર પર ચાલવા જેવો વિકટ છે, એમ ઉપનિષદો કહે છે તે ખોટું નથી.

* * *

વેદાન્ત એટલે જ્ઞાનયોગ, એ જ્ઞાનયોગ તે જ ગીતાનો બુદ્ધિયોગ; જ્ઞાનયજ્ઞ પણ એ જ, અને અંતમાં ભગવાન અર્જુનને પૂછે છે, કે મેં તને તત્ત્વજ્ઞાન શ્રવણ કરાવ્યું તે બરાબર ધારણ કર્યું ? એ પ્રમાણે તને સમજાયું ? જ્ઞાન થયું ? અજ્ઞાનસંમોહ થયો ? અને જે સાંભળ્યું તે બધું એકાગ્રતાથી કે ભટકતે અને વિહ્વલ મને ?-આટલા પ્રશ્નો એટલા માટે કરે છે, કે પ્રથમના ૭ અધ્યાયમાં આત્મા અનાત્માનો વિવેક કરાવી, છઠ્ઠા અધ્યાયમાં અનાત્માને વિસારે પાડી, ધ્યાનદ્વારા આત્મ-દર્શન કરાવ્યું. વચલા ૭ અધ્યાયદ્વારા સમગ્ર વિશ્વમાં એ જ આત્માના ઐશ્વર્યનું દર્શન કરાવ્યુ, અને એ આત્મા તથા ઐશ્વર્યવાન્ આત્મા પ્રતિ ભક્તિ ઉપજાવી; કારણ કે ભક્તિ વિના ધ્યેયાકારવૃત્તિ થતી નથી, એકાગ્રતા ટકતી નથી, અને ધારણ કરેલી વસ્તુ હાથમાં આવ્યા છતાં છટકી જાય છે.

પછીના ૭ અધ્યાયમાં જ્ઞાનમાં ઉપયોગી અને જીવનમુક્ત દશામાં ઉપકારક થાય એવાં પ્રકૃતિનાં બધાં રહસ્યો, યુક્તાહાર વિહારનું સ્પષ્ટીકરણ, બુદ્ધિના, ધૃતિના, તેમ જ તપના ત્રિગુણાત્મક ભેદ, સંસારવૃક્ષની ઉત્પત્તિથી માંડીને જ્ઞાનચક્ષુથી થતા અધ્યાત્મદર્શનની વિવેચના, અને છેવટે સર્વશિરોમણિ અઢારમા અધ્યાયમાં મોક્ષનો યોગ કરાવી, પાર્થને પૂછ્યું કે ત્હારો મોહ નાશ પામ્યો કે નહિ ? ઉત્તર ગળ્યો, કે મારું શ્રવણ–મનન યથાર્થ થયું છે અને આપની કૃપાથી, આપના આત્મપ્રસાદથી હવે હું આપનું વચન પાળીશ અને તે પણ પાળવા

સમર્થ થયો છું માટે; નહિ કે વગર સમજ્યે પાળવા મહેનત કરી જોઈશ, અથવા પળાશે તો ઠીક, નહિ તો વાહવાહ!

*          *          *

પ્રાચીન ગ્રન્થો પ્રાસાદિક ગ્રન્થો કહેવાય છે; કારણ કે એના પ્રણેતા કલ્પનાસૃષ્ટિના નહિ, પણ વાસ્તવિકતાના અનુભવી હતા, વસ્તુના યથાર્થદ્રષ્ટા હતા, આત્મા અને પ્રકૃતિનાં રહસ્યોને સમજીને વર્ણન કરનારા હતા, ત્યાગ અથવા વૈરાગ્યની પૃથક્તા એમના જીવનમાં નહોતી, અકર્મ કે નૈષ્કર્મ્યની ઘૂંચ એમને ઉકલી ગઈ હતી, ધ્યાન કે જ્ઞાનના ભેદાભેદ એમણે ઓળખ્યા હતા, સંશય વિપર્યયને હતા નહોતા કરીને આત્મા–પરમાત્મા વચ્ચેના આવરણને એમણે ચીરી–ફાડીને ઉરાડી દીધું હતું, કશીય શંકા એમના અંતરમાં નહોતી; નિઃશંક, નિર્ભય, અને નિરંજન હતા.

એ હતા શુદ્ધ અને શાંત, નિર્મળ અને નિર્વિકારી, પ્રસન્ન અને ગંભીર, અનુભવી અને આત્મદર્શી. એમના ઉદ્ગાર સ્વયંભૂ હતા, આત્મપ્રેરિત હતા, તટસ્થ અનુભવના હતા. પ્રકૃતિના ત્રિગુણાત્મક સ્વભાવથી પ્રેરાયલા, ઘડીમાં આ અને ઘડીમાં તે સુધારો સાચો, એવા એવા ક્ષણભંગુર ભાવનાના કે આવેશના નહોતા.

માટે જૂના ગ્રન્થોને વાંચો નહિ પણ એનો અભ્યાસ કરો. ગ્રન્થને વાંચી જોવા, ફુરસદે વાંચવા, ગમે ત્યાં બેસીને વખત ગાળવા કે એની પરીક્ષા માટે વાંચવા નહિ, પણ એમાં ગ્રન્થકારના જીવનનો સાર ભર્યો છે તે તમારા જીવનમાં ઉતારવો છે એવી નિષ્ઠાથી ભણો; પ્રમાદ કે કુતુહલ માટે નહિ, પણ કર્તવ્યનિષ્ઠબુદ્ધિથી, જિજ્ઞાસુવૃત્તિથી, આત્મામૃતના પિપાસુ બનીને વાંચો. એમની કૃપાથી જ અનુભવ થવાનો છે એવાં શ્રદ્ધા ભક્તિથી વાંચો, અવશ્ય એમના આશીર્વાદ તમારા જીવનમાં

અમૃતનો વરસાદ વરસાવશે. તમે કૃતાર્થ થશો, કારણ કે એ વાણી કૃતકૃત્ય પુરુષોની છે. તમે ધન્ય બનશો, કારણ કે એમના વચનોમાં ધન્યવાદ છે. તમે અમર થશો, કારણ એમનાં વાક્યોમાં અમૃત ભર્યું છે. તમે જ્ઞાનદીપ્તિ પામશો કારણ કે એમનાં ગ્રન્થોમાં પ્રજ્ઞાનની ગાઢ-ગંભીર રશ્મિઓ ઉભરાય છે. ૐ તથાસ્તુ !

*   *   *

પરમાત્મા આપણે સૌને આવા અભ્યાસ કરવાના અધિકારી બનાવે !

ૐ ૐ ૐ
ૐ ૐ
ૐ

( ડીસેમ્બર ૧૯૪૧ )

# ત્રિતાપ શોધન

આપણી આસપાસના વ્યવહારનું સ્વરૂપ ફૂદકે અને ભૂસકે બદલાતું જાય છે, એટલું જ નહિ પણ ક્ષણે ક્ષણે ભયંકર બનતું જાય છે. યુદ્ધની ભીંસ હિંદુસ્તાનને પણ દાબવા માંડી છે; રાજ્યકર્તાઓનાં મન વિષાદથી ડહોળાઈ રહ્યાં છે. ચોમેરથી એક સામટો તાપસમૂહ આકાશપાતાળમાંથી પડી ઉભરાઈને હાહાકાર મચાવે છે. અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિને બહાને જલદેવતા પણ ક્રુદ્ધ થઈને પોતાનો સ્વભાવ ભજવતી હોય એમ લોકસમૂહને અન્નવસ્ત્રના સાંસા પડાવે છે. બીજી બાજુ નવા નવા વ્યાધિઓ નાનાં મોટાં શરીરનો ભેદ ભૂલીને મૃત્યુને મદદ કરે છે અને ઈશ્વરની અગમ્ય લીલા જાણે મનુષ્યને મૂંઝવવા જ ઊભી થઈ હોય, તેમ ક્રમ ગોઠવાતો જાય છે. તાપસમૂહનો પ્રચંડ અગ્નિ ચોમેર ભભૂકયા કરે છે, અને એમાં પણ જ્યારે ભોગને માટે જ યુદ્ધ, વ્યાધિની સામે ભોગવિલાસ, દુષ્કાળની સામે નફાખોરી, અને હિંસાની સામે વૈરવૃત્તિનાં વાજાં વાગે છે ત્યારે, આ માનવકુળે ઈશ્વરદત્ત સદ્‌બુદ્ધિનું દેવાળું જ કહાડ્યું હોય એવી દશા દેખાય છે.

* * *

આ તાપસમૂહ શું કેવળ માનવસૃષ્ટિ માટે જ સરજાયો છે કે

પૃથ્વીશ્વરના અન્ય પ્રાણી વર્ગને પણ એટ[illegible] હશે ? મનુષ્ય તો મનુષ્યની દૃષ્ટિથી જ કલ્પના કરી શકે એવો નિયમ સ્વીકારીએ, તો સતપ્ત મનુષ્યને સમસ્ત જગત્ પરિતપ્ત જ લાગશે. પૃથ્વીના પટ ઉપર સુખભોગની લાલસા માનવમનને નચાવે છે, તેટની પશુપક્ષી જેવા ઈતર પ્રાણીઓને નચાવની હોય એમ લાગતુ નથી શાસ્ત્રોકત ભાષામા ધર્મના વિભાગ પાડીએ તો આહાર, નિદ્રા, ભય, અને પ્રજોત્પત્તિ–એ મનુષ્ય અને પશુપક્ષી જેવા ઈતર પ્રાણીમા એક સરખા વ્યાપેલા છે. પશુપક્ષીની વાત તો બાજુ ઉપર રહી, પણ વનસ્પતિવર્ગ તરફ નજર ફેરવીએ, તો એક બીજ જમીનના ગર્ભમા પડ્યા પછી તેમાથી રસકસ તથા આહાર મેળવી, અકુરરૂપે ફૂટી, મહાન વૃક્ષ રૂપે ફાલે, તે પણ આહાર મેળવીને જ પોતાના વૃદ્ધિવિકાસ સાધે છે એ સર્વપ્રત્યક્ષ વાત છે આ થઈ વનસ્પતિવર્ગના આહારની વાત અને પશુપક્ષી જેવા ઈતર પ્રાણીવર્ગ પોતાનુ દેહપોષણ આહાર મેળવીને કરે છે, આહાર વિના દેહપુષ્ટિ કે દેહવૃદ્ધિ નથી, દેહ વિના ભોગ નથી, ભોગ માટે વળી પાછો દેહ ને દેહ માટે ભોગ એ ચક્રકર્મ બધા પ્રાણીવર્ગમા સામાન્ય પણે ચાલ્યા કરે છે

* * *

બીજી સમાનતા નિદ્રાની છે, મનુષ્ય જેમ નિદ્રાની અને જાગ્રતની એમ બે દશા અનુભવે છે તેમ પશુપક્ષી પણ અનુભવે છે, શરીર, મન, તથા ઈંદ્રિયોનો થાક ઊતારવા નિદ્રાની આવશ્યકતા સૌને સરખી છે, એટલે આ બીજી સમાનતા પણ સૌને પ્રત્યક્ષ છે.

* * *

હવે ત્રીજી સમાનતા ભયનો વિચાર કરીએ. વનસ્પતિમા પણ સ્વરક્ષણની ભાવના છે વાવ ટોળ જેવા કુદરતી પ્રહારો, તેમજ મનુષ્યના

ઉપભોગ વખતે જ્યારે એને કાપવા તોડવાનો પ્રસંગ આવે, ત્યારે એ જેટલું બળ હશે, તેટલું એ કાપવામાં અઘરૂં પડશે. આ ઉપરથી · કેમ ન મનાય કે એને પણ વિનાશનો ભય છે ? પૃથ્વીના ગર્ભમાં સૂર્યનાં કિરણમાંથી, અને વૃષ્ટિનાં જળમાંથી એ પોતાનાં આહાર-પો મેળવી જેમનું તેમ રહેવા ઇચ્છે છે, અને પોતાનો વિનાશ · ઇચ્છતું. વિનાશની અનિચ્છા સૂચવે છે કે એનામાં વિનાશનો છે. આવો જ ભય પોતાના નાશનો-મૃત્યુનો ભય બીજાં પ્રાણીઓમાં આપણે જોઈએ છીએ. આ ત્રીજી ભયની સમાન મનુષ્ય અને બીજાં વનસ્પતિ તથા પ્રાણીવર્ગ સાથેની છે.

* * *

ચોથી સમાનતા પ્રજોત્પત્તિની-વંશવૃદ્ધિની; એક સરસવ, ખસખ રાજગરો, બંટી, બાવટો કે વડનું સૂક્ષ્મ બીજ મહાન વૃક્ષ બન પરિણામે અસંખ્ય વૃક્ષો ઉત્પન્ન કરે તેટલાં બીજ ઉત્પન્ન કરે છે પશુમાં પશુ ઉત્પન્ન કરવાની, અને મનુષ્યમાં મનુષ્યની સૃષ્ટિ વધારવા વૃત્તિ સમાન છે, આ ચોથી સમાનતા થઈ.

* * *

આ ચારેયને સૃષ્ટિની વંશવૃદ્ધિમાં કે સૃષ્ટિના વિકાસમાં આવશ્ય ગણીએ, તો પછી એમ માનવાનું રહે છે કે સમસ્ત સૃષ્ટિમાં એક ક્રમ પ્રવર્તે છે, અને તે એ કે જન્મ, વૃદ્ધિ, સ્થિતિ અને સંહાર; વળ પાછો એ જ સંહારનાં તત્ત્વોમાંથી જન્મ, વૃદ્ધિ, સ્થિતિ અને સંહાર આ ચક્રાકાર ક્રમ પ્રમાણે મનુષ્યથી માંડીને, પશુપક્ષી, વનસ્પતિ અને છેવટે ખનિજની જડસૃષ્ટિમાં પણ હમેશાં જે ફેરફાર થયા કરે છે, એમા માત્ર જન્મ, સ્થિતિ અને સંહાર-બીજા શબ્દોમાં કહીએ તો ઉત્પત્તિ, સ્થિતિ અને લય અવિરત ભાવે ચાલ્યા જ કરે છે.

*

પણ ત્યારે આ ક્રમનો ઉદ્દેશ શો ? આ ક્રમમાં ફલ શું ? ઉદ્દેશ વિનાની ક્રિયા અસંભવિત હોય છે, એ તો આપણે આપણા સ્વભાવની તેમ જ પ્રાણી માત્રની પ્રવૃત્તિની પરીક્ષા કરવાથી જોઈ શકીએ છીએ. પ્રત્યેક પ્રવૃત્તિમાં કંઈ ને કંઈ હેતુ હોય છે. હેતુ વિના કર્મ નથી, કર્મ વિના આ સૃષ્ટિ નથી તો પછી આ સૃષ્ટિનો હેતુ શો ?

* * *

ઉપર જણાવેલા ચાર ધર્મ સૃષ્ટિની સ્થિતિ માટે આવશ્યક છે અને તેથી એને સ્વાભાવિક–કુદરતી કહેવામાં જરા પણ વાંધો નથી; પણ એને સ્વાભાવિક કહેવા જતાં એ સ્વભાવ એટલે આત્માનો ભાવ છે કે પ્રકૃતિનો એનો વિચાર કરવો જોઈએ. એ પ્રકૃતિનો ભાવ છે, પણ આત્માનો નહિ, એમ સ્વીકારીએ એટલે પ્રકૃતિના ભાવ પર આત્માનો. કાબુ ન હોય તો પ્રકૃતિ સ્વતંત્ર તાંડવ ખેલે અને એની પરવશતામાં જીવાત્મા દબાતો રીબાતો, સ્વભાવ, સ્વધર્મ અને સ્વકર્મ ભૂલે ત્યારે દુખની ત્રિતાપની નોબતો અવશ્ય વાગે, એવું આપણને સૃષ્ટિનો ઇતિહાસ પોકાર કરીને પુરાણો અને મહાભારત દ્વારા કહી ચૂક્યો છ.

સૃષ્ટિનો આદિકાલ ગમે તેટલાં–અસંખ્ય વર્ષોનો કે યુગોનો હોય એનો આપણે વિચાર કરવાનો નથી, પણ સૃષ્ટિ જેવી અત્યારે આપણી સમક્ષ છે અને એમાં થતા વ્યવહારની આપણા મનોરાજ્ય ઉપર જે અસર થાય છે, એની તપાસ કરવાની આપણને ખાસ જરૂર છે. આપણને અત્યારે આ સૃષ્ટિ સંહારમય લાગે છે, સંહારમાં કેવલ દુઃખનો જ હાહાકાર છે. દુ:ખના હાહાકારમાં ચોમેર તાપસમૂહની હોળીઓ સળગે છે, સર્વત્ર ત્રાહિત્રાહિના પોકાર સંભળાય છે. જીવન એટલે સંગ્રામ, સંગ્રામ એટલે કલેશ અને કષ્ટ, કલેશ અને કષ્ટના મૂળમાં જીવનલાલસા અને જીવનલાલસાના મૂળમાં આહારાદિ ચાર

પ્રકૃતિધર્મ તાંણાવાણાની જેમ ગુંથાએલા છે, એ આપણી સૃષ્ટિનો ઉપલક દૃષ્ટિથી દેખાતો સૃષ્ટિધર્મ.

* * *

સૌને જીવવું છે, અને જીવવું છે એમ નહીં, પણ દુઃખ જોઈતું નથી; દુઃખ જોઈતું નથી એટલે દુઃખને દૂર રાખવું છે અને સુખ જોઈએ છીએ-સદાકાળ સુખ જોઈએ છીએ, એ એની સ્વાભાવિક લાલસા છે. સુખલાલસા સ્વાભાવિક છે એટલે સુખભોગનાં સાધન જેવાં લાગતાં શરીર, મન તથા ઈંદ્રિયો જોઈએ અને એ સુખભોગનાં કરણને માટે સતત કર્મ જોઈએ, કર્મના મૂળમાં વર્ગવિગ્રહ અને વર્ગવિગ્રહ જાણે સંસારનો ક્રમ હોય એટલું તો નિર્વિવાદ રીતે નાસ્તિક કે આસ્તિક સૌને સહજમાન્ય છે.

* * *

મનુષ્ય અને પશુ વચ્ચે કાંઈ તફાવત ખરો કે? ચારેય ધર્મ જો મનુષ્ય અને પશુમાં સામાન્ય જ હોય, તો પછી મનુષ્યને ઊંચી પદવી આપવાથી કશો અર્થ જ સરતો નથી; પરંતુ એમ નથી. અનાદિકાલથી લખાયેલાં, માનવ પ્રાણીની હયાતીનો વૃત્તાંત બતાવતાં શાસ્ત્રો તપાસીએ તો જણાશે, કે મનુષ્યોમાં બે વર્ગ છે. એના વર્ગ વિગ્રહમાં, એના જીવનસંગ્રામમાં ભોગવાસના છે ખરી, પણ બીજાં પ્રાણીઓના ધર્મમાં જ્યારે સ્વભાવસુલભ સંયમ દેખાય છે, ત્યારે મનુષ્યના સ્વભાવમાં બુદ્ધિની સ્વતંત્રતા છે. કાં તો એ પૂર વેગથી પશુધર્મ તરફ એટલો બધો ઢળી પડે છે કે પરિણામે એ ભોગવર્ગમાં પશુના કરતાં પણ અતિરેક કરી જાય છે. પશુ દેહનિર્વાહ માટે જ ખાયપીએ છે, ત્યારે મનુષ્ય દેહનિર્વાહમાં અતિરેક કરીને પરિગ્રહના અસંતોષમાં પડી, લોભ મોહમાં બંધાતો જઈ રાગદ્વેષની જાળમાં ગુંથાઈ–

અટવાઈ પડે છે. માણુસમાં અકરાંતીઆ અને સ્વાદલોલુપની સંખ્યા જેટલી હોય છે તેટલી પશુમાં હોતી નથી. એના સ્વાદની પરાકાષ્ટાએ એ ખાદ્યાખાદ્યનો વિવેક ગુમાવે છે; શરીરને શું હિતકર છે અને શું અહિતકર એનો વિચાર ન કરતાં જીભના સ્વાદને વશ બની–અરે ! ઘણી વાર તો સ્વાદનો પણ વિચાર ન કરતાં ખરાબ સ્વાદવાળા મદ્યમાંસાદિ પદાર્થોને પણ પોતાનાં ખાદ્યપેય બનાવે છે અને અવનવા વ્યાધિને નોતરે છે.

* * *

મનુષ્યના ધર્મમાં, એના દેહરક્ષણના કાર્યમાં અને એની ભોગલાલસામાં જ્યારે અતિરેક થાય છે, ત્યારે એ મનુષ્ય નથી રહેતો; પણ પશુના કરતાં પણ વિશેષ પશુ બને છે. પૃથ્વીપટ પર ખડકાતા સમસ્ત વૈભવવિલાસના મૂળમાં જ મનુષ્યના પશુસ્વભાવનું પ્રદર્શન થાય છે. એનાં અહંમમત્વ વધી પડે છે. સમસ્ત સંસારના સુખની લાલસામાં જ એને શાંતિ દેખાય છે અને વિરાટના સુખની ખોટી ભૂખમાં એ ભોગ માટે અકરાંતીઓ બને છે, ત્યારે પુરાણો કહે છે તેમ કંસ કે રાવણના રાક્ષસી સ્વભાવની પરાકાષ્ટાએ પહોંચે છે.

* * *

તેનાથી ઉલટું મનુષ્ય જ્યારે પોતાના વિવેક વિચારનો ઉપયોગ કરે છે, સુખના સાચા કેન્દ્રની શોધ કરે છે, પશુઓના કરતાં પણ આહારાદિમાં વિશેષરૂપે નિયમ સંયમ લાવે છે, પ્રકૃતિના ધર્મને જરા પણ ઓળંગ્યા અવગણ્યા વિના સ્વચ્છંદને બદલે સંયમને જ ભૂષણ માની, એને જ પોતાનો સ્વભાવ તથા સ્વધર્મ બનાવે છે, ત્યારે એવું સંયમી માનવજીવન પૃથ્વી પર દેવપુરુષ તરીકે ઓળખાય છે.

* * *

દેવશરીર એટલે સંયમી અને પવિત્ર શરીર; ભોગવાસના તો

માનવમનનો મેલ છે. એ મેલની કાળાશથી ઇન્દ્રિયો અને વિષયભોગના ઓઢેલા અંધારપછેડાને લીધે, એના આત્માના ચૈતન્યનો પ્રકાશ પ્રસરી શકતો નથી, પરંતુ ઇન્દ્રિયો આહારાદિમાં સંયમ કેળવે, સુખની શોધ કરતાં સાચું સુખ વર્ગવિગ્રહમાં નહિ પણ વર્ગપ્રેમમાં છે એમ સમજે, ત્યારે એ પશુમાનવમાંથી દેવમાનવની કોટિમાં ચડવાના શ્રીગણેશ કરે છે એમ કહેવાય. આવો વર્ગપ્રેમ તે જ આત્મપ્રેમ; આવા આત્મપ્રેમનો બન્ધુત્વ અને સૌજન્યનાં આનંદનો કંઈક અનુભવ કરતો જાય, ત્યારે એનો અંધારપછેડો ઉતરે છે અને એમ થતાં આત્માનાં અજવાળાં એની ચોપાસ પ્રસરવા માંડે, ત્યારે એ દેવધર્મનો વાંચ્છુ બને છે.

* * *

સત્યયુગના ઋષિમુનિઓથી માંડીને અત્યાર સુધીના દેવપુરુષોએ સિદ્ધ કરી આપ્યું છે, કે મનુષ્ય અને પશુશરીર વચ્ચે જે મહાન તફાવત છે તે કેવલ ધર્મનો છે. પશુમાં પ્રાણપ્રેરિત આહારાદિ ક્રિયા થાય છે, ત્યારે મનુષ્યમાં પ્રાણપ્રેરિત સંસ્કારોમાં સંશોધન કરી, એની ઉપયોગિતા માટે વિચાર કરવા માટે બુદ્ધિ જેવું એક અલૌકિક સાધન મળ્યું છે. બુદ્ધિ એનો માર્ગપ્રદીપ છે, વિવેક એની દીવાદાંડી છે, વિચાર એનો ધર્મધ્વજ છે, જ્ઞાન એની સાચી પ્રતિભા છે, અને ચૈતન્ય એનું સાચું સ્વરૂપ છે

* * *

એનો ધર્મ પ્રકૃતિના ધક્કા ખાઈને ત્રિગુણાત્મક પ્રવાહમાં ઘસડાવાનો નહિ, પણ પ્રકૃતિના ત્રણે ગુણોનાં લક્ષણને, એના સ્વભાવ અને સ્વધર્મને ઓળખી, પોતે પ્રકૃતિનો નહિ પણ પરમાત્માનો વિશુદ્ધ પ્રકાશ છે એમ સમજવાનો છે. મન તથા ઇન્દ્રિયોને અનેક પાછલા જન્મના સંસ્કારને પરવશ બનવાની અને બહિર્મુખ બનીને વિષયસુખમાં રચ્યા

પશુથા રહીને પશુજીવન ગાળવાની ટેવ પડી હોય, તો એને જે બુદ્ધિ મળી છે, જે વિચારશક્તિની પ્રભાવશાળી પ્રતિભાથી એ સ્વતંત્ર અને સ્વાધીન બનવા સરજાયો છે, એ બુદ્ધિ દ્વારા વિચાર કરીને કર્મ કરવાનો એનો સ્વધર્મ હોવો જોઈએ અવિચાર અને અજ્ઞાન એનો સ્વધર્મ નથી; અવિવેક અને અકર્મ એનું જીવન નથી; પાપ અને હિંસા એનો સ્વભાવ નથી; વિષયાધીન મનોદશા એની અવસ્થા નથી; પરંતુ અવિચાર અને અજ્ઞાનને ફેંકી દઈ, હિંસાને સ્વભાવમાંથી ઉખેડી નાંખી, વિષયાધીન મનોદશામાંથી જાગ્રત અને સ્વતંત્ર બની, પ્રકૃતિનાં તત્ત્વો પર સામ્રાજ્ય ભોગવીને મુક્ત થવાનો એનો ધર્મ છે. પરમાત્મા બુદ્ધિદ્વારા પ્રકાશ આપ્યા કરે છે, તે ઝાલવા એણે તૈયાર થવું જોઈએ: અને આવી રીતે સ્વધર્મદ્વારા તાપસમૂહના આભાસમાંથી એ જ્યાં સુધી ન છૂટી શકે, ત્યાં સુધી એને કશા ઉન્નત વિચારો આવવાના નથી.

* * *

હવે આ તાપસમૂહને આપણે આભાસ માનવો કે સત્ય એ પ્રશ્ન તપાસી જોઈએ. પણ એના સત્યાસત્યનો વિચાર કરતાં પહેલાં શાસ્ત્રીય વિભાગ તરફ નજર કરીએ. સંસાર જો દુઃખમય જ હોય તો એમાં સુખની આશા નથી; ઇશ્વરની રચના મનુષ્યને દુઃખી બનાવવાની જ હોય તો એવા ઇશ્વરની કશી આવશ્યકતા શાસ્ત્ર સ્વીકારતું નથી. શાસ્ત્ર તો ઇશ્વરને સચ્ચિદાનંદઘન, પરમ મંગલમય, શાંતિસ્વરૂપ, પરમ પ્રેમાસ્પદ અને નિત્યતૃપ્તિનું ધામ માને છે: સંતોનો અનુભવ પણ એવો જ સાક્ષી પૂરે છે: અને તેથી એમ સમજાય છે કે આ તાપસમૂહ–ત્રિતાપની આ પ્રચંડ બળતી જ્વાલાઓ મનુષ્યને બાળે છે, તે મનુષ્યના પોતાના અજ્ઞાનને લીધે, નહિ કે ઇશ્વરના કશાપણ સંતાપજનક પ્રભાવ વડે; અને તેથી એ સત્ય નહિ પણ આભાસ છે.

* * *

બાહ્ય દૃષ્ટિએ ત્રિતાપ છે; અશાંતિ છે; ઉદ્વેગ છે; કુસંપ અને કલહ છે; જ્યાં જુઓ ત્યાં વિગ્રહ વિના વાત નથી; ખંડ અને દેશના, વર્ગ વર્ગના, વર્ણ અને રંગના, જાતિ અને જ્ઞાતિના, પુરુષ અને સ્ત્રી વર્ગના, ધનિક અને નિર્ધનના, વૃદ્ધ અને યુવાનના—અરે કુટુંબ કુટુંબના, પિતાપુત્ર, પતિપત્ની, ભાઈબહેનના, આમ બધા સંબંધોમાં વિખવાદ જ વધી પડ્યો છે; જાણે કે સંબંધનો અર્થ કેવળ અજ્ઞાન અને મોહદ્વારા સજ્જડ તાણી ખેંચીને બાંધેલો કલેશ ભોગવવાનો જ મનોબંધ હોય!! એ સંબંધમાં પ્રેમ નથી, પણ પિશાચી સ્વાર્થી વૃત્તિ પોષાય છે; શાંતિ નથી, પણ કુસંપનાં ઈન્ધનો એના દ્વેષાગ્નિમાં હોમાયા કરે છે. અને જીવન એવું તો ઝેર જેવું થઈ પડ્યું છે કે જીવવા કરતાં મરી મટીને અદૃષ્ટમાં જવું એવું અજ્ઞાન માનવકુળને મૂંઝવે છે.

*　　　*　　　*

ત્યારે આ તાપનિવારણનો કંઈ ઉપાય ખરો? એ તાપનું સ્વરૂપ શું? એનાં કારણ કયાં અને કેવાં? એની કાર્યકારણની પરંપરાનો અંત છે કે નહિ?—આવા પ્રશ્ન પૂછવા કે સમજવા જેટલી ધીરજ આપણામાં નથી રહી. તાપસમૂહ છે; પ્રત્યક્ષ છે, ઈંદ્રિયો ભોગવે છે; મન એમાં બળેઝળે છે અને બુદ્ધિ મૂંઝાય છે.

ત્યારે? ત્યારે એ જ કે એ બુદ્ધિને થોડી પાછી વાળીએ; જરા સ્થિર કરીએ. એનાં કાર્યકારણ તપાસીએ; તાપના પ્રકાર વિચારીએ અને અનુભવી દર્શનકારોની વાણીથી એનું શોધન કરી જોઈએ કે એ અનાદિ અનંત જેવાં લાગતાં તાપમાં આપણે આપણા નિત્યના વ્યવહારદ્વારા ઇન્ધન પૂરીને એ જ્વાલાને વેગ તો નથી આપતા?

તત્ત્વજ્ઞશિરોમણિ કપિલ ભગવાન્ પોતાના સાંખ્યશાસ્ત્રમાં સમસ્ત દુઃખના ત્રણ મુખ્ય વિભાગ પાડે છેઃ (૧) આધ્યાત્મિક

(૨) **આધિભૌતિક** અને (૩) **આધિદૈવિક:** એની વ્યાખ્યા નીચે પ્રમાણે છેઃ—

(૧) **આધ્યાત્મિક દુઃખ** બે પ્રકારનું છેઃ—

અઃ-વાતપિત્તકફ દ્વારા થતા વ્યાધિથી આવી પડતું શારીરિક દુઃખ.

બઃ-કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઈર્ષા, વિષાદ, મિથ્યા જ્ઞાન વગેરે મનોવિકારમાંથી ઉપજતું માનસિક દુઃખ.

આ બન્ને દુઃખો શરીરમાં જ હોય છે તેથી તેને આન્તરિક ઉપાયથી દૂર કરી શકાય એવાં માન્યાં છે.

(૨) **આધિભૌતિક દુઃખઃ**—ચોર, વૈરી, વગેરે મનુષ્યો, તેમજ હિંસકપશુ વગેરેના ત્રાસથી ઉપજતું દુઃખ આધિભૌતિક કહેવાય છે.

(૩) **આધિદૈવિક દુઃખઃ**—અદૃષ્ટ રીતે આવી પડતાં દુઃખ; એમાં દુષ્કાળ, ભૂકંપ, વંટોળીઆ, જલપ્રલય તેમજ બીજાં અદૃષ્ટ કારણોને લીધે આવી પડતાં દુઃખોનો સમાવેશ થાય છે.

* * *

આપણે એ ત્રણેય દુઃખો માટે વર્તમાન જનસમૂહ ભણી દૃષ્ટિ ફેરવી જોઈએ.

(૧) **આધ્યાત્મિક દુઃખ**—વ્યાધિ દ્વારા આવી પડતાં દુઃખ—

અઃ-પૃથ્વી ઉપર અવનવા વ્યાધિઓ ફૂટી નીકળ્યા છે. આર્ય વૈદ્યશાસ્ત્રોને જૂનામાં જૂનું ગણીએ અને યૂનાની હિકમત પણ તેટલી જ જૂની છે એમ માની લઈએ, તો એ દિશાના અનુભવીઓને આ નવા નવા વ્યાધિઓ જોઈને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. વિજ્ઞાન વધ્યું

છે એટલે એનાં કારણો તપાસવાની શક્તિ વધી છે, છતાં એ વ્યાધિઓ કેવી રીતે શરીરમાં ઘર કરી શક્તિને ચૂસી લે છે એ અગમ્ય બન્યું છે. કેટલાક વ્યાધિ તો તાત્કાલિક મૃત્યુ લાવે તેવા હોય છે, તો બીજા વ્યાધિઓ મનુષ્યને હંમેશને માટે નકામો કરી મૂકે છે જેથી આખી જીવન એને કેવળ ભારરૂપ જ થઈ પડે છે.

ઉપાયઃ—વ્યાધિનિવારણ માટે ઔષધનો ઉપયોગ કરાય છે. ઔષધ પણ એક પ્રકારનું એ રીતે મનુષ્યનું ખાદ્ય બને છે અને અન્નના વિષમ ઉપયોગથી શરીરમાં વિકારો ઉદ્ભવે છે, તેને દૂર કરવા માટે સાધારણ નીરોગી દશામાં જે ઔષધિ ખાઈ શકાતી નથી, તે વ્યાધિગ્રસ્ત દશામાં જીહ્વાના સ્વાદને ભોગે પણ વાપરવી પડે છે.

વ્યાધિનું મૂળ છે આપણા આહારવિહારનો અવિવેક, સમાજની એવી તો અવદશા થઈ પડી છે કે કેવો ખોરાક ખાવાથી, કેવી રીતે નિયમિત કામ કરવાથી શરીર નીરોગી રહે છે, એનું જ્ઞાન નાશ પામતું જાય છે. સંસારના ડાહ્યા મનુષ્યોએ જે કેળવણીનાં મંદિરો બાંધ્યાં છે, તેમાં જેટલી કાળજી અને હોશિયારી દાક્તરો અને વૈદ્યો ઉપજાવવા માટે રખાય છે, તેનો દશાંશ ભાગ પણ નીરોગી આહારવિહારના શિક્ષણ ઉપર અપાય તો વ્યાધિનું કંઈક નિવારણ થઈ શકે

* * *

આહારવિહારના અવિવેક સાથે ભોગમાં અતિરેક વધી પડ્યો છે. વિષયોની પાછળ મનુષ્ય ગાંડાં માણસની માફક દોડ્યા કરે છે. ઇન્દ્રિયો અશક્ત હોય, શરીર દુર્બલ કે રોગી હોય, જીવનમાં કશો પણ સાર દેખાતો ન હોય, તો પણ જાણે "મરવું તો છે, માટે હવે ખાવું—ભોગવવું હોય તે ખાઈ–ભોગવી લઉં" એવી આંધળી પશુદશા મનુષ્યની થઈ પડી છે. ભર્તૃહરિની મોંગે 'रोगभयम्' ઉક્તિ અત્યારે સોળે સોળ આના સાચી પડી હોય એમ દેખાય છે.

વિષયભોગનું નિવારણ પણ સંયમી જીવનથી થઈ શકે એમ હોય છે. અન્નના ગુણ દોષ જાણવા, ખાનપાન શરીરને સશક્ત અને નીરોગી રાખવા માટે છે, નહિ કે ખાનપાનના ભોગમાં શરીરને વેડફી નાખવાનું છે, એટલી સદ્બુદ્ધિ કેળવાય તો કંઈક અંશે એ દુઃખ દૂર થાય.

* * *

**ब–આધ્યાત્મિક** દુઃખનો બીજો પ્રકાર માનસિક છે. ષડ્રિપુઓનો હુમલો એટલો બધો જબરદસ્ત છે, કે માણસ–પશુમાનવ એનો રાજીખુશીથી ગુલામ થતો જાય છે;–એને કામવિકારમાં આનંદ આવે છે; નિષ્કામતામાં નહીં. એને ક્રોધની ઉગ્ર દશામાં સુખ મળે છે, પણ શાંતિની નિર્મળ સત્તામાં ચેન પડતું નથી. એને લોભની લાલસાનો તડફડાટ ગમે છે, પણ સંતોષની સુખદ માત્રા એનાથી સહન થઈ શકતી નથી. વૈરની જ્વાલામાં એને સર્વાંગે ભસ્મીભૂત થવું ગમે છે, પણ ક્ષમાની ઉદાર ભાવનાનો રંગ એના હૃદયને ચડતો નથી. આમ બધી આસુરી વૃત્તિઓના દબાણમાં એને ભીંસાઈ–રીબાઈ, કેદખાનાના કેદી બનીને જીવવામાં મઝા આવે છે, પણ એમાંથી છૂટી દૈવી સ્વભાવના મુક્ત ભાવની સુખસંપદાનું દર્શન–અનુભવ કરવાનું સૂઝતું નથી.

* * *

**આધિભૌતિક** અને **આધિદૈવિક** દુઃખોનો આધાર **આધ્યાત્મિક** દશા ઉપર જ હોય છે. મનુષ્યનું જેવું આધ્યાત્મિક સંગઠન તેવી તેની સંસ્કૃતિ, જેવી તેની સંસ્કૃતિ તેવી તેની ભાવના, જેવી ભાવના તેવાં કર્મ અને જેવાં કર્મ તેવા કર્મભોગ.

સંસ્કાર સુધારવા માટે **આધિભૌતિક** અને **આધિદૈવિક** ક્ષેત્રના કરતાં આધ્યાત્મિક ક્ષેત્રમાં જ પુરુષાર્થ કરવો પડે. જ્યાં સુધી આધ્યા-

ત્મિક દશા સારી ન હોય, ત્યાં સુધી બહારની દશા ગમે તેટલી સુખ વૈભવવાળી અને અનુકૂળ હોય તો પણ મનને શાંતિ મળતી નથી.

* * *

સંસારનો કાર્યક્રમ કોઈ અગમ્ય અલૌકિક રીતે ફર્યા કરે છે, શ્રીમદ્ ભાગવતના બારમા સ્કંધમાં ભાવી સંસારનું વર્ણન કરતાં શ્રી શુકદેવજી કહે છે, કે " હે પરીક્ષિત ! બળવાન કાળને લીધે દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ, બળ અને સ્મરણ-શક્તિ નાશ પામશે. ધન જ મનુષ્યના જન્મ, આચાર તથા ગુણોના ઉદયરૂપ રહેશે......વ્યવહારને લગતી લેવડદેવડમાં કપટ જ મુખ્ય થઇ પડશે. સ્ત્રી અને પુરૂષોના લગ્નસંબંધમાં ( કુળ, ગોત્ર, વગેરે નહિ પણ ) એક બીજાની રૂચિ જ કારણરૂપ થઈ પડશે. મનુષ્ય ધનની લાંચ વગેરે આપવામાં અશક્ત હશે તો ન્યાયમાં હારી જશે અને બહુ બોલવું એ જ પંડિતાઈમાં ગણાશે......દંભ જ સજ્જનપણામાં ગણાશે.....મસ્તક પર વાળ રાખવા એ જ સૌંદર્ય ગણાશે. માત્ર પેટ ભરવું એ જ પુરૂષાર્થ ગણાશે. દુષ્ટતા જ સત્યપણામાં કારણ ગણાશે...... સંબંધીઓમાં માત્ર વહેવાઇવેલા જ સંબંધી ગણાશે. મેઘો પૂરી વૃષ્ટિ કરશે નહિ અને ઘર લગભગ ઉજડ જેવાં ધર્મ વગરનાં થઇ જશે.

* * *

આવુ વર્ણન કેવળ શ્રી ભાગવતમાં જ નહિ, પણ પ્રત્યેક પુરાણમાં ભવિષ્યના વર્ણન તરીકે આવેલું છે. જૂના ભક્તકવિઓએ પણ કાલનો સ્વભાવ, અને મનુષ્યોના સ્વભાવમાં વિકાર તથા દૂષણ વધી પડતાં જોઈને ગાયું છે કે મનુષ્યસમાજ પાપકર્મમાં એટલો બધો સંડોવાઈ જશે કે, ધર્મ, નીતિ, ક્ષમા, વગેરે પરોપકારની વૃત્તિઓ સમાજમાંથી લગભગ નાબૂ

સમય વિપરીત આવ્યો છે અને આવશે; પણ આ સાથે હવે આપણે એક બીજી વાત જોવાની છે. સંસારનું આવું સ્વરૂપ કાંઈ નવું નથી: એકંદરે સંસારની દશા દુઃખમય જ છે, ત્રિતાપથી બળેલી છે. હમેશાં એમાં પરિવર્તન થાય છે એ ખરૂં છે, પણ એમાં સુખની આશા રાખવી, બધે જ અનુકૂળતા શોધ્યા કરવી, એ કેવળ અજ્ઞાન છે.

યોગવાસિષ્ઠ મહારામાયણમાં શ્રી. રામચંદ્રજી પોતાના વૈરાગ્યનું વર્ણન કરતાં સંસારદશાનું નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ—

" આયુષ્ય અત્યંત ચપળ છે, મૃત્યુ બહુ જ કઠિન છે. યુવાની અત્યંગ વેગથી ચાલી જાય છે; બાળપણુ મોહમાં વીતી જાય છે. લોકો વિષયોની ચિંતામાં ઘેરાઈ ગયા છે. સંબંધીઓ સંસારનાં બંધનરૂપ બની બેસે છે, ભોગો સંસારના મોટા રોગ જેવા છે. તૃષ્ણાઓ ઝાંઝવાનાં પાણી જેવી છે. ઈંદ્રિયો શત્રુનું કામ કરે છે. પરમાર્થ નામ માત્રનો રહ્યો છે......મનના વિલાસો સ્ત્રીઓમાં જ લાગ્યા કરે છે; ઈચ્છાઓ કેવળ વિષયોની જ થાય છે. આત્માના ચમત્કારો ઓળખી શકાતા નથી......શાસ્ત્રો ઉપર પ્રેમ રહ્યો નથી: ને સાચું છે તે ખોટા રૂપ સમજાય છે......આત્મસ્વરૂપ જાણવામાં આવતું નથી."

આવું કેટલુંયે વર્ણન રામચંદ્રજી પોતાના અનુભવ રૂપે કરે છે, અને અશાંત થયેલા એ રાજવી, બ્રહ્મર્ષિ સદ્ગુરુ વસિષ્ઠ પાસેથી સમાધાન મેળવે છે.

* * *

ઉપર વર્ણવેલા ત્રિવિધ દુઃખનો સંસારમાંથી તદ્દન અભાવ થઈ શકે એમ નથી; તડકાછાંયડા, રાત્રિદિવસ, ઋતુઓના હેરફેર કે ઉત્તરાયન દક્ષિણાયનના વારાફેરા પ્રમાણે સુખદુઃખનો ક્રમ ચાલ્યા કરે છે; શાસ્ત્રોએ વળી સંસારના સુખને પણ દુઃખના કારણરૂપ જ માનેલું છે,

તેથી એ દુઃખનો અંત અજ્ઞાનને દૂર કરવાથી આવે છે-બીજી કોઈ રીતે નહિ-એમ ચોકખું કહ્યા કર્યું છે. વસિષ્ઠઋષિ ચોકખો જવાબ આપે છે કેઃ—" વિચારરૂપી સુંદર આંખ કે જે અંધારામાં પણ અશક્ત થતી નથી અને તીન પ્રકાશમાં પણ અંજાઈ જતી નથી, તેથી દૂરની વસ્તુઓને પણ સ્પષ્ટ જોઈ શકાય છે કે જે દુર્બુદ્ધિ માણસ વિવેકમાં આંધળો છે, તે જન્માંધ જ છે.. ...અવિચારથી દુખી થયેલો અજ્ઞાની માણસ પોતાને રોગ કે અનર્થ પ્રાપ્ત થતાં જેમ રડે છે, તેમ વિચારવાળો પુરુષ રોગથી કે અનેક અનર્થોથી જર્જરિત થતાં પણ રોતો નથી કાદવના દેડકાપણું, મળના કીડાપણું અને ગુફાના આંધળા સર્પપણું સારૂં છે પણ માણસને અવિચારપણું સારું નથી."

* * *

ત્રિવિધ તાપથી બળેલા ઝળેલાને કશી પણ સાચી દિશા સૂઝતી નથી એ સાચી વાત છે, અને સૂઝે પણ શી રીતે? અજ્ઞાન, અવિવેક, અવિચાર, મિથ્યા મોહ વગેરેએ માનવબુદ્ધિને એવી આંધળી બનાવી છે કે એને કશો સ્વધર્મ સૂઝતો નથી.

આધિભૌતિક અને આધિદૈવિક સંતાપમાં આપણી પરાધીનતા જણાય છે; એ દુખો અકસ્માત્ આવી પડે છે; અને જીવનમાં એને વેઠી લેવાની શક્તિ જ રહી નથી, તેથી સામાન્ય દુઃખ પણ હિમાલય જેવડાં મહાન્ લાગે છે. ત્રણે પ્રકારનાં દુખોનું ભાન આપણને-આપણા મનને થયા કરે છે અને બચવા માટે એવા મિથ્યા ફાંફા મારીએ છીએ કે દુઃખનો ઉપાય દુખથી જ-દાઝયા ઉપર ડામ દઈને જ કર્યા કરીએ છીએ.

* * *

આધિભૌતિક અને આધિદૈવિક દુખો માટે શુભ પ્રયત્ન કરવો અને તે અવશ્ય કરવો, પણ શાસ્ત્રીય મર્યાદામાં રહીને. વિજ્ઞાનનો

જે સદંતર દુરુપયોગ થઈ રહ્યો છે, મનુષ્યને આ પૃથ્વીપટપરનું જ જીવન એટલું મહાન લાગે છે કે એના કરતાં અસંખ્ય ગ્રહ નક્ષત્રો, વાયવીય પ્રદેશો–અરે અસંખ્ય બ્રહ્માંડમાં પણ જીવન છે, ત્યાં પણ અન્ય શરીરધારી જીવાત્માઓ છે, દેવપુરુષો છે, ભૂતપિશાચો છે, પિતૃઓ છે, અને પૃથ્વીનો પ્રદેશ સૂક્ષ્મ તત્ત્વોથી એ બધા લોકલોકાન્તર સાથે સંકળાયેલો છે, એની વિસ્મૃતિ થઈ ગઈ છે. લોક પરલોકના દેવદેવતાઓ અને તત્ત્વો સાથે, ઉપાસના અને કર્મદ્વારા એમને પ્રસન્ન રાખવાનો, એમના શુદ્ધ પ્રવાહોને પૃથ્વી ઉપર વ્હેવરાવવાનો, અને એ દ્વારા બાહ્યજીવનમાં અનુકૂળતા વધારવાનો શાસ્ત્રોએ કર્મકાંડ, અને ઉપાસના ( યોગ આમાં અંતર્ગત છે ) નો અદ્ભૂત રાજમાર્ગ શોધી–બતાવી રાખ્યો છે, એ પ્રતિ આપણું દુર્લક્ષ્ય થયું છે.

ઇશ્વર એક અને અનન્ય છે, પરંતુ જે નાનાં મોટાં સૂક્ષ્મ તત્ત્વોને આધારે આ ગ્રહમાળ, નક્ષત્રમાળ, તારકમાળ, તેમ જ વાયુતેજ વગેરેની તત્ત્વમાળમાં રહેલી સૂક્ષ્મ દૈવી શક્તિઓને ઉપાસના, આરાધના, ધ્યાન અને કર્મકાંડદ્વારા રીઝવીને આપણાં શરીરસ્થ મનોબુદ્ધિને વિશુદ્ધ અને પ્રસન્ન બનાવવાનો, તેમજ બાહ્ય પ્રદેશમાં સાધનની વિશુદ્ધ વિપુલતા વધારવાનો જે એ માર્ગ હતો તે લોપ થયો છે.

લોકો દેવમંદિરો બાંધે છે અને એમાં બેઠેલ. દેવને જ સર્વેશ્વર માની, એ મૂર્તિ સિવાય બીજે પ્રભુ છે જ નહિ, એવું મહાન પાપ કરે છે; ઇશ્વરનાં સર્વત્ર દર્શન થવાં જોઈએ. પ્રત્યેક પ્રાણીમાત્રમાં અંતર્યામીરૂપે એ જ વિરાજે છે; પ્રત્યેક પ્રાણીમાત્ર પોતાનાં દુ:ખ-નિવારણ માટે ત્રાહિત્રાહિ પુકારતાં હોય, ત્યારે પરમાત્મા જ આપણને એ બધાં સાથે હળીમળી, એમાં ફરીને પોતાનું વિશુદ્ધ દર્શન આપવા પુકારે છે એમ માનવું જોઈએ. પરમાત્મા તો દયાળુ છે; ક્ષણે ક્ષણે

સર્વત્ર દર્શન કરવાની આપણને એ તક આપે છે; પણ આપ અજ્ઞાન આપણને આંધળાં બનાવે છે: અને જે પરમદયાળુ આપણ પૃથ્વીપરના પ્રાણીમાત્રની સેવાદ્વારા ઇશ્વરદર્શન કરવાના પુણ્યપ્રસ આપે છે, તેનો નિરાદર કરીએ છીએ, ત્યારે એ પાપસમૂહ આ તાપસમૂહ લાવી દંડ ન કરે તો બીજું થાય શું ?

*　　　　　*　　　　　*

**આધિભૌતિક** અને **આધિદૈવિક** તાપશાંતિ માટે કર્મ તથ ઉપાસનાનું સાધન છે, લોકસેવા એનું આધુનિક રૂપાન્તર છે, આ આખું બ્રહ્માંડ એક યજ્ઞકર્મના ચક્રવ્યૂહમાં ચાલ્યા કરે છે; મનુષ્યો દેવો, પિતૃઓ, અને સમસ્ત જડચેતન પદાર્થ પરસ્પર એક બીજાન સેવા કરતાં કરતાં આ વિશ્વયજ્ઞને નિભાવે તો જ ઇષ્ટભોગ મળે એમ ગીતાકાર સ્પષ્ટ જ કહે છે :—

**इष्टान् भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।**

દેવો એટલે સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપ્ત અને વ્યવહાર કરની, બધાને સુરક્ષિત રાખવાની વ્યવસ્થા જાળવનારી ભિન્ન ભિન્ન શક્તિઓ. તેમને અભીષ્ટ સેવા દ્વારા પ્રસન્ન કરીએ, એટલે આધિભૌતિક અને આધિદૈવિક કાર્યમાં સુખ અને અનુકૂળતા વધે, માનવ મન પ્રસન્ન રહે; અને એમ થવાથી આધ્યાત્મિક શાંતિ માટે પણ મનુષ્યોનો સ્વભાવ અને સ્વધર્મ પુરૂષાર્થપરાયણ થાય.

*　　　　　*　　　　　*

દુઃખનો સંપૂર્ણનાશ તો આધ્યાત્મિક તાપના વિભાગમાં જે ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓ દ્વારા વર્ણવ્યો છે, અને એ વૃત્તિઓ મનુષ્યના પોતાના અજ્ઞાનમાંથી ઊઠ્યા કરે છે, તેનો સ્વનાન-આત્મજ્ઞાન દ્વારા જ્યાં સુધી નાશ ન થાય ત્યાં સુધી થવો અસંભવિત

છે. આધિભૌતિક અને આધિદૈવિક ક્ષેત્રમાં ગમે તેટના સતાપ તપ્યા કરતા હોય, પરતુ છેવટે એનુ ભાન જો મનુષ્યના મનમા ન થાય, તો કશુ દુઃખ હોતું નથી. આસપાસ ભયંકર હાહાકાર મચ્યો હોય, શરીરમા વ્યાધિ ભર્યાં હોય, છતા સુષુપ્તિમા જ્યારે મન અજ્ઞાનમા લીન થાય છે, ત્યારે એ બન્ને દુ ખોનુ ભાન ન હોવાથી કશા સંતાપ સતાવતા નથી. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બધાં દુ ખનુ અને દુઃખના ભાનનું કારણ તો આપણુ મન જ છે. એ મનના દુ ખનો નાશ સ્વધર્મ સૂઝ્યા વિના થતો નથી, સ્વભાવ સુધર્યા વિના સ્વધર્મ સૂઝતો નથી; અને આત્મજ્ઞાન મેળવ્યા વિના સ્વભાવ કેળવાતો નથી.

શ્વેતાશ્વતર ઉપનિષદ્-અધ્યાય છઠ્ઠામાં કહે છે કે —

**यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।**
**तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥**

ભાવાર્થ:—જ્યારે મનુષ્યો ચામડાની પેઠે આકાશને વીંટી શકશે, ત્યારે આત્માને અનુભવ્યા વિના પણ દુ ખનો અન્ત આવશે.

* * *

ઉપરના શ્લોકમાં ઋષિ સુદર તાત્પર્ય સમજાવે છે; આધિભૌતિક તથા આધિદૈવિક દુ ખનુ મૂળ તો આધ્યાત્મિકમાં જ છે, એ આપણે જોયુ. આધ્યાત્મિક દુ ખનો નાશ અધ્યાત્મજ્ઞાનથી જ—અધ્યાત્મ સુખથી જ થઈ શકે એ સ્પષ્ટ સમજાય એવી વાત છે. એટલે ઋષિ કહે છે, કે જો ચામડાને વીંટી લઈએ, તેમ આકાશને કોઈ ફેલાયેલું કપડુ માનીએ, અને જો વીંટીને એકઠુ કરી શકાતુ હોય (કે જે સર્વથા અસંભવિત છે,) તેવી જ રીતે આત્મજ્ઞાન મેળવ્યા વિના દુઃખનો અંત આવશે. આનો ભાવાર્થ એ છે કે આત્મજ્ઞાન ન મળે ત્યા

સુધી દુઃખનો અંત આવે જ નહિ, અસંભવિત વાત સમજાવવા માટે ઋષિએ કટાક્ષવાણી આ શ્લોકમાં ભરેલી છે.

*　　　*　　　*

આવી રીતે ત્રિતાપની વાસ્તવિકતા આપણાં જ્ઞાન અજ્ઞાનની ઉપર આધાર રાખે છે; જેટલું અજ્ઞાન તેટલો અવિવેક; જેટલો અવિવેક તેટલું દુઃખભાન અને એ દુઃખભાનથી દબાયેલો જીવાત્મા દુઃખનાશને માટે સુખવસ્તુની સાચી વસ્તુસ્થિતિ ન સમજવાથી, દુઃખદાયક રાગદ્વેષમાં ફસાયેલો હોઈ, નિત્ય નવનવાં વિજ્ઞાનની શોધ કરી, વિષયોના ગંજ ખડકી, એ બધાયને હું એકલો જ ભોગવું એવી વાસના વધારી, નિત્ય નવાનવા વર્ગવિગ્રહ ઊભા કરે, ત્યારે સંતાપનું સામ્રાજ્ય પિંડ બ્રહ્માંડમાં એને દેખાય!

પરંતુ અધ્યાત્મજ્ઞાન વડે આધ્યાત્મિક દુઃખનો વિનાશ કર્યો હોય, મન, વાણી અને ઇંદ્રિયમાં સંયમ કેળવ્યો હોય, સચ્ચિત્ સુખનું સ્થાન આપણો આત્મદેવ–પરમાત્મા જ છે એવું જ્ઞાન મેળવી એ પ્રમાણે અનુભવ કેળવ્યો હોય, તો વર્ત્તમાન દશા જેવી અસંખ્ય સંતાપની વિહ્વળ દશાઓ પૂર્વયુગોમાં આવી ગઈ હશે તેવી જ આ આવી છે, એમ સમજીને અંતરમાં શાંતિ રાખી શકાશે. અન્ય અણુસમજુ અને અવિવેકીને એ જ્ઞાનદ્વારા શાંતિનો સંદેશો આપી, સૌને પોતાનો સ્વધર્મ કેળવવાનું કહે અને પોતે તે પ્રમાણે આચરે, તો આગમાપાયી દ્વંદ્વ–આવીને જતાં રહેનારાં છે તેથી કાળના ધોધમાં ધોવાઈ જતાં સુખદુઃખાદિ સ્વપ્નોની ભીંસમાં એને તાપ નહિ, પણ સાચું બ્રહ્મતેજ પ્રકટે અને એના દ્વારા વિશ્વમાં આનંદપ્રતિમાનાં કિરણો પ્રસરીને માનવસમાજને સુખ અને શાંતિની છાયા મળે એવા પ્રસંગો

દુખ દૂર થતા અતરમા તિતિક્ષા જન્મે છે, સુખનું ભાન વીરતા પ્રકટાવે છે. વીરતામાથી શૌર્ય, અને એવા શૌર્યમાથી જે માનવજીવન ઘડાય, તેજ અધર્મનો વિનાશ અને ધર્મની રક્ષા કરવા સમર્થ થાય પામરતા જ પાપ છે, શૌર્ય જ પુણ્યપથનુ સાધન છે, એ વસ્તુજ્ઞાન ન સમજાય ત્યા સુધી આધિભૌતિક અને આધિદૈવિક દુખ તો શાના દૂર થાય કિન્તુ ઉલટુ જગતમા ચારેપાસ દુખની અતિવૃષ્ટિ થતી હોય, તો પણ એવો પામર પેટપાનુ પોતાના જ સ્વાર્થમા રચીપચી પોતાનુ ઘર સાચવવા દોડે, ધર્મ અને શાંતિને બહાને એકાન્તમા બેસી પ્રમાદ તથા આળસ વધારે, ઇશ્વરભજનને બહાને જગત મિથ્યા છે એવા ખોટા પામર વાક્યો ઉચ્ચારે, અને શાસ્ત્રોના સુદર શક્તિપોષક વાક્યોનો એવો તો દુર્મેળ પોતાના જીવનમા ઉતારે કે પરિણામે ત્રિવિધ તાપની જવાળાઓ દેશભરમા તો શુ પૃથ્વીના ચારે ખડમા ભભરાય તેમા એ નિમિત્ત બને

* * *

અખડ ક્ષાત્રબલ પ્રકટે ત્યારે એમાથી એવા વીર ક્ષત્રિયો પાકે, જે અધર્મીઓને દબાવી, હરાવી, દડ દ્વારા એમને સયમ શીખવી, જગતમા ધર્મ અને ધર્મીઓનુ સામ્રાજ્ય સ્થપાય એવો પુરુષાર્થ કરે સ્વરાજ્ય વિના સામ્રાજ્યની વાતો બાલિશ છે સ્વ ઉપર સત્તા ન હોય, મન અને ઇન્દ્રિયો બેકાબૂ દોડયા કરતા હોય, અને વ્યક્તિગત સુખના પાયા જેવુ સ્વરાજ્ય જ્યા સુધી કોઈ પ્રાપ્ત જ ન કરી શકે, ત્યા સુધી આસ્રાજ્યસત્તાની વાતો કરવી એ હવામા વલખા મારવા જેવુ છે.

* * *

આમ દુખ કે સતાપ કેવલ મનોભાસ છે સયમ અને તિતિક્ષાને અભાવે આવી પડતી આપણી પામરતા છે, એ પામરતા દૂર કરો,

તમારું સ્વરૂપ—તમારો આત્મદેવ, અખંડ, અવિનાશી, દ્વંદ્વાતીત, સુખઘન અને સદૈવ એકરસ આનંદસ્વરૂપ છે એ વૃત્તિ કેળવો અને પછી જુઓ કે બ્રાહ્મ અને ક્ષાત્રબલના પરાક્રમોની પરંપરા તમારા તનમનમાંથી વહેવા—ફુટવા માંડે છે કે નહિ? કાપુરૂષને માટે નથી આ લોકનું સુખ કે નથી પરલોકમાં સુખદ સ્થિતિ. આત્મવીર બનો! દુઃખ એ દુઃખ નથી પણ દુઃખાભાસ છે, કેવલ મનઃકલ્પના છે! મનનો એક અસંયમી તરંગ છે! શમાવો એ તરંગને તમારા સ્વરૂપમાં અને ભોગવો અખંડ સચ્ચિદાનંદઘન સ્વરાજ્યને!

* * *

પરમાત્મા આપણને સૌને આવી આત્મદૃષ્ટિ—અખંડ સુખવૃત્તિ કેળવવાના વીર અધિકારી બનાવે.

  

 



(ફેબ્રુઆરી ૧૯૪૨)

## પુરુષાર્થ અને સાધનસંપદ્

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થમાં અત્યારે એટલી બધી અવ્યવસ્થા વધી પડી છે, અને તે પણ વ્યષ્ટિ તેમ જ સમષ્ટિ બન્નેમાં, કે સાચી સાધના ભૂતકાળમાં કેવી હશે તેની કલ્પના કરવા જતાં લગભગ ઘણાખરા સાધકો મૂઝાય છે.

ધર્મ એટલે નીતિના પ્રદેશનાં બંધન સમાજમાંથી ઢીલાં પડયાં છે; સ્વતંત્રતાને બહાને સ્વચ્છંદનું તાંડવ એટલું બધું વધી ગયું છે કે, ઇન્દ્રિયો વિષયમુક્ત રહી શકતી નથી. મન હંમેશાં વિષયચિંતનમાં જ મથ્યા કરે છે અને મોહગ્રસ્ત બનેલી બુદ્ધિની આંધળી દોરવણીમાં સમાજને યમનિયમના પાલનનું કશું સાનભાન રહ્યું નથી. વસ્તુસ્થિતિ એક બાજુ આવી વિપરીત દશાએ પહોંચી છે, તેની સાથે સાથે જૂનવાણી સમાજે ધર્મની સાધનાનાં બાહ્યાંગ જેવાં પૂજા, પાઠ, દેવદર્શન, તીર્થયાત્રા કે કર્મકાંડનાં ખાલી ખોખાંને એવી અજ્ઞાન દશાવાળું કરી મૂકયું છે કે ધર્મના મૂળ ફળ જેવાં ચારિત્ર્ય અને ચિત્તશુદ્ધિને વેગળાં રાખી કેવળ બાહ્ય દેખાવને જ ધર્મ માની લીધો છે.

હાથ માળા ફેરવે, પણ મન સંસારના કાવાદાવામાં ફેરાફેરા કર્યા કરે; કપાળમાં ચંદન કે કુંકુમતિલક હોય, પણ હૃદયમાં કુડકપટનો કાળો મેશ જેવો ડાઘ હોય; શરીર ને આંખો દેવમંદિરે જઈને દેવમૂર્તિને જુએ, પણ એ જ આંખોમાં જનસમૂહ માટે ઝેરવેર ભર્યાં હોય; તીર્થસ્નાનથી કાયાનું કલ્યાણ મનાય, પણ મન તો છૂપાં પાપના ભંડાર ભરીને આત્મનાશ નોતર્યા કરતું હોય. આવાં આવાં શરીરનાં ચિહ્ન અને મતસંપ્રદાયના બાહ્ય અંગમાં સમાજ જ્યાં ગૂંચવાઈ–અટવાઈ પડેલો હોય, ત્યાં સાધકને જપ, તપ, વ્રત, પૂજા, પાઠ, ધ્યાન, ઇશ્વરભક્તિ, દેવદર્શન કે એવા એવાં કર્મો એ બધા પુણ્યકારી અને ચિત્તશુદ્ધિનાં પ્રેરક છે એવી સમજણ ભાગ્યે જ ગળે ઉતરે એવી લાગે, અને તેથી આંધળા અને અણમમંજુ સમાજમાં આવી ફસેલા કોઈ સાચા સાધકને કઇ સાધના સાચી? કયા મહાત્મા સેવાયોગ્ય? કોને પૂછીને સાધન કરવું? ઇશ્વરભક્તિ કેમ કરવી? સત્સંગ કોનો કરવો? સત્સંગ કરવા યોગ્ય સંત કેવા હોય? ગુરુભક્તિ એટલે શું? ગુરુ કોણ હોઈ શકે? ગુરુની આવશ્યકતા શી? પુસ્તક વાંચીને જ જ્ઞાન કેમ ન મેળવવું? પરમાત્માનું માત્ર નામ લેવાથી જ ઇશ્વરદર્શન કેમ ન થાય? આવા આવા અસંખ્ય પ્રશ્નો ઊઠે એ તદ્દન સ્વાભાવિક છે.

* * *

દોષ સાધકનો નથી, સાચો સાધક જે જે શંકાઓ કરે તે બધી વાસ્તવિક હોય છે. ચારે પુરુષાર્થમાં અવ્યવસ્થા દેખાય છે એનું કારણ બાકીના ત્રણેય પુરુષાર્થના પાયા જેવા ધર્મના ક્ષેત્રમાં અવ્યવસ્થા ઊભી થઈ છે.

ધર્મને કેવલ નીતિનો જ પ્રદેશ કહીએ તો સાચું નથી. ધર્મ એટલે કેવલ નીતિ નહીં; સમાજનાં સુખબંધન નહીં, લોકપ્રેમ કે વિશ્વપ્રેમ નહીં, કારણ કે નીતિ તો કેવલ સમાજમાં શાંતિપૂર્વક, પરસ્પર

સગવડતાથી જીવવા માટે છે એમ પણ કહી શકાય. આપણે સૌ સાથે પ્રેમપૂર્વક રહીએ, બીજાને સહાયતા કરીએ તો આપણને પણ એનો બદલો મળે-આટલો જ નીતિનો પ્રદેશ છે; પરંતુ ધર્મ એના કરતાં વધારે આગળ જાય છે; ધર્મમાં ઈશ્વરની સત્તા સ્વીકારવાની છે; નીતિપૂર્વક રહેવા છતાં પણ જગત આપણા તરફ કદાચ અનીતિ દાખવે, તો પણ જે પરમસત્તાના પ્રતાપે આ જગતનો વ્યવહાર ચાલે છે, એ સત્તા આપણને આપણા માનવસ્વભાવના સ્વધર્મ પ્રમાણે એટલા માટે રહેતાં જીવતાં શીખવે છે-આજ્ઞા કરે છે, કે **નીતિથી** જીવવાં કરતાં ધર્મથી જીવવું શ્રેષ્ઠ છે: ધર્મથી એટલા માટે જીવવું જોઈએ કે પરમ સત્તાધીશ પરમેશ્વર પોતે જ ધર્મસ્વરૂપ છે; એ કરૂણા, દયા, કૃપા, ક્ષમા, પ્રેમ, શાંતિ, આનંદ, જ્ઞાન-એવી બધી ચિત્તની દાહશામક દૈવી સંપત્તિનો ભંડાર છે; નીતિ નીતિને માટે છે, ત્યારે ધર્મ ઈશ્વરની સમીપ જવા, રહેવા, અને એની સાથે નિત્ય અભેદ માણવા માટેનું ચારિત્રશિક્ષણ છે. એટલા માટે એકલી નીતિ કેવલ શુષ્ક છે ત્યારે ધર્મ મનુષ્યને સર્વત્ર પ્રેમનું પાન કરાવી નિત્ય-રસિક બનાવે છે.

*　　　　*　　　　*

ધર્મનું પાલન યથાર્થ રીતે થયું હોય, તો જ અર્થ નામના બીજા પુરુષાર્થનું સાધન સુખકર નીવડે છે. ચારેયની સામાન્ય વ્યાખ્યા નીચે પ્રમાણે થઈ શકે. (૧) ધર્મ એટલે ઈશ્વરની સમીપ જવા માટેનું દૈવી સંપદ કેળવવાનું સાધન. (૨) અર્થ એટલે આ સંસારમાં જે જે પદાર્થો આપણને લોક પરલોકનું જીવન સુધારવા માટે આવશ્યક હોય, તે ધાર્મિક જીવન વડે મેળવવાનું શાસ્ત્ર અને સાધન. (૩) ધાર્મિક જીવન વડે આર્થિક સગવડો મેળવીને સંસારમાં જ્યાં જ્યાં પ્રેમ-સંબંધો વધારવા જોઈએ. ચારે ય આશ્રમ અને ચારે ય વર્ણનાં માનવપ્રાણી સાથે પ્રેમનો સંબંધ રાખીને આપણા ચિત્તને વિશુદ્ધ

બનાવવું જોઈએ, તેવા સાંસારિક સંબંધને લીધે ઊંડી ચિત્તની પ્રેમ-પ્રેરણા તે કામ કહેવાય છે. કામને ઘણાખરા સ્ત્રીપુરુષના જાતીય સંબંધની તૃષા તરીકે જ ઓળખાવે છે, એ વાત સાચી નથી. એ જાતીય ભૂખને જ કામની ઉપમા આપવાથી, કેવળ શારીરિક ભોગની, અને પરિણામે થતી બ્રહ્મચર્યહાનિની વિકારી મનોદશા આવી પડે છે. પરંતુ એ કેવલ કામનું વિકારી રૂપાન્તર છે. કામનાં બે સ્વરૂપો માનવાં જોઈએ; એક પ્રેમ અને બીજો મોહ; પ્રેમમાં શરીરનો કે જાતિનો નહિ, પણ ચિત્તનો અશરીરી સૂક્ષ્મ અભેદ પ્રવાહ છે; જ્યારે મોહમાં શરીર, જાતિ કે ઇંદ્રિયોદ્વારા વિષયસંબંધ દાખવતો ભોગવિલાસ છે. મનુષ્યને કેવલ ગૃહસ્થાશ્રમ જ ઇષ્ટ નથી; ગૃહસ્થાશ્રમમાં પણ માતાપિતાથી માંડી આગળ વધતાં બધાં સગાંસંબંધીઓ સાથે જે સ્નેહનો સંબંધ બંધાય છે, તેમાં નિઃસ્વાર્થભાવે સંબંધ રહે અને નિષ્કામતાથી સૌની સેવા થાય એ ધાર્મિક કામની અવસ્થા છે, અને એનું નામ નિષ્કામ પ્રેમ છે. આવી રીતે અર્થ અને કામ એ સાંસારિક સુખસંપત્તિનાં હથીઆર છે, અને ધર્મ એનો એટલા માટે પાયો છે કે ધાર્મિક જીવન વિના જો અર્થ અને કામમાં જ મનુષ્ય રચ્યોપચ્યો રહે, તો એ વિનાશ નોતરી લે છે. પરંતુ ધર્મના પાલનદ્વારા આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં મનુષ્ય વિકાસ સાધે તો જ એ ચોથા પુરુષાર્થ —મોક્ષનો અધિકારી બને છે.

* * *

નીતિ એ ધર્મનું અર્ધાંગ છે; એક હોઠથી ઉચ્ચાર થતો નથી; એક પગથી ચાલી શકાતું નથી; મનુષ્યથી સ્વાર્થી બનીને એકલાં આ સંસારમાં જીવી શકાતું નથી; તેમ ધર્મ વિનાની નીતિ, કે નીતિ વિનાનો ધર્મ કશા કામનો નથી; નીતિ આપણને આ લોકમાં સુખી રાખે છે, ત્યારે ધર્મ આપણને આ લોકનું સુખ આપી, અર્થ અને કામના સંબંધોમાં અનાસક્ત રાખી, મોક્ષના અધિકારી બનાવે છે;

તેનાથી ઊલટું અધર્મના પાલનથી, અર્થ અને કામના–આર્થિક અને સામાજિક (Economical and Social) ક્ષેત્રમાં બધે અવ્યવસ્થા, અને અસ્તવ્યસ્ત દશા ઊભી કરી, આજ જન્મમાં મનુષ્યશરીરમાં પશુના જેવું આહાર, નિદ્રા, ભય, મૈથુન જેવું ભોગમય જીવન જીવાડે છે.

* * *

ત્યારે આવી અસ્તવ્યસ્ત દશામાં સાધકે કરવું શું? એણે કેવું જીવન જીવવું? આપણી ધાર્મિક અને મોક્ષવિષયક રહેણીકરણીમાં સામાન્ય સાધકને કશી સમજણ પડતી નથી; બહારનાં પાદપૂજા કે તિલકમાળા કરીને ધાર્મિક કહેવરાવનારો મનુષ્ય જ્યારે ધર્મને નીતિથી જૂદો પાડીને, વ્યવહારમાં કૂડકપટ, અને પ્રપંચ ખેલતો જોવામાં આવે છે, ત્યારે સહૃદય જિજ્ઞાસુને પ્રશ્ન થાય છે કે ધર્મનાં બાહ્યાંગની જીવન પર કેમ નહીં અસર થતી હોય? એનું જીવન શુદ્ધ કેમ નહીં હોય? પાદપૂજા અને ઈશ્વરભક્તિનું જે ફળ અંતઃકરણની પવિત્રતાને નામે શાસ્ત્રમાં વર્ણવ્યું છે, એવું ચારિત્ર જ્યારે ધાર્મિક ગણાતા મનુષ્યમાં ન દેખાય, ઉપરાંત એવા મનુષ્યો પોતે આસ્તિક છે, અને બીજા નીતિના પાલન કરનારા છતાં પાદપૂજા કે દેવદર્શન નથી કરતા માટે નાસ્તિક છે, એવા જે દંભવાક્યના આક્ષેપો કરે છે, ત્યારે ચોકખું સમજાય છે કે નીતિ અને ધર્મને તેઓએ જૂદાં પાડ્યા છે; પરંતુ એ એક જ જીવનનાં બે પાસાં છે; એને જૂદાં પાડવાથી મનુષ્યજીવનનો નાશ થશે; એક વિના બીજું સંભવે જ નહીં. એકલી નીતિ મનુષ્યને સ્વાર્થી બનાવશે; એકલો બાહ્યધર્મ બુદ્ધિમાં જડતા લાવી, મનુષ્યને પાખંડી કે જડ-શ્રદ્ધાળુ બનાવશે. અત્યારે જે અંધશ્રદ્ધાને નામે આપણો ધાર્મિક સમાજ વગોવાય છે, એનું મુખ્ય કારણ એ જ છે કે નીતિ વિનાના ધર્મના બાહ્યાંગને આપણે વળગી રહ્યા છીએ.

* * *

ધર્મમાં નીતિનો સમાવેશ થાય છે, પણ નીતિમાં ધર્મનો સમાવેશ

થઈ શકે એમ નથી. એથી એમ પણ કહેવાય કે નીતિ વિના ધર્મ પાંગળો છે; અને એવો પાંગળો ધર્મ સમાજની, કે ધર્મપાલનારની કોઈ રીતે રક્ષા કરી શકે નહીં; "**धर्मो रक्षति रक्षितः**-ધર્મની રક્ષા કરનારની ધર્મ રક્ષા કરે છે" એ ત્યારે જ સાર્થક ગણાય કે જ્યારે ધર્મનું ઉત્તમાંગ નીતિ એનામાં ઓતપ્રોત હોય; આવો ધર્મ મનુષ્યજીવનમાં વણાઈ જાય; એની નસેનસમાં ધર્મ વહેતો થાય, ત્યારે એ ધાર્મિક મનુષ્ય જે સુખસાધનો મેળવે, અર્થક્ષેત્રમાં સંપત્તિ પ્રાપ્ત કરે, અને એ દ્વારા સમાજ સાથે સંબંધ રાખી નિષ્કામ સેવા કરે, તો તે કામક્ષેત્રમાં વિહાર કરતાં – સંસારમાં વ્યવહાર કરતાં એને જે દ્વંદ્વ આવી પડે, એનાથી છૂટવાનું એને મન થાય અને મોક્ષનો અધિકારી બની શકે.' એ વિના જો ધર્મને બદલે અધર્મમાં જ જીવન વીતાડયું હોય, અર્થ મેળવવામાં જ જીવન ગાળ્યું હોય, કામ સંબંધોમાં નર્યો સ્વાર્થ કે મોહ જ ભર્યો હોય, તો પછી, એવો મનુષ્ય દ્વંદ્વોથી મળતી મુક્તિની આશા જ કેવી રીતે રાખી શકે?

ચાર પુરુષાર્થમાં ધર્મ અને મોક્ષ એ સરસ્વતીનાં સ્વરૂપ છે; સંસારબંધનથી મુક્તિ આપનાર એ શારદાની ઉપાસના કર્યા વગર જો અર્થ અને કામની અધિષ્ઠાત્રી લક્ષ્મીની ઉપાસના જ કર્યા કરી હોય, તો એ અધર્મ અને બંધનનું સામ્રાજ્ય વધારી આધિદૈવિક ક્ષેત્રમાં પ્રચંડકોપ ઊતારી, યુદ્ધ, મહામારી, ભૂકંપ, જલપ્રલય, અનાવૃષ્ટિ કે એવાં જ બીજાં સંહારનાં દેવદેવતાઓને પૃથ્વી ઉપર નોતરે છે.

ધર્મ ઈશ્વરનું વિહારક્ષેત્ર છે; અધર્મ અસુરરાક્ષસોનું સંહારક્ષેત્ર છે; નીતિ ધર્મનું આભૂષણ છે; અનીતિ રાક્ષસી સ્વભાવનું હથિયાર છે; જ્યાં સુધી ધર્મ અને નીતિનો મેળ રહે, ત્યાં સુધી સત્યુગ; જ્યારે એનો દુર્મેળ થાય ત્યારે કલિયુગ-કલહયુગનાં મંડાણ મંડાય છે; અને વર્તમાન સમયે એનાં પ્રત્યક્ષ દર્શન આપણને થવા છતાં

પણ આપણે હજુ ન ચેતીએ, તો પછી મનુષ્ય કહેવરાવવાના અધિકારી છીએ કે કેમ એ પ્રશ્ન ઊભો થાય છે.

*           *           *

મૂળ મુદ્દા ઉપર આવીએ. સાચા સાધકનું કર્તવ્ય શું? આવે વખતે એણે શું કરવું. એની ચોખવટ તત્ત્વજ્ઞ કવિ અખો ગુરુશિષ્ય-સંવાદમાં બહુ સુંદર રીતે કરે છે. પ્રશ્નોત્તર આ પ્રમાણે છે:—

"શિષ્ય:—મહાનુભાવ મહંત ગુરુનો, કરવો જે સત્સંગ,
તેનાં કાંઈ લક્ષણ નહીં, તો કેમ મળે પ્રસંગ?"

શિષ્ય પ્રશ્ન પૂછે કે જ્યારે જ્ઞાનીનાં ખાસ કાંઈ લક્ષણ ન હોય, કેવલ અંતરંગ દશા જ એની બાહ્ય દશા સૂચવતી હોય, બાહ્યલક્ષણમાં કોઈ ખાસ વિશેષતા ન હોય, તો પછી જિજ્ઞાસુએ કરવું શું? સત્સંગ શોધવા માટે સંત જોઈએ; સંતનો આંતરિક અનુભવ લેવા માટે એમનું શરણ શોધવું રહ્યું: અને બાહ્યલક્ષણ જ્યારે બધા સંતનાં પ્રારબ્ધ પ્રમાણે જૂદા જૂદા જ હોય તો સાધકે કરવુ શું?

અખાજી ઉત્તર અપાવે છે કે:—

"ગુરૂ:—જે જનને ઊતરવું પાર, નાવનાવિકનો કરે નિર્ધાર;
જ્યારે નર પાર ગત થયો, ત્યારે જળનો સાજ ત્યાં રહ્યો,
મુમુક્ષુને સર્વે એ ઘટે, જેનું મન પામવા રટે."

અખાજી કહે છે કે નદી પાર કરનાર મનુષ્યને નાવ અને નાવિકની જરૂર પડે છે, પણ પાર કરીને સામે કાંઠે બેઠેલાને એની કશી જરૂર નથી; ભાવાર્થ એવો છે કે જે બાહ્યસાધન જિજ્ઞાસુને માટે આવશ્યક માન્યાં છે, અને જે બાહ્યચિહ્નથી જિજ્ઞાસુ ઓળખી શકાય, તેવાં બધાં ચિહ્નો જ્ઞાનીમાં હોવાનો સંભવ નથી. નદી પાર

લક્ષ્યે માનવસમાજ પ્રગતિ કરે, તો વ્યવહારમાં પણ સર્વત્ર સંપ, શાંતિ અને સુખનાં આંદોલનો વહેતાં રહે, એ ઉદ્દેશથી આવા તત્ત્વ-શોધકોને સમાજે અનુકૂળતા કરી આપી, અને જે સુંદર પરિણામ આવ્યું, તે આપણે આપણા વેદ, વેદાંગ અને ઇતિહાસ પુરાણનાં આપ્ત વાક્યોમાં જોઈ શકીએ છીએ.

સામાન્ય માનવબુદ્ધિનો અનુભવ તો ઇન્દ્રિયો, અને મન વાણીના વિષયજ્ઞાન પૂરતો જ હોય છે. ક્ષણે ક્ષણે બદલાતાં એ મનઇન્દ્રિયો જ જ્યાં પોતાની એકભાવના રાખી શકતાં નથી, તો એમના દ્વારા જગતનું જે જ્ઞાન થાય, એ ઇન્દ્રિયોને જે અનુભવ થાય, તે સાચો ન જ હોઈ શકે એ વાત એ ઋષિઓને તરત જ સમજાઈ ગઈ હતી. બધાં પ્રાણી પદાર્થો કાળને વશ છે; એમની સત્તા નિત્ય છે પણ બાહ્ય નામરૂપ નિત્ય નથી. ક્ષણે ક્ષણે એ બદલાય છે, એટલે એમને સત્ય માની શકાય તેવાં નથી એટલો નિર્ણય થયા પછી તેઓ વધારે આગળ વધ્યા.

ઈંદ્રિયો અને ઈંદ્રિયોના વિષયોની સિદ્ધિઓમાં એમને સમવિષમતા દેખાઈ; મન અને ઈંદ્રિયોનો સંયમ કેળવી એ દ્વારા સંકલ્પ-બળ સિદ્ધ કરવામાં તો રાગદ્વેષ ઉભા થયા; બાહ્ય જગતનાં તત્ત્વો ઉપર સામ્રાજ્ય જમાવતાં તો એમાંથી રાવણો અને કંસો ઉભા થયા; સામ્રાજ્ય અને સત્તાના લોભ-મોહમાં યુદ્ધો ખેલાયાં; અને એથી આગળ વધતાં જ્યારે તેઓએ જગતના સૂક્ષ્મ એવા મન તથા પ્રાણતત્ત્વ ઉપર સત્તા જમાવવાની શોધો કરી, સ્પંદન અને આંદોલનોનાં સૂક્ષ્મ તત્ત્વોને, એના સૂક્ષ્મ આકારોને, પોતાના કરતાં વિશેષ શક્તિશાલી માનીને એમની સાથે ચિત્તનું ધ્યાન, ઉપાસના, ભક્તિ કે એવા માનસિક ચિંત્વન વડે અનુસંધાન સાધી, એમની સહાયતાનો પોતાના સંકલ્પ બળનો વધારો કરવામાં ઉપયોગ કરવા માંડયો, ત્યારે એથીયે વિશેષ

હાનિ થઈ. સંકલ્પનું મૂળ ચિત્તવૃત્તિમાં છે; ચિત્તવૃત્તિ પ્રાણના સ્પંદન સાથે બહાર નીકળે ત્યારે ભાવના પ્રમાણે વાણી બને છે; એ વાણીમાંથી અક્ષરોના આકારોના સ્પંદન અને આંદોલનના ધ્વનિને આપણે શબ્દો અને મંત્રો કહીએ છીએ; એ મંત્રનાં અનુષ્ઠાન, એનું જ વારંવાર માનસિક કે શાબ્દિક ઉચ્ચારણ, એ દ્વારા સૂક્ષ્મ શક્તિઓનાં સત્તા-સ્વરૂપો જેવાં દેવદેવતાઓને નિમંત્રીને એમની કૃપા મેળવી જગતના સ્થૂલ પદાર્થો, ભોગ-વૈભવો અને સામ્રાજ્યોની વહેંચણી કરવામાંથી વર્ગવિગ્રહો ઊભા કર્યા; મંત્રવિદ્યાના શક્તિસામર્થ્યનો, સિદ્ધિઓનો, ચમત્કારોનો એવો તો યુદ્ધયુગ ચાલ્યો કે જ્યાં જુઓ ત્યાં સૂક્ષ્મ સંકલ્પ બળની સિદ્ધિઓની જ લડાઈઓ ફાટી નીકળી; પુરાણોમાં એની કથાઓ છે, વેદોમાં અને તંત્રગ્રન્થોમાં એના પ્રયોગો છે, અને એવી સિદ્ધિઓનો ઉપયોગ કરનારાઓનાં પતન થયાં છે, એવાં હજારો દૃષ્ટાન્તો એ ઋષિઓએ પુરાણોના ગ્રન્થભંડારમાં કથાઓના રૂપમાં સિદ્ધિઓની નિઃસારતા સમજાવવા ગૂંથી રાખ્યાં છે.

### વિશ્વ; સ્થૂલ અને સૂક્ષ્મ

આમ સ્થૂલ વિશ્વની સત્તામાંથી ધીરે ધીરે માનવસમાજ સૂક્ષ્મ વિષયો ઉપર સામ્રાજ્ય ભોગવવાના મોહમાં ફસાયો, પરંતુ તેમાં યે થોડા વિચારકો નીકળ્યા; એમણે ઇન્દ્રિયોના બાહ્ય વિષયોના જ્ઞાન અને સામર્થ્યને જેવું ખોટું, દુઃખદાયક, ભ્રામક અને અવળે ચીલે લઈ જનારૂં જોયું, તેજ પ્રમાણે ચિત્તની સૂક્ષ્મ ઉપાસનામાં, યોગસાધનાના સામર્થ્યમાં અને સિદ્ધિ તથા ચમત્કાર માટે થતા મંત્રતંત્રના પ્રયોગોમાં માત્ર જુદીજુદી માનસિક-સૂક્ષ્મ શક્તિઓનો વિકાસ છે એમ લાગ્યું; ઉપરાંત એમાં એક બીજો મોટો દોષ જણાયો; એ સિદ્ધિમાં સ્પર્ધા ચાલી; "હું મોટો કે પેલો" એવી પરીક્ષાઓ થવા માંડી, અને આવી ભિન્ન ભિન્ન ઉપાસનામાં પણ કેવલ માયાવી પદાર્થોની, ભોગવાસનાની,

અવ્યક્ત, અથવા બીજ વૃક્ષના જેવી સમસ્ત વિશ્વની અવસ્થાનું કોઈ એક સ્થાયી, નિશ્ચલ, નિર્વિકારી અધિષ્ઠાન હોવું જોઈએ એવી જિજ્ઞાસા એમાંથી નીકળી આવી. આધાર વિના આધેય ટકી શકે નહિ, એ જોવા અંતઃકરણ અને ઇંદ્રિયોને એમણે શાંત કર્યાં; સ્થૂલ ઇંદ્રિયોનું મૂળ સૂક્ષ્મ ઇંદ્રિયો, સૂક્ષ્મ ઇંદ્રિયોનું મૂળ મન, અને એ મનોવૃત્તિનું મૂળ પણ આંતરિક જગતના દ્વૈત—વ્યાપાર સમું અંતઃકરણ—ચિત્ત, એનો નિરોધ કરવાનું સ્ફુરી આવ્યું. સરોવરની પાળોમાંથી ફુટી નીકળતી પ્રવાહધારાઓને રોકી રાખીએ, તો ક્યાં નદી નાળાં રહેતાં નથી; તેમ ચિત્તને રોકી રાખતી ઇંદ્રિયો, અને ઇંદ્રિયપ્રત્યક્ષ સંસાર કોણ જાણે ક્યાં લોપાઈ જાય છે કે એનું નામ નિશાન રહેતું નથી; એમણે ઇંદ્રિયોના ગોલકોને બંધ કર્યાં, શરીરને એ રીતે સ્થિર કર્યું, એટલે પ્રાણની—શ્વાસ-પ્રશ્વાસની ક્રિયાને પણ રોકી શકાય છે એવો અનુભવ થયો; અને આખા વૃક્ષનો સમાસ જેમ બીજમાં હોવા છતાં એમાં વૃક્ષ દેખાતું નથી, વ્યક્ત થતું નથી, તેમ આ સમસ્ત વિશ્વની ભાવનાઓ અંતરના ઊંડાણમાં ઉતરી પડી, લુપ્ત થાય છે એવી અવસ્થા ત્યાં સાંપડી; નિત્ય પ્રાપ્ત થતી સુષુપ્તિ સાથે એની સરખામણી કરી જોઈ, ત્યારે જણાયું કે એ બન્નેમાં મહાન અંતર છે; સુષુપ્તિમાંથી ઊઠતાં, ગાઢનિદ્રામાંથી જાગતાં આળસ, પ્રમાદ અને જગતની ઝંખના જ ચાલુ રહે છે, ત્યારે આ અવસ્થા, સ્થૂલ વિશ્વની જાગ્રત, સૂક્ષ્મ વિશ્વની સ્વપ્ન, અને એ બન્ને જેમાંથી નીકળી આવે છે, વૃક્ષની પેઠે ફુટી નીકળે છે ત્યારે એ

અવિતર્ક અને મનની કલ્પના પહોંચતી નથી તેથી નિર્વિકલ્પ. ઇંદ્રિયોનું વિષયદર્શનરૂપી, દ્રષ્ટા, દર્શન અને દશ્યના ભેદવાળું ત્રિપુટીનું દ્વૈત રહેતું નથી, તેથી એ અદ્વૈતતત્ત્વ છે એવો નિર્ણય એમાંથી જાગી ઉઠતાં એમને થયો. અને એ હતું જીવન–અનંત જીવન; મરણ નહીં.

એક બીજો અનુભવ પણ થયો; જાગ્રત તથા સ્વપ્નના વ્યવહારમાં પદાર્થો જુદા, એમની સત્તા જુદી, એમનાં નામરૂપ જુદાં, અને તેની સાથે સાથે એ બધાં બદલાય એવાં છે, તેથી અસત્ છે; દશ્ય છે તેથી જડ અને પરપ્રકાશ્ય છે, ઉપરાંત ગુણકર્મના વિભાગ અને વિગ્રહવાળાં છે તેથી દુઃખમય છે, તેને બદલે આ તુરીય અવસ્થામાં અનુભવાતું તત્ત્વ જ્ઞાનની સમતાવાળું, સમાધિસ્વરૂપ, અસત્ નહીં પણ નિત્ય રહે તેવું સત્, જડ અને પરપ્રકાશ્ય નહીં પણ સ્વયં-પ્રકાશ્ય ચૈતન્ય–જ્ઞાન, તથા દુઃખ, દ્વેષ કે દ્વંદ્વ વગરનું એટલે કેવળ આનંદસ્વરૂપ જ છે, એવો સાક્ષાત્કાર એ અવસ્થામાં થયો.

### એક સત્તા જ પરમ સત્તા છે

આ અનુભવની પરાકાષ્ઠા નીવડી; જેટલું જેનું દ્વૈતની અનાસક્તિનું, ભોગના વૈરાગ્યનું, અને ધ્યાન માટે બાહ્ય વિષયી જગતના ત્યાગનું સામર્થ્ય, તેટલું તે અવસ્થામાં રહી શકાય એવું એમને લાગ્યું; એટલે સામાન્ય જનતાને માટે પણ એ જ માર્ગે પ્રયાણ કરે એવો વ્યવહાર ગોઠવાય તો દ્વંદ્વમાંથી મુક્તિના સ્વરૂપનો નિર્ણય થાય, એવી જીવનવ્યવહારની યોજના ઘડી કહાડી, એવાં વિધિનિષેધોનાં પુસ્તકો લખાયાં, પોતાનો અલૌકિક અનુભવ બહાર પાડ્યો, દ્વૈત અને દ્વૈતની ઉપાસનાઓનું સામર્થ્ય કેવળ ચિત્તનિરોધ સુધી છે એમ જાહેર કર્યું, અને અદ્વૈત જ સમસ્ત અનુભવની ટોચ છે, એ જ જ્ઞાનનો મુકુટમણિ છે, એવું અનુભવજન્ય જ્ઞાન ઉપદેશ્યું. જેવો

સામ્રાજ્યની, આધિપત્યની અને એવી અયોગ્ય ચડસાચડસીની દ્વેષી બુદ્ધિ જ બધે વધવા માંડી.

પરંતુ એક લાભ આ યોગ અને ઉપાસનામાંથી એ થયો કે માનવસમાજ સ્થૂલના મર્યાદિત વર્તુલમાંથી, આ એક જ પૃથ્વીપટના લૌકિક પ્રદેશથી પર, કોઈ વ્યાપક, સૂક્ષ્મ અને અલૌકિક પ્રદેશમાં વિહરવા શક્તિશાલી થયો. ભિન્નભિન્ન પ્રકારની શક્તિઓ વિકસાવવાની સાધનાઓ થઈ. એ સૂક્ષ્મ તત્ત્વોની સાધનાના સાધકોનાં ઉપનિષદમાં ઠેર ઠેર વર્ણન મળી આવે છે. એક તપસ્વી કે ઉપાસક પ્રતિપક્ષી પાસે જાય છે, અને 'હું આટલું જાણું છું, તું કેટલું જાણે છે એ કહે' આવાં વિવાદનાં અને સ્વશક્તિનાં પ્રદર્શનનાં દૃષ્ટાન્તો આપણને ઘણાંખરાં ઉપનિષદોમાં મળી આવે છે.

## પરમસત્તાની વિવિધતા કે એકતા?

પરંતુ એમ કરતાં કરતાં તેઓ અંતે સાચા સિદ્ધાન્તને અને તત્ત્વને પામવાનું સામર્થ્ય કેળવે છે; કારણ કે એમની જિજ્ઞાસા શુદ્ધ હતી; એમની મનોવૃત્તિ સંસારની સમસ્ત વાસનાથી મુક્ત હતી; એમની શુભેચ્છા મન તથા ઈંદ્રિયોથી પારના પ્રદેશના પરમ સત્યને ઓળખીને અનુભવવાની હતી. અનેક દેવદેવતા રૂપે સૂક્ષ્મ વિશ્વમાં વિહાર કરતી, અને સ્થૂલ જગતનો દોરીસંચાર તથા નિયમન કરનારી એ શક્તિઓમાં પણ એમને વર્ગવિગ્રહ માલૂમ પડ્યો. મોટાનો આધાર નાનાંને હતો એટલું જ નહિ, પણ નાનાવિધ નાની શક્તિઓના બલિદાન અને ભોગ દ્વારા મોટી શક્તિઓ ગમે તેવી શુદ્ધ હોવા છતાં પણ પોતાની સત્તા વધાર્યા કરે છે, એવો એમને એમાં અનુભવ થયો. માનવસમાજમાં યજ્ઞકર્મને, દેવોને પ્રસન્ન કરવાને, કે એવા કોઈ બહાને દ્રવ્ય અને પશુઓનાં બલિદાન આપવાનું

મૂળ આવી જ વૃત્તિમાંથી ઉદ્‌ભવેલું છે; અને એ વિષયમાં મનુષ્ય તથા દેવ સમાન વૃત્તિવાળા છે, એમ તત્ત્વજ્ઞ ઋષિઓએ ઉપનિષદ્‌માં સ્વીકાર્યું છે.

વર્ગવિગ્રહ ઉપરાંત એક બીજી પણ બાંજગડ એમાં હતી; શુભ-અશુભ, પ્રેમી અને દ્વેષી, નિઃસ્વાર્થી અને સ્વાર્થી, દૈવી અને આસુરી એવા ત્રિગુણાત્મક ભેદ બધે દેખાયા. મનુષ્યથી માંડી સમસ્ત પદાર્થના જેવા જ એમાં ગુણદોષ સત્તા ભોગવે છે, એમ લાગવાથી નિર્ણય એ થયો કે એમાં જ્ઞાન અને અજ્ઞાનના વિભાગ છે, અને ગુણધર્મ પ્રમાણેના દૈવી તથા આસુરી વર્ગના કર્મવ્યવહાર ચાલ્યા કરે છે. તેમાં સત્વગુણ, રજોગુણ અને તમોગુણનો સર્વત્ર એક સરખો પ્રભાવ છે.

## ગુણોનું પરિવર્તન

પણ ગુણોનું પરિવર્તન જેમ મનુષ્યમાં થઈ શકે છે માણસ સારામાંથી ખરાબ કે ખરાબમાથી સારો બની શકે છે, તેમ એ ત્રણે ગુણો બધેય બદલાતા રહે છે. આજનો અસુર આવતી કાલે દેવ બની જાય છે; અત્યારનો રાક્ષસી સ્વભાવ પોતાના પાપકર્મનાં દુ:ખ ભોગવી પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત કરી પુણ્યપંથે વિચરનાર પરોપકારી દેવ બની શકે છે; અને રજોગુણ તથા તમોગુણના સ્વાર્થી, તેમજ સંહારક સ્વભાવમાંથી કોઈ ઉચ્ચ પ્રતિભાશાળી, નિ:સ્વાર્થી, લોકહિતસ્વી રામાવતાર પ્રકટી નીકળે છે.

## એક સત્તાની જિજ્ઞાસા

આ ગુણોનું, દૈવી આસુરી સ્વભાવનું, સ્થૂલ પંચતત્ત્વના જગતનું સૂક્ષ્મ દેવદેવતાનું, અને આવી રીતે આ પ્રકટ-અપ્રકટ, વ્યક્ત-

અવ્યક્ત, અથવા બીજ વૃક્ષના જેવી સમસ્ત વિશ્વની અવસ્થાનું કોઈ એક સ્થાયી, નિશ્ચલ, નિર્વિકારી અધિષ્ઠાન હોવું જોઈએ એવી જિજ્ઞાસા એમાંથી નીકળી આવી. આધાર વિના આધેય ટકી શકે નહિ, એ જોવા અંતઃકરણ અને ઇંદ્રિયોને એમણે શાંત કર્યાં; સ્થૂલ ઇંદ્રિયોનું મૂળ સૂક્ષ્મ ઇંદ્રિયો, સૂક્ષ્મ ઇંદ્રિયોનું મૂળ મન, અને એ મનોવૃત્તિનું મૂળ પણ આંતરિક જગતના દ્વૈત-વ્યાપાર સમું અંતઃકરણ-ચિત્ત, એનો નિરોધ કરવાનું સ્ફુરી આવ્યું. સરોવરની પાળોમાંથી ફુટી નીકળતી પ્રવાહધારાઓને રોકી રાખીએ, તો કશાં નદી નાળાં રહેતાં નથી: તેમ ચિત્તને રોકી રાખતી ઇંદ્રિયો, અને ઇંદ્રિયપ્રત્યક્ષ સંસાર કોણ જાણે ક્યાં લોપાઈ જાય છે કે એનું નામ નિશાન રહેતું નથી; એમણે ઇંદ્રિયોના ગોલકોને બંધ કર્યાં, શરીરને એ રીતે સ્થિર કર્યું, એટલે પ્રાણની-શ્વાસ-પ્રશ્વાસની ક્રિયાને પણ રોકી શકાય છે એવો અનુભવ થયો; અને આખા વૃક્ષનો સમાસ જેમ બીજમાં હોવા છતાં એમાં વૃક્ષ દેખાતું નથી. વ્યક્ત થતું નથી, તેમ આ સમસ્ત વિશ્વની ભાવનાઓ અંતરના ઊંડાણમાં ઉતરી પડી, લુપ્ત થાય છે એવી અવસ્થા ત્યાં સાંપડી; નિત્ય પ્રાપ્ત થતી સુષુપ્તિ સાથે એની સરખામણી કરી જોઈ, ત્યારે જણાયું કે એ બન્નેમાં મહાન અંતર છે; સુષુપ્તિમાંથી ઊઠતાં, ગાઢનિદ્રામાંથી જાગતાં આળસ, પ્રમાદ અને જગતની ઝંખના જ ચાલુ રહે છે, ત્યારે આ અવસ્થા, સ્થૂલ વિશ્વની જાગ્રત, સૂક્ષ્મ વિશ્વની સ્વપ્ન, અને એ બન્નેમાંથી નીકળી આવે છે, વૃક્ષની પેઠે ફુટી નીકળે છે ત્યારે એ બીજ-અથવા કારણ વિશ્વની સુષુપ્ત અવસ્થા કરતાં એ અવસ્થા કોઈ જુદી જ લાગી. આ ચોથી અવસ્થા એટલે તુરીયમાં, આ ત્રણેયના દોષ નથી; એમાં કશી દ્વૈતની, ગુણની, કર્મની, ચંચળતાની, કે દ્વંદ્વની સંતામણીની ગડમથલ નથી; એ છે એક, અલૌકિક, અવર્ણનીય, કેવલ, અનુભવગમ્ય. અને બુદ્ધિ એમાં રહેતી નથી તેથી

અવિતર્ક અને મનની કલ્પના પહોંચતી નથી તેથી નિર્વિકલ્પ. ઇંદ્રિયોનું વિષયદર્શનરૂપી, દ્રષ્ટા, દર્શન અને દૃશ્યના ભેદવાળું ત્રિપુટીનું દ્વૈત રહેતું નથી, તેથી એ અદ્વૈતતત્ત્વ છે એવો નિર્ણય એમાંથી જાગી ઉઠતાં એમને થયો. અને એ હતું જીવન—અનંત જીવન; મરણ નહીં.

એક બીજો અનુભવ પણ થયો; જાગ્રત તથા સ્વપ્નના વ્યવહારમાં પદાર્થો જુદા, એમની સત્તા જૂદી, એમનાં નામરૂપ જુદાં, અને તેની સાથે સાથે એ બધાં બદલાય એવાં છે, તેથી અસત્ છે; દૃશ્ય છે તેથી જડ અને પરપ્રકાશ્ય છે, ઉપરાંત ગુણકર્મના વિભાગ અને વિગ્રહવાળાં છે તેથી દુઃખમય છે, તેને બદલે આ તુરીય અવસ્થામાં અનુભવાતું તત્ત્વ જ્ઞાનની સમતાવાળું, સમાધિસ્વરૂપ, અસત્ નહીં પણ નિત્ય રહે તેવું સત્, જડ અને પરપ્રકાશ્ય નહીં પણ સ્વયં-પ્રકાશ્ય ચૈતન્ય-જ્ઞાન, તથા દુઃખ, દ્વેષ કે દ્વંદ્વ વગરનું એટલે કેવળ આનંદસ્વરૂપ જ છે, એવો સાક્ષાત્કાર એ અવસ્થામાં થયો.

### એક સત્તા જ પરમ સત્તા છે

આ અનુભવની પરાકાષ્ઠા નીવડી; જેટલું જેનું દ્વૈતની અનાસક્તિનું, ભોગના વૈરાગ્યનું, અને ધ્યાન માટે બાહ્ય વિષયી જગતના ત્યાગનું સામર્થ્ય, તેટલું તે અવસ્થામાં રહી શકાય એવું એમને લાગ્યું; એટલે સામાન્ય જનતાને માટે પણ એ જ માર્ગે પ્રયાણ કરે એવો વ્યવહાર ગોઠવાય તો દ્વંદ્વમાંથી મુક્તિના સ્વરૂપનો નિર્ણય થાય, એવી જીવનવ્યવહારની યોજના ઘડી કહાડી, એવાં વિધિનિષેધોનાં પુસ્તકો લખાયાં, પોતાનો અલૌકિક અનુભવ બહાર પાડ્યો, દ્વૈત અને દ્વૈતની ઉપાસનાઓનું સામર્થ્ય કેવળ ચિત્તનિરોધ સુધી છે એમ જાહેર કર્યું, અને અદ્વૈત જ સમસ્ત અનુભવની ટોચ છે, એ જ જ્ઞાનનો મુકુટમણિ છે, એવું અનુભવજન્ય જ્ઞાન ઉપદેશ્યું. જેવો

સુખી જીવને દુ એના જ અદષ્ટ પૂર્વપાપના પરિણામે નરકનિવાસ જેવા દુઃખના ખાડામા ધકકેલી મુકે ! અને આવુ આવુ પરિવર્તન કરે, એમા તુ શુ સમજે ? – આ તારૂં અજ્ઞાન છે, છોડ એ અજ્ઞાનને, અને તારા પુરોગામી પૂર્વજો, દિવ્ય પ્રતિભાસંપન્ન, અને સયમશીલ, આરા એક, અગમ્ય, અલૌકિક, તત્ત્વનો જ અનુભવ કરીને, એ જ અનુભવનો વારસો મૂકી જનાર ઋષિઓને પગલે ચાલ, એમના ઉપદેશ પ્રમાણે જીવન જીવ, અને પછી જો કે તુ પોતે મરણ નથી, ક્ષુદ્ર પાર્થિવ જીવન નથી, પણ અનન્ત સત્ છે, સદોદિત ચિત્ છે, સ્વસ્થ આનન્દ છે–સચ્ચિદાનન્દ છે જીવન–મરણના દ્વદ્વ નહિ, પણ એક–એટલે એની કલ્પના વગરનું પરમતત્ત્વ છે, એ નિશ્ચય રાખ, મરણનો, વિનાશનો, પ્રકટ–અપ્રકટનો મોહ છોડી દે ! એ જ તારૂં સ્વરૂપ છે, તે જ તુ છે, तत्त्वमसि !"

વાચક ! તૈત્તરીય ઉપનિષદમા ઋષિ કહે છે કે આ ઉત્પત્તિ, સ્થિતિ અને લય માત્ર એક જ પરમતત્ત્વમા છે, એ ત્રિપુટિ તો આભાસ માત્ર મિથ્યા છે, મન તથા ઇન્દ્રિયનો જ વિષય છે, જ્ઞાનનો નહીં, માટે તુ એ તત્ ની જ ભાવના દઢ રાખ, જો સાભળ, ઋષિ કહે છે કે જન્મ, સ્થિતિ કે મરણમા પણ આપણે રહીએ છીએ એક જ તત્ત્વમા—

यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तद्ब्रह्म इति ।

અર્થ —જેમાથી ખરેખર આ બધા ભૂત ( પ્રાણી પદાર્થ ) જન્મ પામે છે, જન્મ પામીને એમા જ ( એના આશ્રયે ) જીવે છે, અને અતે પાછા વળીને એમા જ પ્રવેશ કરે છે, એને જ ખાસ જાણવાની ઇચ્છા કર, એ જ બ્રહ્મ છે ! !

* * *

પરમકૃપાળુ ગુરુદેવ, આપણી સૌની આવી જિજ્ઞાસાવૃત્તિ કેળવે, સતેજ બનાવે અને એ જિજ્ઞાસાને તૃપ્ત કરે !

  

  



(ઓગસ્ટ ૧૯૪૨)

ઘરેણુંના આકાર બનાવી કડું, કલ્લાં, માળા, બંગડી કે એવાં બીજા નામ આપે, પણ મૂળમાં તો ચાંદી અને સોનું લેઈએ જ. વ્યવહારને ખાતર એ ઘાટને આપણે જુદાં જુદાં નામ આપીએ, પણ જ્યાં એને લેવા વેચવાનો અને મૂલ્ય આંકવાનો સમય આવે ત્યારે બધ નામ ભૂલી જઈને લેવડદેવડમાં સોનું ચાંદી કેવાં છે, કેટલી કિંમતનં છે, શુદ્ધ છે કે અશુદ્ધ એવી જ વાતચીત થાય છે, અને આપણું સમસ્ત જ્ઞાન તે વખતે ચાંદી સોના વિના બીજું કશું દેખતું, સાંભળતું કે વિચારતું નથી.

એવી જ સ્થિતિ આ જગતની છે. વાણી જ્યારે જે બન્યું હોય કે જોયું હોય તેવુ જ કહે એને આપણે સત્ય કહીએ છીએ, પણ યથાર્થ ઘટનાથી વિપરીત બોલાય ત્યારે એ અસત્ય. આટલો વાચા સંબંધે આપણે સત્ય અસત્યનો વિચાર કરીએ, પણ એ વાણી તો એમની એમ, સત્ય કે અસત્યના ઉચ્ચારણમાં સાચી જ રહે છે– સત્ય જ રહે છે, અને એ રહે છે તેથી વાણીને જ સત્ય કહી શકાય, કારણ કે સત્ય કે અસત્ય વાણીનાં ફલ તો માનવી મનને સુખદુઃખ કે પાપ-પુણ્યના ભોગ આપીને નાશ પામે છે; રહે છે માત્ર, મનુષ્યના શરીરમાંથી પ્રાણ સાથે નીકળતી, જ્ઞાનપૂર્વક જીહ્વા ઇન્દ્રિયમાંથી સર્યા કરતી શબ્દધારા રૂપ સરસ્વતી-સનાતન અને સત્ય સ્વરૂપિણી બ્રહ્મશક્તિ. એ શબ્દધારા તો નિત્ય રહે છે તેથી એને સત્ય કહેવી કે નહિ?–એવો પ્રશ્ન પાછો ઉભો થાય છે; હવે એ વાણીનું મૂળ પ્રાણમાં છે; પ્રાણનું પ્રતીક બ્રહ્મા છે; અને જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી વાણી છે, અને પ્રાણનો પણ જ્યાં લય થાય છે, નરજાતિ વાચક બ્રહ્મા અને નારીજાતિ વાચક સરસ્વતી-વાચા એ બન્નેનો જાતિ, વર્ણ, તથા લિંગ–હીન અજાતિ બ્રહ્મમાં પ્રવેશ થાય છે, એટલે એ જે ઉત્પત્તિ વિનાશવાળા પોતાના મૂળતત્ત્વમાં પ્રવેશ કરે છે, એ પરમ વસ્તુને જ અહીં ઉપનિષદ્ સત્ય કહે છે; જગતમાં

અસત્ય વચનની સામે વપરાતો સત્ય બોલવાનો શબ્દ એ નિરપેક્ષ સત્ય નહીં, પણ સાપેક્ષક સત્ય છે; અને તેથી એને પરમ સત્ય તરીકે ઓળખાવી શકાય એમ નથી.

એ સત્ય એટલે મૂળ પરમ વસ્તુ; જ્યાં ઉપનિષદ્ કહે છે કે

**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।**
**आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥**

અર્થ—"જેમાંથી મનની સાથે વાણી પાછાં ફરે છે, તે બ્રહ્મના આનંદને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી."

મન તથા વાણી ત્યાંથી પાછાં ફરે, એટલે કે શાંત થઈને જ્યાં એની અંતરમાં શોધ કરવા જાય ત્યારે એનો મૂલ વસ્તુમાં લય થઈ જાય છે એવી એની મર્યાદા છે. બરફ પાણીનો પત્તો કહાડવા જાય, તો જેમ પોતે જ પાણી રૂપ બની જાય છે, તેમ મન વાણી ત્યાં પહોંચતાં જ પોતાના સ્વરૂપને ગુમાવીને પરમ, નિરપેક્ષ સત્યમાં ગળી જાય છે.

આવું એ પરમ સત્ય તે સત્ય, કે જેની સત્તાથી આખું વિશ્વ અસ્તિત્વ ભોગવે છે, અને જેની અચિંત્ય શક્તિ વડે આ વિશ્વમાં સત્ય અસત્યનાં દ્વંદ્વ ખેલ ખેલે છે. એ સત્ય સમજણ વગરનું કે જડ નથી; તેમજ એમાં જે બધી વ્યક્ત કહેવાતી દ્વૈતવાળી વિશ્વલીલા ખેલાય છે, એને ચલાવનાર, એમાં ચેતન પૂરનાર, કે એને જ્ઞાન આપનાર કોઈ બીજું ત્રીજું સત્ય નથી; એ સત્ય એક જ છે, અને તેથી એ જ જ્ઞાનરૂપ છે; એ સત્ય અને જ્ઞાન એક જ છે, એમ સમજાવવા માટે આગળ શબ્દ મૂક્યો છે અનન્ત, અર્થાત્ એ અન્તવિનાનું છે; જે અન્તવિનાનું હોય તે મર્યાદા કે

# પરમ સત્ય

તૈત્તિરીય ઉપનિષદ્ કહે છે કે "સત્યમ્, જ્ઞાનમ્, અનન્તમ્, બ્રહ્મ. બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે, સર્વવ્યાપક છે, સૌથી મહાન છે, કલ્પનાતીત છે, એવાં એવાં સ્વરૂપ બહુશ્રુતોએ" એને આપ્યાં ઉપનિષદો કહે છે; તે નિરંજન અમૃત અને ચેતન સ્વરૂપ છે: જડચેતન, અવ્યક્તવ્યક્ત, અપ્રકટ-પ્રકટ, તિરોભાવ આવિર્ભાવ, એવા બીજાંકુર ન્યાયની પેઠે અદૃશ્ય-દૃશ્ય જગતોમાં જે લોકલોકાન્તરરૂપી નામરૂપનાં મોજાં ઉછળે છે, તે બધાની પીઠ પાછળ એ સનાતન અને શાશ્વત છે. એના અધિષ્ઠાન તરીકે, મૂળ સ્વરૂપે એક પરમ સત્ય છે; અસ્તિત્વ છે; શાસ્ત્રોમાં એને પરમસત્તા કહે છે. ( સત્તા એટલે શક્તિ કે સામર્થ્ય નહીં, પણ અસ્તિત્વ અથવા હયાતી ) એ પરમ સત્તા જ જીવન, અને એ જીવન એ જ પરમ ચૈતન્ય. એ પરમ ચૈતન્યમાં જ્યારે વિશ્વ પ્રકટ થાય, દ્વૈતની રચના ખડી થાય, એકમાંથી અનેક આકાર-વિકાર પ્રતીત થાય, ત્યારે એમાં જે જીવનમરણ લાગે તેને આપણે વ્યક્ત-અવ્યક્ત તથા જડ ચેતનના મિશ્ર નામે ઓળખીએ છીએ. ઢંગોથી એ ઠીક વ્યવસ્થિતપણે સાથે કરે છે, તેથી એ જ સંસાર

છે; અને હમેશાં ગતિમાં રહે છે, ચાલ્યા જ કરે છે, માટે જગત નામ આપીએ છીએ. આથી એમ સમજાય છે કે સામાન્ય જીવભાવવાળું જીવન કે મરણભાવવાળું મૃત્યુ એ બન્ને દશાઓ એક જ અનંત જીવનનાં બે પાસાં છે; એક જ ઢાલની માત્ર બે બાજુઓ છે, અને એ બન્ને પાસાં જેવા જન્મ અને મૃત્યુના ખેલ દેખાડનાર કોઈ અજબ શક્તિ આપણી આસપાસ ખેલી રહી હોય એમ લાગે છે; ઋષિઓ આ બધા ખેલને કોઈ અનિર્વચનીય માયા–શક્તિના ગણાવી, એને મિથ્યા એટલે દ્વૈતાભાસવાળા છે એમ સમજાવી, એક મૂળભૂત વસ્તુને સત્ય, જ્ઞાન, અનંત અને બ્રહ્મ તરીકે ઓળખાવી વળગી રહેવાનું કહે છે.

દ્વંદ્વભણી દૃષ્ટિ કરીએ તો વિદ્યાની સામે અવિદ્યા, જ્ઞાનની સામે અજ્ઞાન, સુખની સામે દુઃખ, હર્ષની સામે શોક, જન્મની સામે મૃત્યુ, ઉત્પત્તિની સામે વિનાશ જાણે તૈયાર જ ઊભાં હોય અને એકના વિના બીજાનું અસ્તિત્વ જ ન હોય એમ સમજાય છે. વિચાર કરો કે અવિદ્યા ન હોય તો આપણે વિદ્યા કોને કહેવી? અજ્ઞાન ન હોય તો જ્ઞાન શેનું મેળવવું? દુઃખ ન હોય તો જે હોય એને કોની અપેક્ષાએ સુખ કહેવું! શોક ન ઘેરતો હોય તો કયા હર્ષમાં ઉછળવું? મૃત્યુ ન હોય તો નિત્ય એક જ આકારે અને નામે રહેવાની સ્થિતિને જન્મ કેમ કહેવાય? કશાનો નાશ ન દેખાય તો પછી ઉત્પત્તિ શામાંથી અને શાની સમજવી?

આવી આ દ્વંદ્વની માંડણી, ચણતર, ઘડતર કે ભાંગફોડ થયા કરે છે એ આપણે જોઈએ છીએ; અને તેથી જ પ્રશ્ન ઊઠે છે કે આ બધું કઈ વસ્તુમાં થાય છે? કુંભાર માટીમાંથી અવનવા આકાર બનાવે, અને વ્યવહાર માટે ઘડો, હાંલ્લું, કોડીઉં કે કુલડી એવાં નામ આપે, પણ એ બધાં માટી વિના શેમાંથી બનાવે? સોની ચાંદીસોનાનાં

ઘરેણાંના આકાર બનાવી કડું, કલ્લાં, માળા, બંગડી કે એવાં બીજાં નામ આપે, પણ મૂળમાં તો ચાંદી અને સોનું જોઈએ જ. વ્યવહારની ખાતર એ ધાટને આપણે જુદાં જુદાં નામ આપીએ, પણ જ્યારે એને લેવા વેચવાનો અને મૂલ્ય આંકવાનો સમય આવે ત્યારે બધાં નામ ભૂલી જઈને લેવડદેવડમાં સોનું ચાંદી કેવાં છે, કેટલી કિંમતનાં છે, શુદ્ધ છે કે અશુદ્ધ એવી જ વાતચીત થાય છે, અને આપણું સમસ્ત ધ્યાન તે વખતે ચાંદી સોના વિના બીજું કશું દેખતું, સાંભળતું કે વિચારતું નથી.

એવી જ સ્થિતિ આ જગતની છે. વાણી જ્યારે જે બન્યું હોય કે જોયું હોય તેવું જ કહે એને આપણે સત્ય કહીએ છીએ, પણ યથાર્થ ઘટનાથી વિપરીત બોલાય ત્યારે એ અસત્ય. આટલો વાચા સંબંધે આપણે સત્ય અસત્યનો વિચાર કરીએ, પણ એ વાણી તો એમની એમ, સત્ય કે અસત્યના ઉચ્ચારણમાં સાચી જ રહે છે–સત્ય જ રહે છે, અને એ રહે છે તેથી વાણીને જ સત્ય કહી શકાય, કારણ કે સત્ય કે અસત્ય વાણીનાં ફલ તો માનવી મનને સુખદુઃખ કે પાપ–પુણ્યના ભોગ આપીને નાશ પામે છે; રહે છે માત્ર, મનુષ્યના શરીરમાંથી પ્રાણ સાથે નીકળતી, જ્ઞાનપૂર્વક જીવ્હા ઇન્દ્રિયમાંથી સર્યા કરતી શબ્દધારા રૂપ સરસ્વતી–સનાતન અને સત્ય-સ્વરૂપિણી બ્રહ્મશક્તિ. એ શબ્દધારા તો નિત્ય રહે છે તેથી એને સત્ય કહેવી કે નહિ?–એવો પ્રશ્ન પાછો ઉભો થાય છે; હવે એ વાણીનું મૂળ પ્રાણમાં છે; પ્રાણનું પ્રતીક બ્રહ્મા છે; અને જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી વાણી છે, અને પ્રાણનો પણ જ્યાં લય થાય છે, નરજાતિ વાચક બ્રહ્મા અને નારીજાતિ વાચક સરસ્વતી-વાચા એ બન્નેનો જાતિ, વર્ણ, તથા લિંગ–હીન અજાતિ બ્રહ્મમાં પ્રવેશ થાય છે, એટલે એ જે ઉત્પત્તિ વિનાશવાળા પોતાના મૂળતત્ત્વમાં પ્રવેશ કરે છે, એ પરમ વસ્તુને જ અહીં ઉપનિષદ્ સત્ય કહે છે; જગતમાં

અસત્ય વચનની સામે વપરાતો સત્ય બોલવાનો શબ્દ એ નિરપેક્ષ સત્ય નહી, પણ સાપેક્ષક સત્ય છે, અને તેથી એને પરમ સત્ય તરીકે ઓળખાવી શકાય એમ નથી.

એ સત્ય એટલે મૂળ પરમ વસ્તુ, જ્યા ઉપનિષદ્ કહે છે કે

**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।**
**आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥**

અર્થ—" જેમાથી મનની સાથે વાણી પાછા ફરે છે, તે બ્રહ્મના આનદને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી "

મન તથા વાણી ત્યાથી પાછા ફરે, એટલે કે શાન્ત થઈને જ્યા એની અતરમા શોધ કરવા જાય ત્યારે એનો મૂળ વાસ્તુના લય થઈ જાય છે એવી એની મર્યાદા છે બરફ પાણીમાં પડતો ઓગળતા જાય, તો જેમ પોતે જ પાણી રૂપ બની જાય છે, તેમ મન વાણી ત્યા પહોચતા જ પોતાના સ્વરૂપને ગુમાવીને પરમ નિરપેક્ષ સત્યમા ગળી જાય છે

આવુ એ પરમ સત્ય તે સત્ય, કે જેની સત્તાથી આખુ વિશ્વ અસ્તિત્વ ભોગવે છે, અને જેની અચિત્ય શક્તિ વડે આ વિશ્વમા સત્ય અસત્યના દ્વદ્વ ખેલ ખેલે છે એ સત્ય ચૈતન્ય વગરનુ કે જડ નથી, તેમજ એમા જે બધી વ્યક્ત કરેલી દેખાતી વિશ્વની ખેલાય છે, એને ચલાવનાર, એમા ચેતન પૂરનાર, કે એને જ્ઞાન આપનાર કોઈ બીજુ ત્રીજુ સત્ય નથી, એ સત્ય એક જ છે, અને તેથી એ જ જ્ઞાનરૂપ છે, એ સત્ય અને જ્ઞાન એક જ છે, એમ સમજાવવા માટે આગળ શબ્દ મૂક્યો છે અનન્ત અર્થાત્ એ અન્તવિનાનું છે, જે અન્તવિનાનું હોય તે મર્યાદા

સીમા વગરનું હોય, અને એવું અમાપ અને અસીમ હોય તે એક જ હોય, તેથી સત્ય અને જ્ઞાન બે જુદાં જુદાં નહિ પણ એક જ છે; અને પરમ સત્યની સ્હામે જેમ કોઈ અસત્ય નથી, તેમ એ પરમ જ્ઞાન–ચૈતન્ય–પ્રકાશની સ્હામે કોઈ સાપેક્ષ ધર્મવાળું અજ્ઞાન, જડ, કે અંધ નથી. એ સત્ય, જ્ઞાન અને અનંત છે, તે બ્રહ્મ છે. એ જ એક માત્ર છે, એના વિના બીજાં વિરોધી ધર્મવાળા દેખાતાં સત્યાસત્યથી માંડી સમસ્ત દ્વંદ્વવ્યૂહ અસત્ અને જડ છે. એક કે બે જેવી ગણતરીવાળું હોય તે ત્યાં ન ટકી શકે તેવું સાપેક્ષક અને વિનાશી હોય છે; તેમ જ જ્યાં સુધી મન–વાણીની ગતિ પહોંચે, મનથી કલ્પના કરી શકાય કે વાણીથી વર્ણવી શકાય એટલી હદ સુધીનું જે હોય એ અંતવાળું અને જડ હોય છે.

જેવી રીતે બ્રહ્મ નિરપેક્ષ સત્ય છે, તેવી જ રીતે એ નિરપેક્ષ જ્ઞાન છે; જગતના પદાર્થોનાં જ્ઞાન અને અજ્ઞાન વિનાશી છે; દૃષ્ટાંત તરીકે અત્યારે મને ફારસી ભાષા ન આવડતી હોય તો એ ભાષાનું અજ્ઞાન મારામાં હોય છે. એ હું શીખી લઉં ત્યારે એ અજ્ઞાનનો નાશ થઈ જ્ઞાન પામું છું. વળી પાછું એ કાળે કરીને ભૂલી જાઉં, ત્યારે જ્ઞાન નાશ પામે છે, અને એનું અજ્ઞાન આવીને ઉભું રહે છે. આવી રીતે વિશ્વ અને વિશ્વના પદાર્થોનાં જ્ઞાન અને અજ્ઞાન નાશવાન છે. દ્વૈતની અપેક્ષા રાખીને વિષયને અધીન હોય છે, તેથી એ એક બીજાની અપેક્ષા રાખે છે. પણ આ પરમ સત્ય એવું નથી; ફારસી ભાષાનું મને અજ્ઞાન છે, ત્યારે પણ એ ભાષા હું નથી જાણતો એવા "અજ્ઞાનને હું ઓળખું છું." એવું જ્ઞાન તો મારામાં હોય છે જ; એ જ્ઞાન તો નિત્ય છે, કારણ કે જ્યારે ફારસી ભાષાનું જ્ઞાન થાય છે ત્યારે પણ મને જ્ઞાન હોય છે કે ફારસી ભાષાનું જ્ઞાન મારામાં છે "તેને હું ઓળખું છું." આવી રીતે જ્ઞાન તો એમનું [illegible] વિના સદૈવ હોય છે. વિષયોનાં જ્ઞાન તથા અજ્ઞાનની મારા

અંતઃકરણમાં સમજાણુ છે-જ્ઞાન છે, તે જ **પરમજ્ઞાન** છે, એ જ્ઞાન નિત્ય રહે છે, માટે સત્ય છે; દરેક અવસ્થામાં જેમનું તેમ અખંડ રહે છે, તેથી અનંત છે અને મારા સમસ્ત અસ્તિત્વને જાણનાર, ઓળખનાર, અનુભવનાર, અને નિરન્તર એક જ રૂપે રહીને લોક-લોકાન્તરના મારા જન્મ-જન્માન્તરનાં શરીરોમાં પણ મારી સાથે જ-અરે, મારું સ્વરૂપ બનીને જ રહેનાર છે; તેથી એ અત્યંત વિસ્તૃત છે અને એ જ બ્રહ્મ છે.

હું એ સત્ય, જ્ઞાન અનંત અને બ્રહ્મ ન હોઉં, તો આ સત્ય-અસત્ય, જ્ઞાન-અજ્ઞાન, મર્યાદિત કે અનંત, લઘુ કે બૃહત્-એવી દ્વંદ્વ સમૂહની લીલાની સાક્ષી પણ ક્યાથી આપુ? અને એ સાક્ષી આપુ છું, તે મારી ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને એવા ઇંદ્રિયસમૂહના પ્રમાણો વડે, એટલે કે એ દ્વારા મારા સ્વરૂપભૂત જ્ઞાનનાં કિરણો વડે; તેથી એમ સમજાય છે કે "હું" તો સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મ છું, અને જ્યારે મારા સ્વરૂપમાંથી-એકમાંથી બે કે અનેક બનું છું, અને બહિર્મુખ વૃત્તિ કે વ્યવહાર કરું છુ, ત્યારે આ દ્વૈતવ્યવહારનું ભાન થાય છે, તે વિના કદાપિ નહીં.

## પ્રકૃતિની અધીનતા

ત્યારે એ મૂળ સ્વરૂપે જ કેમ નથી રહી શકાતું? એ પરમ સત્નું જ અહોનિશ ભાન કેમ નથી રહેતું?-પ્રશ્ન વિકટ હશે, પણ અધ્યાત્મમાર્ગના પ્રવાસીને, આત્મસુધારણાના સુધારકને ઉત્તર વિકટ નહીં લાગે. અંતર્મુખ થાઓ તો જણાશે કે આપણા જ પૂર્વસંસ્કાર આપણને બળાત્કારે બહિર્મુખ બનાવે છે. શ્રી ભગવદ્ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણ કહે છે કેઃ—

• प्रकृतिंस्वामवष्टभ्य, विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ९-८

સીમા વગરનું હોય, અને એવું અમાપ અને અસીમ હોય તે એક જ હોય, તેથી સત્ય અને જ્ઞાન બે જુદાં જુદાં નહિ પણ એક જ છે; અને પરમ સત્યની સ્હામે જેમ કોઈ અસત્ય નથી, તેમ એ પરમ જ્ઞાન-ચૈતન્ય-પ્રકાશની સ્હામે કોઈ સાપેક્ષ ધર્મવાળું અજ્ઞાન, જડ, કે અંધ નથી. એ સત્ય, જ્ઞાન અને અનંત છે, તે બ્રહ્મ છે. એ જ એક માત્ર છે, એના વિના બીજાં વિરોધી ધર્મવાળા દેખાતાં સત્યાસત્યથી માંડી સમસ્ત દ્વંદ્વવ્યૂહ અસત્ અને જડ છે. એક કે બે જેવી ગણતરીવાળું હોય તે ત્યાં ન ટકી શકે તેવું સાપેક્ષક અને વિનાશી હોય છે; તેમ જ જ્યાં સુધી મન-વાણીની ગતિ પહોંચે, મનથી કલ્પના કરી શકાય કે વાણીથી વર્ણવી શકાય એટલી હદ સુધીનું જે હોય એ અંતવાળું અને જડ હોય છે.

જેવી રીતે બ્રહ્મ નિરપેક્ષ સત્ય છે, તેવી જ રીતે એ નિરપેક્ષ જ્ઞાન છે; જગતના પદાર્થોનાં જ્ઞાન અને અજ્ઞાન વિનાશી છે; દૃષ્ટાંત તરીકે અત્યારે મને ફારસી ભાષા ન આવડતી હોય તો એ ભાષાનું અજ્ઞાન મારામાં હોય છે. એ હું શીખી લઉં ત્યારે એ અજ્ઞાનનો નાશ થઈ જ્ઞાન પામું છું. વળી પાછું એ કાળે કરીને ભૂલી જાઉં, ત્યારે જ્ઞાન નાશ પામે છે, અને એનું અજ્ઞાન આવીને ઉભું રહે છે. આવી રીતે વિશ્વ અને વિશ્વના પદાર્થોનાં જ્ઞાન અને અજ્ઞાન નાશવાન છે. દ્વૈતની અપેક્ષા રાખીને વિષયને અધીન હોય છે, તેથી એ એક બીજાની અપેક્ષા રાખે છે. પણ આ પરમ સત્ય એવું નથી; ફારસી ભાષાનું મને **અજ્ઞાન** છે, ત્યારે પણ એ ભાષા હું નથી જાણતો એવા "અજ્ઞાનને હું ઓળખું છું." એવું **જ્ઞાન** તો મારામાં હોય છે જ; એ **જ્ઞાન** તો નિત્ય છે, કારણ કે જ્યારે ફારસી ભાષાનું જ્ઞાન થાય છે ત્યારે પણ મને જ્ઞાન હોય છે કે ફારસી ભાષાનું જ્ઞાન મારામાં છે "તેને હું ઓળખું છું." આવી રીતે **જ્ઞાન** તો એમનું એમ જ નિત્ય રહેલું હોય છે. વિષયોનાં જ્ઞાન તથા અજ્ઞાનની મારા

જન્મ સત્ય હોય તો મૃત્યુ અસત્ય છે; ઉત્પત્તિ સત્ય હોય તો વિનાશ અસત્ય છે, એમ આપણને લાગે છે; પણ ભગવાન કહે છે કે એ જે નિત્ય, પર બ્રહ્મ છે, એ તો નથી સત્ કે અસત્, એવા સાપેક્ષક ધર્મ જેમાં નથી, એ જ તમારું જ્ઞેય છે. એને ઓળખી લ્યો. એ જ જાણવા જેવું છે. સંસારનાં બીજાં જ્ઞાન વિનાશી છે. એક વિષયનું જ્ઞાન નાશ પામતાં પાછું એ જ વિષયનું અજ્ઞાન ઊભું થાય છે, અને એક જ કાળે અનેક વિષયોનું જ્ઞાન તો થતું જ નથી. એક વિષયનું જ્ઞાન હોય તેની સાથે કોઈ બીજા વિષયનું અજ્ઞાન ઊભું જ હોય છે, પણ એ વિષયજ્ઞાન તથા વિષયના અજ્ઞાનનું સાક્ષીજ્ઞાન જે મારું સ્વરૂપ છે, એ નિત્ય જ છે, એ જ જ્ઞેય-જાણવા જેવું છે. માટે એને જ જાણી લ્યો.

ભગવાન્ એ જ્ઞાનને જાણવાનું કહે છે. જન્મીને માનવદેહ ધરીને જો કાંઈ જ્ઞેય હોય તો એ પરબ્રહ્મ જ જ્ઞેય છે. એને જાણીને જ પ્રકૃતિનાં જ્ઞાન અજ્ઞાન કે સત્ય અસત્યના સાણસામાંથી છૂટી શકાય છે, અને પ્રકૃતિનું જોર પણ ક્યાં સુધી ચાલે? જ્યાં સુધી આ જ્ઞાન ન મેળવ્યું હોય ત્યાં સુધી. જ્યાં સુધી પરમ સત્ય ન ઓળખાય ત્યાં સુધી સત્ય-અસત્યને વળગવાની આસક્તિ રહે, જ્યાં સુધી પરમજ્ઞાનને ન પમાય, ત્યાં સુધી વિવિધ વિદ્યાઓના જ્ઞાનની ઊણપનું અજ્ઞાન અસંતોષ આપ્યા કરે, અને આમ જે અસત્ય અજ્ઞાન, અને અવિદ્યાની ઝંખના રહે, તે જ પ્રકૃતિની પરવશતા અને જીવની તૃષ્ણાજાળ.

આ પૂર્વસંસ્કાર તે જ આપણી જૂની, અનંત જન્મની પ્રકૃતિની પરાધીનતા. એ પૂર્વસંસ્કારમાં પરમજ્ઞાનને ન જાણવાનું આપણું અજ્ઞાન જ કારણભૂત છે, અને એ અજ્ઞાનને નિર્મૂળ ઉખેડી નાંખવા માટેનો પુરુષાર્થ જ માનવજીવનનું પરમ ધ્યેય છે.

**શબ્દાર્થ** :–પોતાની માયાનો આશ્રય કરીને, આ પ્રકૃતિને અધીન હોવાથી પરતંત્ર એવાં સમગ્ર ભૂતોને હું વારંવાર સર્જું છું.

પ્રાણીમાત્ર પોતાની પ્રકૃતિને વશ છે-અધીન છે. ત્રણ ગુણવાળી, જન્મમરણાદિ દ્વંદ્વવાળી કોઈ અચિંત્ય શક્તિને પરાધીન બનેલો આ પ્રાણીસમુદાય, પોતાની પરવશતાને લીધે ઉત્પત્તિ, સ્થિતિ અને લય ભોગવે છે. એમનો સ્વભાવ જ એવો છે કે મૂલ વસ્તુને તેઓ પકડી શકતાં નથી. એ સ્વભાવ, એ પ્રકૃતિ, એ વિકારી અવસ્થા, અથવા આ બદલાતા વિરોધી સ્વભાવના પંજામાંથી એ ન છૂટે, ત્યાં સુધી તો એમાં એ ફર્યાં જ કરે, અહીંથી તહીં ઊંઘે કે જાગે, જન્મે કે મરે, સુખી થાય કે દુઃખી, એમ દ્વંદ્વની ઘટમાળમાં નામ અને રૂપ બદલતાં અથડાયાં, ટીચાયાં અને રીબાયાં કરે.

ત્યારે એમાંથી છુટવાનો ઉપાય ? આ સત્ય—અસત્ય અને જ્ઞાન–અજ્ઞાનના ચક્રાવામાંથી નીકળી નાસવાનાં કાંઈ સાધન ? હા, છે અને ચોક્કસ છે. સાંભળો :—

**ज्ञेयंयत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।**
**अनादिमत्परं ब्रह्म, न सत्तन्नासदुच्यते ॥ १३-१२**

**શબ્દાર્થ** :—તને હું હવે જ્ઞેય એટલે જાણવા જેવું છે, તે સ્પષ્ટ–ચોક્ખેચોક્ખું કહીશ કે જેને જાણીને, જે જ્ઞાન પામીને મનુષ્ય અમૃત ભોગવે છે; તે અનાદિ **પરબ્રહ્મ** સત્ નથી, અસત્ પણ નથી એમ કહેવાય છે.

કેવી સુન્દર પ્રતિજ્ઞા? કેટલી સ્પષ્ટ વ્યાખ્યા? અને કેવું સુંદર સાધન! જેનાથી અમૃત મેળવાય–ભોગવાય, એટલે કે જે પામીને અમર થવાય, મૃત્યુનું મૃત્યુ થાય, અને મૃત્યુ ન રહે એટલે જન્મ જ શાનો?

આવી જ દશા મનુષ્યની છે જિજ્ઞાસુ, મુમુક્ષુ ભક્ત કે ઈશ્વર-પરાયણ મનુષ્યની સામે આ સમસ્ત વિશ્વ ખડુ છે વ્યવહારમા એક માથી જ અનેક નામરૂપે થએના પરમાત્મા વિધવિધ, ત્રિગુણાત્મક, ચિત્રવિચિત્ર શોભા ધારણ કરીને આપણી સમક્ષ ઊભા છે શરીર ધારણ કરીને ઉન્નતિ માટે એ બધા નામરૂપ સાથે આપણે વ્યવહાર કરવાનો છે પણ સાચો જિજ્ઞાસુ સસારના બધા પદાર્થોમા એક જ ભગવાન સચ્ચિદાનદરૂપે અનુસ્યૂત છે, માળાના મણકામા સૂતરના તાંતણાની પેઠે પરોવાયેલા છે, એમ ઓળખી નામરૂપના બાહ્ય ખોળાડ વરની કિંમત વ્યવહાર પૂરતી જ કરે છે, અને એના મૂળ સ્વરૂપ પરમાત્માની જ મુખ્ય કિંમત આકી એની સાથે જ પ્રીતિ કરે છે અતરમા સઘરવા લાયક ભગવાન જ છે, પણ ભગવાનના ચિત્રવિચિત્ર વેશ નથી એમ સમજી, નામરૂપમા જરા પણ આસક્ત થતા નથી એમની દૃષ્ટિ ઉપભોગ ભણી નહિ, પણ ઉપયોગ ભણી છે, એમને ભોગ નહિ પણ યોગ જોઈએ છીએ કારણ કે નામરૂપનો યોગ અને ભોગ બન્ને વિનાશી છે, ત્યારે ભગવાનનો ભોગ અને યોગ બન્ને નિત્ય, શાશ્વત, અને સનાતન છે એમ તેઓ સમજે છે, અને તેથી નામરૂપની કિંમત ન આકતા મૂળ વસ્તુ પરમાત્માને જ અમૂલ્ય ગણીને ઉપાસે છે

બીજો વર્ગ મૂળ વસ્તુને મુખ્ય ન માનતા નામરૂપના ઘાટમા મોહી પડે છે, મુખ્ય વસ્તુ પરમાત્માને ગૌણ માને છે અને ખોટી શોભા, નકલી સૌંદર્ય, અને નાશવાન ચમત્કારને જ સઘરી રાખવા જેવા માની, એની પાછળ મરી ફીટે છે, એમને મન બાહ્ય શોભાની કિંમત મુખ્ય છે, નામરૂપની પાછળના અધિષ્ઠાનસ્વરૂપ પરમાત્માની કિંમત એમને સૂઝતી નથી, નિત્યને ગૌણ બનાવી અનિત્ય દેખાતી ભભકદાર ઝનકને મુખ્ય માની એમા જ મનને પરોવી રાખે છે, એના મોહમા મરે છે, અને પોતે જ ગૂથેલી મમતાની જાળમા પોતે જ ફસાઈ–ગૂંચાઈ જાય છે આ બે વર્ગના મનુષ્યોને શ્રી ભગવદ્ગીતા દૈવી આસુરી વિભાગમા

## આપણું મૂલ્યાંકન

ઉપર કહ્યું તેમ ઘરેણાંની કિંમત આંકતી વખતે જેમ સોના ચાંદીના શુદ્ધાશુદ્ધ સ્વરૂપ ઉપર આપણી બધી મનોવૃત્તિઓ એકાગ્ર થાય છે; તે વખતે ઘરેણાંનો આકાર, ઘાટ, કે શોભાની ગણતરી ખાસ ધ્યાનમાં આવતી નથી, તેવી જ રીતે જો સંસારમાં સંસારના ઘાટ જેવાં નામરૂપને ગૌણ સમજી એનાં કારણસ્વરૂપ પરમસત્યનું મૂલ્યાંકન કરીને જીવન વીતાડવામાં આવે તો અસંતોષ અને અતૃપ્તિ નિર્મૂળ થાય એમાં સંશય નથી.

આપણી સામે બે વસ્તુઓ છે. પ્રત્યેક પ્રાણી પદાર્થનાં નામરૂપ અને એનો આકાર અને વ્યવહાર કરવા માટે એનું પાડેલું નામ. ઘરેણાંનું મૂલ્ય બે રીતે થાય છે; એક એના શુદ્ધ સુવર્ણનું, અને બીજું એના ઘાટનું. એ બન્નેની કિંમત પ્રમાણે આપણને એના ઉપર મમત્વ બંધાય છે. ખરીદતી વખતે પોતપોતાની શક્તિ પ્રમાણે પ્રથમ સુવર્ણની કિંમત થાય છે, અને પછી સ્વભાવ પ્રમાણે ઘાટની શોભાની કિંમત અંકાય છે. કેટલાક સુવર્ણને મુખ્ય માને છે તો કેટલાક ઘાટને.

મનુષ્યો બે પ્રકારનાં હોય છે. અલંકાર ખરીદવામાં બે દૃષ્ટિ હોય છે; એક વર્ગ સુવર્ણને સંઘરવાની દૃષ્ટિને મુખ્ય રાખીને દાગીના વસાવે છે; એમના મનમાં ઘાટ, આકાર, ને શોભા ગૌણ હોય છે. બીજો વર્ગ સુવર્ણનો વિચાર ન કરતાં ઘાટ–આકારની શોભામાં મુગ્ધ હોય છે, તેઓ સુવર્ણની શુદ્ધિ અશુદ્ધિનો વિચાર ન કરતાં કેવળ એના બાહ્ય સૌંદર્ય ઉપર મુગ્ધ થાય છે. તેઓ સુવર્ણની શુદ્ધિને ગૌણ માનીને ઘાટની શોભાને મુખ્ય માને છે. બીજા વર્ગમાં એવા પણ રૂપાસક્ત હોય છે, કે સાચા સુવર્ણને બદલે નકલી સુવર્ણથી નિભાવી લઈ બાહ્ય સૌંદર્યના મોહમાં ઘરેણાંનાં ઘાટને જ મુખ્ય ગણે છે.

આવી જ દશા મનુષ્યની છે. જિજ્ઞાસુ, મુમુક્ષુ, ભક્ત કે ઈશ્વર-પરાયણ મનુષ્યની સામે આ સમસ્ત વિશ્વ ખડું છે વ્યવહારમાં એક-માંથી જ અનેક નામરૂપે થયેલા પરમાત્મા વિધવિધ, ત્રિગુણાત્મક, ચિત્રવિચિત્ર શોભા ધારણ કરીને આપણી સમક્ષ ઊભા છે. શરીર ધારણ કરીને ઉન્નતિ માટે એ બધાં નામરૂપ સાથે આપણે વ્યવહાર કરવાનો છે. પણ સાચો જિજ્ઞાસુ સંસારના બધા પદાર્થોમાં એક જ ભગવાન સચ્ચિદાનંદરૂપે અનુસ્યૂત છે, માળાના મણકામાં સૂતરના તાંતણાની પેઠે પરોવાયેલા છે, એમ ઓળખી નામરૂપના બાહ્યાડંબરની કિંમત વ્યવહાર પૂરતી જ કરે છે; અને એના મૂળ સ્વરૂપ પરમાત્માની જ મુખ્ય કિંમત આંકી એની સાથે જ પ્રીતિ કરે છે; અંતરમાં સંઘરવા લાયક ભગવાન જ છે, પણ ભગવાનના ચિત્રવિચિત્ર વેશ નથી એમ સમજી, નામરૂપમાં જરા પણ આસક્ત થતા નથી. એમની દૃષ્ટિ ઉપભોગ ભણી નહિ, પણ ઉપયોગ ભણી છે; એમને ભોગ નહિ પણ યોગ જોઈએ છીએ. કારણ કે નામરૂપનો યોગ અને ભોગ બન્ને વિનાશી છે, ત્યારે ભગવાનનો ભોગ અને યોગ બન્ને નિત્ય, શાશ્વત, અને સનાતન છે એમ તેઓ સમજે છે, અને તેથી નામરૂપની કિંમત ન આંકતાં મૂલ વસ્તુ પરમાત્માને જ અમૂલ્ય ગણીને ઉપાસે છે.

બીજો વર્ગ મૂળ વસ્તુને મુખ્ય ન માનતાં નામરૂપના ઘાટમાં મોહી પડે છે, મુખ્ય વસ્તુ પરમાત્માને ગૌણ માને છે અને ખોટી શોભા, નકલી-સૌંદર્ય, અને નાશવાન ચમત્કારને જ સંઘરી રાખવા જેવાં માની, એની પાછળ મરી ફીટે છે; એમને મન બાહ્ય શોભાની કિંમત મુખ્ય છે; નામરૂપની પાછળના અધિષ્ઠાનસ્વરૂપ પરમાત્માની કિંમત એમને સૂઝતી નથી; નિત્યને ગૌણ બનાવી અનિત્ય દેખાતી ભભકદાર ઝલકને મુખ્ય માની એમાં જ મનને પરોવી રાખે છે; એના મોહમાં મરે છે, અને પોતે જ ગૂંથેલી મમતાની જાળમાં પોતે જ ફસાઈ–બંધાઈ જાય છે. આ બે વર્ગના મનુષ્યોને શ્રી ભગવદ્ગીતા દૈવી આસુરી વિભાગમાં

વહેંચી નાંખે છે; અને દેવી જીવાત્માઓ જ સંસારમાં પરમાત્મા અને માયામાંથી પરમાત્માને જ નિત્ય વસ્તુ માની, એને જ અમૂલ્ય પદાર્થ ગણી, એની કીમત જ મનમાં નક્કી કરી, અનિત્ય માયાવશ નામરૂપ પદાર્થોને કોડી જેવા ગણી એમાં ફસાતા નથી એમ કહે છે. આસુરી જીવાત્માઓને પરમાત્માના અમૂલ્ય મૂલ્યનું ભાન જ હોતું નથી તેથી નામરૂપની બાહ્ય શોભામાં મુગ્ધ બની માયાની જ કિંમત મુખ્ય ગણે છે, અને એમાં જ રમ્યા કરે છે.

## સત્ય દર્શન

પરમ સત્ય જ સૌનું અધિષ્ઠાન છે, મન તથા ઇંદ્રિયોથી એ ઓળખી શકાય એવું નથી. મનની કલ્પનામાં એ ન આવે, કાન એને સાંભળી ન શકે, ત્વચા સ્પર્શ ન કરી શકે, આંખ જોઈ ન શકે, જીભથી એ ચાખી ન શકાય કે નાસિકાથી એ સૂંઘી પણ ન શકાય, પરંતુ જે મૂળ વસ્તુમાંથી આ નાનાવિધ સંસારરૂપી સંગ્રહસ્થાનના પદાર્થોની ભાંજઘડ થાય છે, એ પરમ સત્ય તો એમનું એમ જ રહે છે. ઘરેણાંની બાંગફોડમાં જેવી રીતે સોનું જેમનું તેમ જ રહે છે, તેમ પદાર્થોના ઉત્પત્તિલયમાં, પરમ સત્ય જેવું ને તેવું જ, સૌના સ્વ-રૂપે, ચૈતન્યમય, અનન્ત, અને નિર્વિકાર રહે છે.

મનુષ્ય પીડાય છે, અને દુઃખી થાય છે કેવલ આ પરમ સત્યના અજ્ઞાનથી. એ પરમ સત્ય એનું પોતાનું સ્વ-છે; એનું પોત છે. પોતે પોતાના પોતને પોતા વડે જ ઓળખી શકાય; બીજા કશાથી નહિ, એમ બધા શાસ્ત્રો કહે છે. એને ઓળખવું, જાણવું, એટલે જ એ મેળવવું અને એજ સત્યપ્રાપ્તિ.

જે એક છે એમાં તો કશી વિવિધતા જેવાની નથી; જ્યાં નામરૂપ નથી, ત્યાં તો કશાં મોહ-મમત્વ નથી; જ્યાં દાન-પરમદાન જ છે.

ત્યાં કશા અજ્ઞાનનો નાશ કરવાનો નથી; પરમ સત્યમાં અસત્ય જ નથી. તેથી જ ત્યાં કશા અસત્યનો ઉચ્છેદ કરવાનો નથી. એક જ અનન્ત–અસીમ–છેડા–માપ વિનાનું બધે છે–બૃહત્ છે–બ્રહ્મ છે, એમાંથી કશી લઘુતા કે પામરતા મારવાની કે કહાડવાની નથી.

જ્યાં અસત્ય ભાસે છે, ત્યાં સત્ય દર્શન કરો; જ્યાં અજ્ઞાન જણાય છે, ત્યાં જ્ઞાનચક્ષુ ઉઘાડો; જ્યાં નાનાપના વાડાઓ અને સીમાઓમાં અટવાઈ પડાય છે, ત્યાં જ એ સીમાઓ કે મર્યાદાઓ તોડી અનંતમાં ઉતરી પડો, અને જ્યાં પામરતા, લઘુતા કે અલ્પજ્ઞતા સતાવે છે, ત્યાં જ બ્રહ્મમાં ભળી–ગળી જઈ, બ્રહ્મવિદ્ બનો એ જ ખરો પુરુષાર્થ છે.

ભગવાન શ્રીકૃષ્ણ એને માટે આ પ્રમાણે આજ્ઞા કરે છે.–

**यदाभूत पृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं, ब्रह्म सपद्यते तदा (१३-३०)**

અર્થઃ–જ્યારે (મનુષ્ય) પ્રાણી–પદાર્થ માત્રની જૂદી જૂદી સત્તાને એકમાં રહેલી તથા તેમાંથી જ વિસ્તારેલી અનુભવે છે, ત્યારે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

પરમ સત્ય, પરમ જ્ઞાન, અસીમ, અનંત, અને વિસ્તૃત બ્રહ્મમાં જ આ બધો દ્વિધાભાવ, દ્વૈતપદાર્થ, અને ત્રિગુણાત્મક સંસાર અસત્ય છતાં સત્ય જેવો ભાસ્યા કરે છે–સર્યા કરે છે, અને એમ હોવાથી અજ્ઞાની માનવીય દૃષ્ટિ એ પરમ સત્યને ન જોતાં વ્યવહારમાં સત્ય અસત્યનાં ખોટા જોડકાં ઊભાં કરે છે. જ્ઞાન અજ્ઞાનનાં અજવાળાં–અંધારામાં અથડાય છે, દેશવિદેશ અને લોકલોકાન્તરની સીમાઓ બાંધીને પોતે જ એમાં કેદી બને છે, ન્હાના મોટાના ભેદ ઊભા કરીને પામરતાના પાષાણ તળે છુંદાઈ મરે છે. આવાં

અસત્ય, અજ્ઞાન, મર્યાદિત અને લઘુત્વનાં બંધનોને તોડવાનું ભગવાન કહે છે–કહે છે નહિ આજ્ઞા કરે છે. એ સ્વમુખે આદેશ કરે છે કે:–બધા પૃથક્ ભાવ મનની કલ્પના છે, હમારી ઇન્દ્રિયોની છેતરપીંડી છે. એ પૃથક્‌ભાવમાં, એ અનેકતામાં એકનું દર્શન કરો, એક સત્તા–એક જ સત્યનો અનુભવ કરો. વિવિધતા અને વિચિત્રતાના મોહને મારી હઠાવો. એક જ બ્રહ્મ બધે વિસ્તારથી ભર્યું પડ્યું છે. તમે તરંગ બનો કે બુદ્‌બુદ્, પણ તમે જ છો તો સર્વત્ર જલ, જલ અને જલ વિના બીજું કાંઈ છે જ નહિ. એમાં કશી ભ્રાંતિ નથી. અનેકત્વમાં એકત્વ જુઓ, એકત્વમાં તો જોનાર–જોવાનું છે જ નહિ. અને તેથી જ ઋષિઓ સાધન સમજાવે છે, કે આ દેહથી થતા સમસ્ત વ્યવહારમાં, જ્યાં જ્યાં અસત્ય–સત્ય, અજ્ઞાન–જ્ઞાન, અંતવાન્–અનંત, કે અલ્પ આવરણો આવી પડે, ત્યાં બધે એક જ સત્ય, એક જ જ્ઞાન, એક જ અનંત, એક જ બ્રહ્મનું દર્શન કરો, એ જ સર્વોત્કૃષ્ટ સાધન છે. તમે એક જ છો, પરમ સત્ય છો, નિરપેક્ષ બ્રહ્મ છો, એ નિઃશંક તત્ત્વ અને સિદ્ધાન્તનો અનુભવ કરો, અને આ એકની સામે મોરચો માંડીને લડવા ઊભા રહેલાં દ્વંદ્વોથી મુક્ત થાઓ, એ જ માનવજીવનનું ધ્યેય. એની પ્રાપ્તિ સુધી જ પુરુષાર્થ, એનાં દર્શન સુધી જ દૃષ્ટિની ઝંખના!

* * *

પરમાત્મા આપણને સૌને सत्यंज्ञानमनन्तं ब्रह्मप्राप्तिના સાચા અધિકારી બનાવે !

ૐ ૐ ૐ

ૐ ૐ

ૐ

(સપ્ટેમ્બર ૧૯૪૨)

૮

## આ તે મનુષ્ય કે—?

પૃથ્વીના ખંડેખંડે પ્રલયનો અગ્નિ વરસી રહ્યો છે; યુરપ અને એશિયા, અમેરિકા તથા આફ્રિકા અને પાંચમા ખંડ જેવા ઓસ્ટ્રેલિયામાં માનવજગત રણુરાંસણું બન્યું છે ! અરે લોહીતરસ્યુ બન્યુ છે. અને શું સમુદ્રને શાન્તિ સાચવવા દીધી છે? ખંડેખંડની ચોકી કરતો, ચોમેર મોજાં ઉછાળીને મનુષ્યને એનું જીવન એના અસંખ્ય તરંગમાંના એક જેવું ન્હાનકડું મોજું જ છે એવું ભાન કરાવતો, અને પૃથ્વીના બે તૃતીયાંશ ભાગ ઉપર લ્હેરો મારતો એ સાગરરાજ પણ મનુષ્યની યુદ્ધલીલામાં સપડાઈ રહ્યો છે !

પ્રચંડ આકાશમાં ઘણીવાર તારાઓ ખરે છે, અને ખરી ખરીને ક્યાંના ક્યાંયે સંતાઈ જાય છે; ગયા; હમેશને માટે ક્યાંક અગોચર થયા; માનવદૃષ્ટિથી દૂર દૂર અગમ્યમાં ઊતરી પડ્યા ! એ પણ લડતા હશે નહિ વારુ? એમનાં યે યુદ્ધ ખેલાતાં હશે; ત્યાં પણ ચડસાચડસી હશે; નાના મોટાના, સારા નરસાના રાગદ્વેષ હશે ! પૂછીએ જ્યોતિષીને તો કહેશે કે, હા, ગ્રહને પણ સ્વભાવગુણ છે. અને એટલા

પ્રભાવશાલી એ છે કે પૃથ્વી પરના માનવીને કે દેવદેવતાને પણ એ પોતાને વશ વર્તાવી રહ્યા છે ! આવું એ તારામંડળનું પણ યુદ્ધ !

દશે દિશામાં વાયુ દોડે છે; એમની પણ જાણે સરત ચાલતી હોય; ઊંચે આકાશમાં અને નીચે પૃથ્વી ઉપર, ગરમ અને ઠંડા, ચોકખાં કે ધૂળના વંટોળીયાનાં એ તોફાન જમાવે છે ! વર્ષાઋતુમાં તો સમુદ્રનાં જલને ઊંચે ઉરાડી, આકાશમાં એના ગોટેગોટા ફેરવી, વાદળાંને આમથી તેમ રમાડી ઘૂમાવી, વીજળીના ગડગડાટ અને વાદળાંના તડફડાટમાંથી પાણીની રેલમછેલ કરી મૂકે છે; પૃથ્વીની તરસ છીપાવે છે; સમસ્ત પ્રાણી વર્ગને પોષણ આપવા અન્ન ઉપજાવે છે ! સાથે જ સંહાર ! અને સંહાર તેવું જ સર્જન ! એક ક્ષણની પણ શાંતિ નહીં; આખું વર્ષ એને વહ્યા જ કરવાનું ! બ્રહ્માંડ વીંઝતા એ વાયુઓમાં પણ યુદ્ધ ચાલતું હશે નહિ વારુ ? એમાં યે હારજીતની સરત બોલાતી હશે ! ત્યાં રાગદ્વેષ અને તુફાનના ઝંઝાવાત !

સમુદ્રમાં અસંખ્ય કોટિ જીવો છે; રાક્ષસી શરીરનાં મગર, માછલાં અને બીજાં પૃથ્વી પર પણ ન હોય એવાં—ન કલ્પી શકાય એવાં પ્રાણીઓની એમાં દોડાદોડ થયા કરે છે ! એકની પાછળ બીજું એમાં લાગ્યું જ પડ્યું છે ! પોતાની જાતનો જ આહાર કરીને જીવન ટકાવી રાખનાર વર્ગ એમાં બહુ મોટો છે. સૌને પોતાની હયાતી–શરીરનું જીવન નિભાવવું છે; અને નિભાવીને જીવવું છે, મુક્ત વિહાર કરવો છે એટલું જ નહિ, પણ સ્વતંત્ર અને સત્તાધીશ થવા બીજાને મારવાં, ડરાવવાં, નસાડવાં અને નિર્મૂળ કરવાં છે ! એમાં યે રાગદ્વેષ, ત્યાં પણ યુદ્ધ, અને એ જ સંહાર અને સર્જન; જન્મમૃત્યુની ઘટમાલ ! ક્ષણમાત્રની પણ શાંતિ નહીં !

અને આ પૃથ્વી ઉપરની તો વાત જ શી કરવી ! વનવાસી પશુઓ અને પક્ષીઓ, જંતુઓ અને કીટપતંગો, અસંખ્ય નાનાં મોટાં

પ્રાણધારીઓનું આ એક જબરદસ્ત સંગ્રહસ્થાન છે! કોણ કરે એમનું વસ્તીપત્રક! માણસ માણસની ગણતરી કરે, વર્ણભેદ અને વર્ગભેદના વાડા બાંધે, સ્પર્ધામાં ઉછળી ઉછળીને સમ્રાટ્ કે સ્વરાટ્ થવાના ધમપછાડા કરે–ત્યારે એ પશુઓ એનાથી વંચિત હશે?

ના; એકને બીજાનો ભય–જન્મજાત ભય લાગુ જ છે! એકની ઉપર બીજાનો અંકુશ હમેશાં સવાર થઈ ને પાછળ પડેલો છે; એમને જીવવું છે, ખાવુપીવું છે, વંશવૃદ્ધિ કરવી છે! દેહરક્ષા કરવી છે અને ગુફા કે કોતર, ઝાડનાં પોલાણ કે ઓથ, માળા કે દર, શોધી કે બનાવીને એમને પણ પોતાની વસતી, હયાતી ટકાવવાં છે. જીવન એમનેય વહાલું છે; મરવું નથી, પણ પોતાને જીવવું છે, વધવું છે, સુખી અને સુરક્ષિત રહેવું છે, તેથી બીજાંને મારવાં છે; દુર્બલને દબાવવાં છે ને સબળથી બચવું છે; ત્યાં પણ ભય અને રક્ષણનાં બંધન છે; જીવન—સંગ્રામ છે, જીવન એ યુદ્ધ જ છે, બીજું કાંઈ નહિ, એવું એ પણ આપણને જાણે શીખવતાં જ હોય નહિ!

અને આપણે ત્યારે કેવા? આપણે એટલે પોતપોતાના સાડાત્રણ હાથની ઊંચાઈના, હાલતાં ચાલતાં જીવવા માટે જ મથતા, અને આ આખા બ્રહ્માંડમાં ચાલતા વર્ગવિગ્રહની જ આ પૃથ્વી ઉપર નકલ કરતા માનવ દેહધારીઓ—તે કેવા છીએ?

કૈંક જૂદા છીએ ખરા! તત્ત્વો, પશુપક્ષીઓ, કે કીટપતંગો સ્વભાવપ્રેર્યાં જીવવા મથે છે; જેવી પ્રેરણા તેવું કર્મ; સુખદુઃખના દ્વંદ્વમાંથી છૂટવાનો નહિ પ્રયત્ન કે નહિ ઈચ્છા; ક્ષણિક સુખની આશા, અને તાત્કાલિક દુઃખની નિવૃત્તિનો પ્રયત્ન એ એમની જીવનકર્મની રડારોળ; એમાં જ જીવનની સમાપ્તિ. જાગે ત્યાંસુધી દેહપોષણની મહેનત; વંશવૃદ્ધિની ઈચ્છા; અને શરીરરક્ષાનો ભય; આમ દેહપોષણ માટે આહાર,

વંશવૃદ્ધિ માટે વિષયભોગ, અને શરીર રક્ષા માટેનો ભય-એ ત્રિવિધ ધર્મમાં એમનું જાગ્રત જીવન સમાપ્ત થાય; અને થાકે ત્યારે નિદ્રા; આવા આહાર, નિદ્રા, ભય, અને વંશવૃદ્ધિના ચતુર્વિધ સ્વભાવમાં જ એમના જીવનધર્મની પૂર્ણાહુતિ!

અને આ મનુષ્ય કેવો છે? કંઇયે વિશેષતા છે કે નહિ?—છે; એનામાં વિચારશક્તિ છે; સારૂં નરસું સમજી શકે છે! દૂરગ્ર દેશી છે; કર્મ અને કર્મનાં ફલ જાણી શકે છે! આગામી દુઃખ અને ભૂતકાળનાં સુખને ઓળખી વિચારીને કર્મ કરી શકે છે, એ પોતાનો ઇતિહાસ સંભારી રાખે છે, વંશવારસ માટે ઈતિહાસ રચી જાય છે, પ્રત્યેક પ્રાણી-પદાર્થનાં જીવનમાંથી ઉપદેશ લઈ શકે છે બુદ્ધિની પરાકાષ્ટાએ પહોંચીને જીવનની અવનની શોધ કરે છે, અને સૌથી શ્રેષ્ઠ હોવાનો દાવો કરી શકે છે.

પણ આથી શું એની માનવતા નક્કી કરી શકાશે! પાછલો ઈતિહાસ તપાસો, અત્યાર સુધીના માનવસંસ્કૃતિના વહીવંચા વ્યાસ તો કહી ગયા છે, કે એણે ય અસંખ્ય યુદ્ધો ખેલ્યાં છે, એનામાં પણ પશુ જેવાં, ઇતર પ્રાણીઓ જેવાં જ આહાર, નિદ્રા, ભય અને વંશવાસના છે. પૃથ્વીપરની જૂનામાં જૂની પ્રજાઓએ, ગ્રીક અને રોમન, આર્ય અને અનાર્ય, કે એવી બધી પ્રજાઓએ પોતપોતાના મનસ્વી ધર્મોને વશવર્તી બની સારાં માઠાં કર્મોનાં ફળ ભોગવી, આપણને એવો જ ઇતિહાસ પૂરો પડયો છે, કે એમાંયે વર્ગ, વર્ણ અને વિગ્રહની વાડાબંધીઓ હતી. ઊંચા નીચાના, ન્હાના મોટાના, સ્ત્રી પુરૂષના, સત્તા ને હીણપદના, રાજા અને પ્રજાના, રાજ્ય રાજ્યના અતૂટ ભેદો હતા. કોઈ હિંસક તો કોઈ અહિંસક, કોઈ ઘાતક તો કોઈ રક્ષક, કોઈ પોષક તો કોઈ શોષક, કોઈ પાલક તો કોઈ ભક્ષક, એમ એમણે પણ કાળાં ધોળાં ક્યાં જ કર્યાં છે.

ત્યારે એનો સાર શું ? સાર એ જ કે એમનો ઇતિહાસ આપણને તપાસી જોવા મળે છે. એમને ય સુખદુઃખ હતાં, માન અપમાન હતાં, હાર જીત હતી, રાગ દ્વેષ હતા. જેઓ એ દ્વંદ્વમાં જ રમ્યા કર્યા છે, તેમને શાંતિ નહોતી, એવાઓને યુદ્ધમાં જ ખપી જવું પડ્યું. પૃથ્વી પરના શરીરને પૃથ્વી પર જ છોડી દઈ ને હતા ન હતા થઈ ગયા, મૂકી ગયા આપણે માટે જો લઈ શકાય તો એમની જીવનશ્રેણીમાંથી અમોઘ અને અમૂલ્ય ઉપદેશસામગ્રી. એમનાં કર્મધર્મ, એમનાં જ્ઞાનઅજ્ઞાન કે વિજ્ઞાન, એમના જીવનદીપનાં અજવાળાં કે મૃત્યુનાં અંધારાં, આપણી સામે અત્યારેય જાણે તૈયાર ઊભાં છે–મૂર્તિમન્ત અને સજીવન, આપણને ચેતવવા અને જગાડવા, જેને ચેતવું હોય અને જાગવું હોય તેને, બીજાને નહિ.

## ધર્મવિવેક

મનુષ્યોથી ઇતર પશુઓમાં, પ્રાણીઓમાં અને તત્ત્વોમાં જોયું તો એમ જ લાગે છે કે એક જીવને ભોગે બીજો પોષાય છે, એકનો સંહાર બીજાનું પોષણ બને છે, અને શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધમાં કહ્યું છે તેમ जीवो जीवस्य जीवनम्એ વાક્યનો જાણે એ રીતે જ અર્થ થતો હોય કે એક જીવના ભોગે બીજા જીવનું જીવન ટકી રહે છે, એવું એ બધાં કરી બતાવે છે.

મનુષ્યને બીજા બધાંથી જૂદો પાડીએ ત્યારે એમાં કંઈક અવશ્ય વિશેષતા છે. એ પોતાના પ્રત્યેક કર્મને વિચારપૂર્વક કરે છે, એ વિચાર ખોટો હોય કે ખરો, સારો હોય કે માઠો, એ જૂદી વાત છે, પણ એનું કર્મ વિચાર વિનાનું એટલે તદ્દન અવિચારી નથી એ ચોક્કસ છે; દુર્વિચારી હશે, પણ અવિચારી–વિચાર વગરનું તો નથી જ.

મનુષ્યમાં મુખ્યત્વે બે વર્ગ છે; એક અંતર્મુખી અને બીજો

બહિર્મુખી, એક સ્વાર્થી ત્યારે બીજો નિઃસ્વાર્થી, એક હિંસક ત્યારે બીજો અહિંસક. સ્વાર્થી મનુષ્યને સમસ્ત વિશ્વના વિનાશના ભોગે પણ પોતાને માટે સંસારનાં સમસ્ત સુખ, સત્તા, અને સ્વતંત્રતા જોઈએ છીએ, ત્યારે બીજા નિઃસ્વાર્થીને પોતાનાં સુખ, સત્તા કે સ્વતંત્રતાના ભોગે સમસ્ત વિશ્વને સુખી કરવા માટે મરી મટવાની ઝંખના છે.

આવા બે વર્ગમાંનો પહેલો વર્ગ તો પશુવર્ગ કરતાં જરા યે વિશેષ ચડીઆતો હોય એમ માનતાં મન અચકાય છે. શરીર મનુષ્યનું હશે, પણ પાછલા જન્મમાં પશુધર્મનું જ પાલન કરતો કરતો, જાણે શરીર બદલીને, બહારથી મનુષ્ય પણ અંતરથી પશુધર્મનું જ પ્રદર્શન કરી દેખાડનારો એ કેવલ માનવપશુ કે પશુમાનવ જ છે! એને આહારાદિ ચતુર્વિધ પશુધર્મ વિના બીજું કશુ સૂઝતું નથી, એનાં પ્રત્યેક કર્મમાં પશુતા હોય છે! એના દેહમાં વાસનાની ભયંકર દુર્ગંધ સડતી હોય છે! એના મનમાં વિષયભોગની રાક્ષસી તૃષ્ણા નાચ્યા કરતી હોય છે! એની સમજણમાં, એની વિચારશક્તિમાં હિંસાના દાવપેચ ગોઠવાતા હોય છે! શાંતિની ઈચ્છાની ઓથે અશાંતિ વધે એવાં એ કર્મ કરે છે! સુખના બહાના નીચે દુઃખની સુરંગો જ એ ગોઠવ્યા કરે છે, જીવવાના પરિશ્રમની આડમાં એ મૃત્યુના દૂતોને જ નોતર્યાં કરે છે! અને આમને આમ અથડાતો ને ટીચાતો, વીંઝાતો અને વીખેરાતો, એ પશુધર્મની ચંડાલચોકડીના ચકરાવામા ફર્યાં કરે છે!

ત્યારે પેલો બીજો પશુના પાશમાંથી જાણે તદ્દન છૂટો હોય તેવો, આહારાદિ ધર્મને કેવળ દેહ પૂરતાં જ માનીને એના કરતાં કંઈક વિશેષ ધર્મની શોધમાં જીવન વીતાવે છે! મનપિશાચનો એ ગુલામ નથી બનતો, ભોગલાલસાની નર્તકીઓના નાચ એને નથી ગમતા,

બુદ્ધિની ખોટી ભવાઈ એને રૂચતી જ નથી.' ક્ષણિક દેહસુખની કે પાર્થિવ વૈભવભંડોળના દઠારાની એને ભૂખ નથી હોતી. એને સુખ થાય છે બીજાને સુખી કરવામાં, એને સત્તાનો નહિ સત્યનો શોખ હોય છે. દેહની સ્વતંત્રતા નહીં પણ સમાજની સેવામાં–લોકકલ્યાણની અધીન, દીન પરતંત્રતામાં એ સ્વતંત્રતાના મંત્ર સાંભળે છે એને પૃથ્વીનું નહિ પણ સ્વનું રાજ્ય જોઇએ છીએ: સમ્રાટના થવાના નહિ પણ સ્વરાટ થવાના કોડમાં એ સમાનતાના આદેશ ઝીલે છે, અને સ્વરાજ્ય કે સામ્રાજ્યનાં દેશ કે ખંડવ્યાપી, ભૂગોળની સીમામાં જકડાઈ ગયેલાં રાજ્યસત્તાનાં સ્વપ્નાં એ નથી સેવતો; એને ઝંખના હોય છે અનિત્યમાં નિત્યની શોધની, અસત્યમાંથી સત્યને તારવી કહાડવાની અને મૃત્યુસાગરના મંથનમાંથી અમૃત વલોવી કહાડવાની કળાના અન્વેષણની.

जीवो जीवस्य जीवनम्–ના સૂત્રને ખરી રીતે તેઓ જ ખરૂં કરી બતાવે છે, એ પોતાનાં–જીવાત્માનાં બધાં ધર્મકર્મને બીજા જીવાત્માઓના કલ્યાણમાં વાપરી નાંખે છે. સર્વની ઉન્નતિમાં, સમાજના હિતમાં જ પોતાનું હિત જુએ છે, અને એમ કરી સર્વવ્યાપક, અનન્ત, અને અખંડ જીવનમાં અભેદ બનવાને જ પરમપુરુષાર્થ માને છે.

ચાણક્યની ઘેર ઘેર ગવાતી નીચેની લોકોક્તિ જરા તપાસી જુઓ, અને પછી વિચાર કરો તો અવશ્ય સમજાશે કે ખરે પશુ અને મનુષ્ય વચ્ચે વિવેકનો જ ભેદ છે. આ રહ્યો એનો એ સર્વમાન્ય શોધનો શ્લોક :—

> आहार निद्रा भय मैथुन च
> सामान्यमेतत् पशुभिर्नराणाम्।
> एको विवेको ह्यधिको मनुष्ये
> विवेकहीनाः पशुभिः समानाः॥ १२१॥

ચાણક્ય કહે છે કે **આહાર, નિદ્રા, ભય અને મૈથુન** એ પશુઓ અને મનુષ્યમાં સરખી રીતે જ જોવામાં આવે છે, પણ મનુષ્યમાં એક વિવેક વધારે છે, ને જો એ વિવેક ન હોય તો મનુષ્ય અને પશુઓ એક સરખાં જ છે.

અને આવું એમના સ્વભાવમાં, એમના ધર્મકર્મમાં સરખાપણું હોય તો પછી માનવખોળિયું મળ્યું તોય શું વિશેષતા રહી? કશી નહિ.

પશુઓ જેવી રીતે આ ચાર ધર્મની ખેંચાતાણમાં અને એ પ્રમાણેના જીવનધર્મ તથા વ્યવહારકર્મમાં જન્મે અને મરે છે, લડે છે અને કામભોગ પૂરતી મૈત્રી બાંધે છે, તે જ પ્રમાણે મનુષ્યો પણ જન્મે, મરે, જીવે ત્યાં સુધી વિષયો ભોગવે, મારાંપરાયાંના વાડા બાંધે, અને એમાં જ દેહને ક્ષીણ કરી નાંખે, ત્યારે પછી એને મનુષ્ય કેમ કહેવાય?

**મનુષ્ય અને મનન**

માનવેતર પ્રાણીપદાર્થોમાં ચાર ધર્મના સ્વભાવથી પ્રેરણા થાય તે પ્રમાણે પરાધીન દશામાં એમનાં કર્મ થાય છે. એમને વિવેક હોય છે એમ કહીએ તો કેવલ આ ચાર ધર્મ પૂરતો. ખાદ્યાખાદ્યનું એમને ભાન હોય છે, નિદ્રાની એમને સ્વભાવસિદ્ધ આવશ્યકતા હોય છે, વંશવૃદ્ધિની એમને નિયમબદ્ધ ભૂખે ઉઘડે છે, અને ભય તો જ્યાં જ્યાં શરીર છે, ત્યાં ત્યાં અનિવાર્ય છે, એટલે એમાંથી એ મુક્ત થઈ શકે એમ જ હોતાં નથી.

ત્યારે મનુષ્યને **મનનું** સાધન વિશેષ મળ્યું છે, પણ એ **મન** એટલે એની કલ્પનાને આંધળે ઘોડે ચડી અધઃપાતના ખાડામાં કૂદી પડવાનું નથી. જે **મન**–શબ્દ ઉપરથી એનું **મનુષ્ય** એવું નામ

પડ્યું છે, એ મન પશુ અને દેવશરીર વચ્ચે પૂલ જેવું છે, રાક્ષસ અને દેવસ્વભાવ વચ્ચેનો એ દરવાજો છે. એના ઉપર સવાર થઈ કાં તો આગળ વધી દેવસ્વભાવ કેળવી દેવોના દેવ–આત્મદેવ–મહાદેવના શરણનો આશ્રય લઈ, સમસ્ત દુઃખનો સદાને માટે અંત આણી પરમ આનન્દની પ્રાપ્તિ કરે, અથવા એ ઘોડાની આંખે પાટા બાંધી, દુઃખનાં અંધારાં વનકોતરોમાં રખડી રવડી, હંમેશને માટે પશુધર્મના બંધનમાં જકડાઈ રીબાઈ ભયંકર આપત્તિના ભવકૂપમાં પડે.

એ મન સ્થિતિબદ્ધ નહિ; પણ ગતિમાન્ છે; એ સ્થિર, એક જ દશા કે સ્થાનમાં રહેનારૂં નથી, એના વડે કાંતો ઉપર ચ્હડો કે નીચે ઊતરો. લૌકિક ભાષામાં એને મનમર્કટ કહ્યું છે એ જરાયે ખોટું નથી, અને એવા વાંદરાને સ્વતંત્રતા આપી, એની ઇચ્છા પ્રમાણે જ આ જગતના જીવનરણમાં ખેલવા દેવું, એ કેવળ જગતનો અને એનો પોતાનો સંહાર–ભયંકર સંહાર નોતરી લેવા જેવું છે.

### ધર્મ, અર્થ અને કામ

મનુષ્ય માટે ચાર પુરુષાર્થનો આર્ય ઋષિઓએ જે નિર્ણય કર્યો છે તે ખરેખર અદ્વિતીય છે. એનો ક્રમ છે. પ્રથમ ધર્મ અને પછી અર્થ અને કામ; પરંતુ અત્યારે પશ્ચિમના કહેવાતા વિજ્ઞાનવાદીઓએ, પોતાના વિજ્ઞાનનો-મનના ધર્મનો કેવલ જડ તત્ત્વોનાં અટપટાં મિશ્રણોના ક્રિયા કર્મમાં જ ઉપયોગ કર્યો છે; એમની બુદ્ધિ કેવલ અર્થ અને કામમાં જ ચાલવા માંડી; ભોગ અને ભોગનાં સાધનમાં જ એમણે મનુષ્ય જીવનની ઇષ્ટસિદ્ધિ અને ઇતિશ્રી જોયાં. રાતદિવસ મહેનત કરવી, પૈસો કમાવો, ઇંદ્રિયો અને મનને જ ગમે એવા વિષયો બનાવવા, અને એટલા મોટા પ્રમાણમાં એ બનાવવા કે એની વિપુલતાના ઢગલામાં શરીરને પણ દાટી દેવાય. વૈભવની વિપુલતાએ ભોગમાં ઇર્ષ્યાનો અગ્નિ સળગાવ્યો, એ વિષયલાલસામાં એકહથ્થુ સત્તાનો

લોભ વધ્યો, સત્તાની ભૂખમાં સામ્રાજ્યનો અગ્નિ એમના અંતઃકરણમાં પ્રદીપ્ત થયો અને અર્થ તથા કામને જ માટે બહુ મૂલ્ય મન–બુદ્ધિને સંસારના વિધવિધ પદાર્થોની શોધ કરવામાં–એમાંથી નવા નવા મનોહર વિષયો બનાવવામાં વાપરવા માંડ્યાં; અને એવા જડ જ્ઞાનને એમણે **વિજ્ઞાન**નું નામ આપ્યું. પરિણામે પરસ્પર દ્વેષ વધ્યો, ભોગમાં સ્પર્ધા ચાલી, રાજ્યના નિરંકુશ વાડા બંધાયા, સ્ત્રી અને પુરૂષ પરસ્પર વિષય-ભોગલંપટ થયાં અને એ જ ભોગની વૃદ્ધિ, રોગથી નાશ, સત્તાની વિશાલતા, રાજ્યસમૃદ્ધિની વિપુલતા, વિલાસ અને વૈભવની અતૃપ્તિનાં પ્રચંડ વાવાઝોડાંને લીધે દ્વેષના મૂલમાંથી સંહાર અને વિનાશના રાક્ષસોએ એમની બુદ્ધિનો કબજો મેળવ્યો. ભોગની રક્ષા માટે સંહારક શસ્ત્ર તથા અસ્ત્રો ઉપજાવી કહાડ્યાં, અને જડવસ્તુઓના જ્ઞાનને વિજ્ઞાન એવું નામ આપી, ક્રિસ્ખ્રિસ્ત જેવા સંતપુરૂષોનાં શિક્ષણ અને ઉપદેશ ઉપર પાણી ફેરવ્યું.

પશ્ચિમમાં જ્યારે જડતત્ત્વોના વિશેષ જ્ઞાનને વિજ્ઞાન નામ આપે છે, ત્યારે આર્ય પ્રજાના વૈદિક ઋષિઓ તો **વિજ્ઞાન**નો એનાથી જુદો જ અર્થ કરે છે: કઠોપનિષત્, વલ્લી ૩ જી માં મંત્ર ૩ થી ૧૩ સુધીમાં જે વિજ્ઞાનની પ્રશંસા કરી છે, તે વિજ્ઞાન તો સંસારના સમસ્ત નવા જુના વિષયોના જ્ઞાન કરતાં, સંસારના અધિષ્ઠાન સ્વરૂપ, સચ્ચિદાનંદ-ઘન આત્માનું અનુભવજ્ઞાન છે. ક્યાં આ પશ્ચિમનું જડ વિજ્ઞાન અને ક્યાં પૂર્વના તત્ત્વજ્ઞ ઋષિઓનું અંતઃકરણની તૃપ્તિસ્વરૂપ **પરમ-તત્ત્વનું વિશેષ જ્ઞાનરૂપી વિજ્ઞાન !** આવું વિજ્ઞાન આપણા મનનું દેદીપ્યમાન ઓજસ્ છે. એ વિજ્ઞાન જ મનુષ્યનાં દૈવી નેત્ર છે. એ દિવ્ય ચક્ષુ મેળવે તો જ મનુષ્ય જન્મનું સાર્થક્ય, નહિ તો નહિ, એવું કઠોપનિષત્ ચોકખું ને ચટ સંભળાવે છે, અને આદેશ આપે છે–અરે ચેતવણી આપે છે કે "જે આવા વિજ્ઞાન વગરનો હોય છે, અને કશાપણ ઊર્ધ્વગામી ધ્યેય વગરના વિષયમાં જ રખડતા મનવાળો રહે છે,

તેની આ વિષયવનમાં રંખડતી ઇંદ્રિયો તો રથના તોફાની ઘોડાની પેઠે કદી વશમાં રહે તેવી નથી." એવા વિવેક વગરના અને ચંચલ મનવાળાને શુદ્ધિ અને અશુદ્ધિનો ખ્યાલ હોતો નથી, ધર્મ અધર્મનું ભાન આવતું નથી, પાપ પુણ્યનો આધાર જ એમના મનમાં ઊઠતો નથી, પશુધર્મની પરાધીન દશામાંથી નીકળીને દેવભાવની સ્વતંત્ર, નિત્યમુક્ત નિજાનંદની પાયરીપર ચડવાનું એને સૂઝતું જ નથી. એમને માટે તો હમેશાં આ જન્મ અને મરણ તથા એનાં કર્મફલ જેવાં દ્વંદ્વોની ભીંસમાં, બે વૈરીઓના પતિની પેઠે, આમથી તેમ અફળાયા કરવાનું જ હોય છે. સંસારમાં એ હમેશાં સર્યા જ કરે છે. આ લપસણા ભવકીચડમાંથી એમને નીકળવાના માર્ગ કે સાધન જડતાં નથી—અરે શોધવાનું મન જ થતું નથી.

મનુભગવાન કહે છે કેઃ

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ।

અ. ૪. ૧૭૬ફ્રૈ

અર્થઃ—ધર્મનો ત્યાગ કરીને જે અર્થ તથા કામ મેળવાતાં હોય તેનો ત્યાગ કરવો જોઈએ, કારણ કે એ પહેલાં જ એમણે કહ્યું છે કેઃ—

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति।
तत सपत्नाञ्जयति समूलस्तु विनश्यति॥

અ. ૪. ૧૭૪

અર્થઃ—અધર્મથી કદાચ કોઈ સંપત્તિ મેળવે, તો એને તાત્કાલિક ઉન્નતિ થાય એમ લાગે છે. શત્રુઓને હરાવે છે, છતાં છેવટે એનો પોતાનો જ સમૂળગો નાશ થાય છે.

અધર્મનું પરિણામ જ ભૂંડું છે; કારણ કે ધર્મના અંકુશ વગરના અર્થ અને કામ તો આંધળા પાડાની પેઠે, વણદોર્યાં ગમે ત્યાં અથડાઈ પડી પોતાનાં જ હાડકાં ભાગે છે. મહાભારતમાં તો સ્પષ્ટ આજ્ઞા છે કે:—

अर्थसिद्धिं परामिच्छन् धर्ममेवादितश्चरेत

૫–૩૭–૪૮

એટલે કે જેણે અર્થ મેળવવો હોય તેણે પ્રથમ ધર્માચરણ જ કરવું. એ વિનાનું પરિણામ ભયંકર આવે છે એવી અનુભવવાણી મહાભારતના રાજર્ષિના મુખમાંથી વારંવાર સરી પડી છે. ભારતવર્ષમાં ખેલાયેલું એ યુદ્ધ ધર્મ અને અધર્મની હોડ હતી. દુર્યોધનની એકહથ્થુ સત્તાની લાલસા પ્રચંડ હતી, દ્વેષનો માર્યો એ પોતાના જ પિતરાઈઓનો વિનાશ ઇચ્છતો હતો; રાજ્યસત્તા અને વૈભવને માટે નીતિ કે ધર્મને બાજુએ મૂકી. પોતાના જ બન્ધુવર્ગની પત્નીઓને છેડવામાં પણ એણે પાછી પાની નહોતી કરી, વડીલોનાં વચનોને એણે તુચ્છકાર્યાં હતાં, ભગવાન્ શ્રીકૃષ્ણનાં સંદેશ, સમાધાન કે સલાહને એણે ગણકાર્યાં નહોતાં અને યુદ્ધને નોતર્યું હતું. વ્યાસ ભગવાન એ સમયના ઇતિહાસનું વર્ણન કરી, અધર્મદ્વારા મેળવેલા ઐશ્વર્યની શી દશા થાય છે એનું આમ વર્ણન કરે છે:—

अर्थानामीश्वरो यः स्यादिन्द्रियाणामनीश्वरः।
इन्द्रियाणामनैश्वर्यादैश्वर्याद्भ्रश्यते हि सः॥

૫–૩૪–૬૩

અર્થ:—જે મનુષ્ય સંપત્તિનો-અર્થસમૂહનો માલીક હોય, જ્યાં ઇંદ્રિયોનો ગુલામ હોય તો ઇંદ્રિયો ઉપર કાબુ ન હોવાથી મેળવેલા ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ થાય છે.

કૌરવોની આવી જ સ્થિતિ થઈ હતી ધૃતરાષ્ટ્રનો આંધળો પુત્રમોહ, દુર્યોધનનો અધર્મી સત્તામદ, અને સમસ્ત કૌરવપક્ષનો ધર્મસેવી પાંડવ પક્ષનો દ્વેષ એ જ કૌરવોના વૈભવનો નાશ થવામાં મુખ્ય કારણો હતાં. ઐશ્વર્યની અધર્મ લાલસામાંથી હમેશાં ધર્મ અને ધર્મી પ્રતિનો દ્વેષ જન્મે છે, અને છેવટે ધર્મનું વીરત્વ અધર્મના ક્ષણિક ઐશ્વર્યનો ધ્વંસ કરે છે.

ટૂંકી માનવદૃષ્ટિ એટલે જ પશુદૃષ્ટિ. પશુઓને ભૂતભાવીનો વિચાર આવતો નથી, કર્મના શુભાશુભ પરિણામનો વિવેક હોતો નથી, પુણ્ય, પાપ કે લોકકલ્યાણની દશા સૂઝતી નથી. વર્તમાનકાળમાં દંભ, અસત્ય, કપટ, અને દુરાચારનાં સાધન વાપરીને નિર્દોષ ધર્મશીલોને લૂંટી લઇને મેળવેલી સંપત્તિ છેવટે એ અધર્મીઓનો જ નાશ કરે છે, એવું આપણને મહાભારતને શબ્દે શબ્દે સભળાય છે.

## સાચું વિજ્ઞાન

ક્યાં આ અધર્મનાં બીજ રોપી, અર્થ અને કામ દ્વારા ઐશ્વર્ય-રૂપી ફળ મેળવવાનું પશ્ચિમની પ્રજાનું વિજ્ઞાન, અને ક્યાં ધર્મના પવિત્ર બીજારોપણમાંથી ઊગી નીકળતો ઐશ્વર્ય અને લોકકલ્યાણની ઉન્નતિના કલ્પતરૂ જેવો પૂર્વની પ્રજાના વિજ્ઞાન–આત્મવિજ્ઞાનનો અનેરો ફાલ !

વિજ્ઞાન એટલે આત્મજ્ઞાન, સાંસારિક વિષયોનું જ્ઞાન એ વિષયજ્ઞાન અને પરમતત્ત્વનું વિશેષ જ્ઞાન તે વિજ્ઞાન, આવો અર્થ ઉપનિષદો અને ગીતામાં કરેલો છે; પરંતુ આપણી છેલ્લા દોઢ બે શતકની કેળવણી તો પશ્ચિમના બહિર્મુખ વિષયજ્ઞાનને જ વિજ્ઞાન કહેનારી, રસાયનવિદ્યાને જ તત્ત્વજ્ઞાન સમજનારી અને તત્ત્વોના ગુણધર્મને જાણી, એની મેળવણીમાંથી વૈભવોનાં સાધનો શોધી, એ ક્ષણિક ઐશ્વર્યને સાચવવા

અને એકહથ્થુ કરવા માટે ભયંકર સંહારક શસ્ત્રાસ્ત્રો શોધીને એને જ વિજ્ઞાન કહીને પ્રજાની કેવળ આત્મઘાતક બની બેઠી છે!

સાચું વિજ્ઞાન ઉપનિષદ્ કહે છે તેમ આત્મતૃપ્તિ અપાવે છે, વર્ગવિગ્રહ મટાડે છે, મન તથા ઇંદ્રિયોની ઉપર કાબુ રાખતાં શીખવે છે, પ્રાણી માત્ર ઉપર પ્રેમ વધારી સૌના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ સમજાવે છે, અને એવી તો અદ્ભૂત સમાજવ્યવસ્થા બાંધી આપે છે કે, જે આદર્શને ભારતવર્ષની પ્રજા હજુ પણ ભૂલી નથી–ભૂલી શકે એમ નથી.

અસ્તુ! સારગર્ભ એ છે કે અત્યારનો મનુષ્ય જાણે મનુષ્ય જ નથી રહ્યો! એણે વિવેક ગુમાવ્યો છે! અને આશ્ચર્ય તો જુઓ! નિત્યના અબજો રૂપીઆનો ધૂમાડો કેવળ ઐશ્વર્યની ભૂખ મટાડવા માટે જ યુદ્ધની પાછળ થાય છે, ઘાસની પેઠે અસંખ્ય માણસો મરે છે, કલ્પનામાં ન આવે એવાં હથિયારો ઘડાય છે. અને એ બધું શાને માટે?–કેવલ સત્તાનો મદ! સામ્રાજ્યની ભૂખ! વિષયભોગની વિનાશકારી બુદ્ધિ! ભારતના આર્ય! તું વિવેકી બન! તું પશુ નથી, પશુ કરતાં એક ડગલું ઊંચે છે, પૂલ ઉપર ઉભો છે, પાછો હઠીને પશુ ન થઈશ, આગળ વધ! પશુના ધર્મ તો દેહનો વિકાર છે, એ તારો અધર્મ છે, તું વિવેક કેળવ! ધર્મ–અધર્મના ભેદ જાણી લે! અને પછી જ અર્થ અને કામના પુરુષાર્થમાં પડી, એ વિશુદ્ધ સાધનદ્વારા ચતુર્થ અને અંતિમ પુરુષાર્થ મોક્ષ માટેનો અધિકારી થા!

આ યુદ્ધને જોઈને દેવો જરૂર હસતા હશે!–વિવેકીઓ હસે છે!–દયા ખાય છે! આમાં વીરતા નથી પણ નરી પામર–પશુતા છે. અને પશુઓ પણ આવી રીતે ક્યાં લડે છે! પશુઓને ધનવૈભવ નથી જોઈતાં, એમને સામ્રાજ્ય નથી મેળવવાં, કપટ, પ્રપંચ, અસત્ય

અને દંભ જેવાં માણસ જાતને જ વરી ચૂકેલાં રાક્ષસી જેતરાં પશુના ગળામાં નથી હોતાં. આ આસુરી સ્વભાવ તો માણસે—અધર્મી પશુ-માનવે શોધી અને પાળી રાખ્યો છે, અને જ્યાં સુધી એનું સામ્રાજ્ય છે, ત્યાં સુધી ધર્મ અને સુખ, નીતિ અને વિવેક, પ્રેમ અને વિજ્ઞાન જેવાં લોકહિત અને સમાજસુખનાં સ્વપ્નો જ આ કદાચ આ પૃથ્વી ઉપર રહેશે !

અને આ વાત કોણ સાંભળે ? દારૂના નશા જેવો સત્તાનો પણ નશો છે, મનુષ્યને પણ ઘણા યે મદ ચડેલા છે, વિદ્યામદ, રૂપમદ, ગુણમદ, કીર્તિમદ, અને એવા બધા મદના સરવાળા જેવો ઐશ્વર્યમદ જ્યાં ચડેલો હોય છે, એ ભલા કોઈનું કહ્યું સાંભળે પણ ખરો કે?— ન જ સાંભળે, જુઓ, મહાભારતકાર પોતાનો અનુભવ કહે છે કે

ऐश्वर्यमदमत्तो हि नापतित्वा विबुध्यते

૫-૩૪-૫૩

અર્થાત્ ઐશ્વર્યમદમાં આંધળો બનેલો મનુષ્ય ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ ન થાય—ઐશ્વર્ય ગુમાવી ન બેસે, ત્યાં સુધી એને જ્ઞાન આવતું નથી.

ઐશ્વર્યનો મદ જ ઐશ્વર્યનો નાશ કરે છે ! ધર્મના પાયા વિનાનું અર્થ અને કામનું ચણતર ટકી શકતું જ નથી, અને એ ધર્મ, એ વિવેક જ્યાં સુધી માનવસમાજનું ધ્યેય ન બને ત્યાં સુધી યુદ્ધ અને કલહ, કપટ અને દંભ, લોભ અને મોહ, વિગ્રહ અને વિનાશ, પોતાનાં નગારાં વગાડી આ પશુમનુષ્યનાં ટોળાંને રાક્ષસી નાચ કરાવ્યા જ કરશે !

મનુષ્ય એટલે જ, ઉપર જોયું તેમ મનન કરી શકે, સાચું ખોટું કે સારું માઠું સમજી શકે, તેવું બુદ્ધિવાળું પ્રાણી. એ વિચારશક્તિ એ જ એનો વિવેક અને એ વિવેકની વિશેષતા જ એને ઈતર પ્રાણી-

વર્ગ કરતાં જ જુદો પાડે છે. વિવેકનો જ્યાં સુધી ઉદય ન થાય ત્યાં સુધી એ મનુષ્ય નથી, પણ મનુષ્યના રૂપમાં રૂપાન્તર પામેલો કેવલ પશુ જ છે.

વિવેકમાંથી જે જ્ઞાન જન્મે, તે આત્માનું, પરમતત્ત્વનું વિશેષ જ્ઞાન એટલે વિજ્ઞાન. એ વિજ્ઞાન આપણી આંખ છે એ જ આપણુ દૂરબીન છે, એ ધર્મ–દિવ્ય ચક્ષુ વડે આપણે આપણું જીવન જોઈએ, ધર્મકર્મ તપાસીએ, અને સૂક્ષ્મ વિવેક વડે જીવતર ઘડીએ એટલે મનુષ્ય બનવાનો અધિકાર સહજ સ્વભાવે આવે !

આવી મૂંઝવણ કાંઈ નવી નથી; અનાદિકાળથી મનુષ્યના શરીરમાં રહેલું પશુત્વ, ખીલી વધીને બહાર હત્યા કરતું આવ્યું છે, ધર્મને એણે વિસારી મૂક્યો છે, અને અધર્મ દ્વારા જ અર્થ તથા કામનાં ક્ષેત્રોમાં માથા મારી, મનુષ્યસમાજને પશુના જ ધર્મમાં ફેરવ્યા કર્યો છે.

મહાભારતમાં મહર્ષિ વ્યાસ થાકીને કહે છે કે:—

> ऊर्ध्वं बाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
> धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥
> १८-५-२

ઉંચા હાથ કરી કરીને હું પોકારૂં છું પણ કોઈ મારૂં સાંભળતું નથી; ભાઈઓ, ધર્મથી જ અર્થ અને કામ પ્રાપ્ત થાય છે; શા માટે ધર્મ નથી સેવતા ?

આવા પુકાર નવા નથી, જગત્ સાંભળે કે ન સાંભળે પણ મહર્ષિઓએ પરમ સત્યને–સનાતન જીવનધર્મને કદી ગુપ્ત રાખ્યો નથી. એ ધર્મ આપણું આદર્શ છે, મનુષ્ય એટલે ધર્મશીલ પ્રાણી; અધર્મનાં અંધારાં ઉલેચવાનું સાધન ધર્મનો પ્રોજ્જ્વળ પ્રકાશ છે,

અર્થ અને કામના અદમ્ય જુસ્સામાં તો વિનાશ અને સંહાર છે! એમાંથી બચીને બહાર કૂદી પડો! ધર્મને જીવનની દીવાદાંડી બનાવો! અર્થ અને કામને માટે સંસારને ધર્મક્ષેત્ર સમજો, અને પછી જુઓ તો સમજાશે કે અર્થ અને કામ ધર્મને અધીન છે, અધર્મને નહીં.

જગતનો ક્રમ બદલાય છે, નવી વ્યવસ્થાનાં સ્વપ્નાં ગોઠવાય છે! શાંતિ અને સુખનાં, પ્રેમ અને વિજ્ઞાનનાં અજવાળાં ઊતરવા માંડયાં છે. સાંભળો મહર્ષિ **રામ** આપણને આજથી ૩૫, પૂરાં પાંતરીસ વર્ષ પહેલાં કહી ગયા છે:—

"હિંદુસ્તાનના રાજારજવાડાઓ! ધર્મગુરુઓ! દ્વિજો અને શૂદ્રો! રાજ્યકર્તાઓ અને પ્રજાઓ! થોડાં જ વર્ષોમાં શું પરિણામ આવશે તેનો તમને ખ્યાલ છે? ગમે તો મને વિચિત્ર તરંગી માણસ માનીને હસી કહાડો; પરંતુ મારી સામે દેખાય છે કે આ જગત્ સાચા સંન્યાસીઓથી–સ્વાર્થત્યાગી ધર્મવીરોથી ભરાઈ ગયું છે. પૃથ્વી ઉપર દેવો પગલાં પાડતાં હોય એવું દેખાય છે. મનુષ્યોના શરીર અને વર્ણ ઉપરથી નક્કી કરેલા જાતિભેદ નષ્ટ થવા માંડયા છે. ભારત, ચીન, અમેરિકા અને ઇંગ્લેન્ડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે. નવો સંઘ તૈયાર થાય છે, અને વળી એ પણ ઓગળીને તેની જગ્યા નવો ધર્મસંઘ લેશે...આંતરિક ઉપાધિ નાશ પામતાં જ બાહ્યોપાધિ એની મેળે શમી જશે. યુક્તિ કે ચાલાકીની કશી યે જરૂર નથી, શંકા કે ભય રાખવાનું જરા યે કારણ નથી. બ્હીકણ ઇશ્વરદ્રોહીઓ ભલે તેમને ફાવે તે માર્ગ સ્વીકારે!–તમે ધર્મમાર્ગ ન ભૂલશો!"

  

 



(ઑકટોબર ૧૯૪૨)

## પરમહંસ સ્વા. રામતીર્થજી !

દિવાળી આવે છે; જૂનું વર્ષ પોતાના પ્રસંગો અને એનાં સારાં માઠાં સંભારણાં લઈને ભૂતકાળના ગર્ભમાં ઊંઘી જાય છે; ક્ષણે ક્ષણે બદલાતા, નદીના ધોધમાર પ્રવાહ જેવા કાલના પ્રવાહમાં વર્ષો, અને યુગો વીતે છે; દરેક વર્ષે ને યુગે નવું પ્રભાત ઊઘડીને આપણને જગાડે છે કે " ઓ માનવજગતના મનનશીલ પ્રાણી ! ઊઠ; ઊંઘવું તારો ધર્મ નથી; જાગવું–જાગતાં જ રહેવું એ તારો સ્વધર્મ છે; નિદ્રા તો આ પૃથ્વી પરના તારા દેહનું દબાણ છે. એના ભારમાં અને એના વિષયોના ઘેનમાં તને ઊંઘવાની ટેવ પડી છે; જાગવાનું આળસ આવે છે, અને જ્ઞાનભાસ્કરનાં હિરણ્યમય કિરણો તને જગાડે છે કે જાગ, જાગ, અને જાગતો જ રહે કે જ્યાં નથી રાત્રિ કે નથી દિવસ; નથી પૃથ્વીનો ભાર કે નથી જલની આર્દ્રતા. તું પૃથ્વીનો જ વાસી નથી; અનન્ત બ્રહ્માંડના પ્રવાસી ! ઠેકઠેકાણે તું ભટક્યો; અનેક ગ્રહ નક્ષત્રો ઉપર તેં ચક્કર માર્યાં; દેશકાલનાં બંધનમાં તું જ્યાં ગયો ત્યાં બંધાયો, રીબાયો, અને છૂટું છૂટું કરવાનો પ્રયત્ન કરતાં છતાં પણ તારી ભવયાત્રા હજુ પૂરી નથી કરી શક્યો. છોડ આ આળસને, પ્રમાદ ખંખેરી ઉભો થા ! "

ભગવાન સૂર્યનારાયણ તો મનુષ્યને આવી પ્રેરણા પ્રભાતે પ્રભાતે આપે છે ! નિત્ય અવનવી ઉષામાતા પોતાનાં વ્હાલસોયાં વાત્સલ્યથી માનવબાળને જગાડે છે, અને હૂંફભર્યા હૈયાથી ઉત્સાહ રેડે છે કે "જીવડા ! જાગ. જાગવું તારો સ્વભાવ છે; મારૂ કિરણ તો એવા પ્રાણભંડારમાંથી–એવા પ્રકાશપુંજમાંથી આવે છે કે જ્યાં નથી રાત્રિ કે નથી દિવસ; જ્યાં અંધકાર હોય ત્યાં એના વિરોધી તત્ત્વને પ્રકાશ નામ આપવું પડે, પણ જ્યાં અંધારૂં જ નથી, ત્યાં કોઈ પણ વિજાતીય તત્ત્વ વિનાનો જે રશ્મિસમૂહ છે, તેને શું કહેવું ? એ છે ચૈતન્ય, એ છે જ્ઞાન, એ છે પ્રકાશ અને એ જ છે એક અને અનન્ય જીવન !"

દિવાળી આવી ગઈ, સં. ૧૯૯૯નું સુપ્રભાત ઊઘડયું; સ્વામી રામને પૃથ્વી પર સદેહ દર્શન દીધાંને આજ ૬૮ પૂરાં અડસઠ વર્ષ વીત્યાં ને આ પ્રભાતે ૬૯મું વર્ષ એમની જન્મજયંતીનું છે. આર્યાવર્તની પ્રજાએ તો આવી અલૌકિક બ્રહ્મમૂર્તિઓનાં અનેક દર્શન કર્યાં છે; એમની ગાથાઓ ગાય છે, એમની જીવનલીલાની પારાયણો વંચાય છે, ચોરે અને ચૌટે એમનાં નામ સ્વભાવથી જ માનવમુખમાંથી નીકળી પડે છે ! બ્રહ્મસ્વરૂપની અમર્યાદિત જ્ઞાનશક્તિ લઈ ઉતરી પડેલા ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે યુગે યુગે ઉપયોગમાં આવે એવી, કર્મ, ભક્તિ અને જ્ઞાનની ત્રિવેણી સરિતાને માનવકુળ હિત માટે વહેતી મૂકી ! મર્યાદાસ્વરૂપ રામચંદ્રે ત્યાગ અને પ્રજાપાલનની વિશુદ્ધ રાજપ્રણાલી બાંધી આપી ! બ્રહ્મવર્ચસ્વની મૂર્તિસમા પરશુરામે વીરત્વનું ભૂપણુ પાયું, અને આવા અવતારોની પૂઠે પૂઠે અને એમને પગલે પગલે, વિશુદ્ધ આચારની ભાત પાડતા આચાર્યોએ અનેરા જુસ્સાહથી સૂતેલી પ્રજાને જગાડી, એમના પ્રાણમાં ઉત્સાહ રેડયો અને જીવનમાં ક્રિયાશક્તિ સાથે વિશુદ્ધિનાં સત્ત્વ ઠાલવ્યાં. ભગવાન શંકરાચાર્યે લુપ્ત થયેલાં વેદમાર્ગના કર્મકાંડનો કાટ ઉતાર્યો, ભક્તિમાં ભાવ પૂર્યા, અને જ્ઞાનમાં ચૈતન્યની સેર ઉપાડી આપી બ્રહ્મવિદ્યાનો એવો તો ડંકો

વગાણી કે હજુએ વેદમાર્ગી પ્રજા આદ્ય આચાર્યે બાંધી આપેલ નિયમોનું પાલન કરે તો ઉપનિષદ્‌નાં સત્ય અનુભવમાં ઊતરે !

## વર્તમાન યુગ

અને અત્યારે છેલ્લી ચાર પાંચ સદીઓમાં કયાં થોડા ધર્મધ્વજો ફરકયા છે ! જાતિમુક્ત કબીરજીનું બ્રહ્મદર્શન, વીરત્વમૂર્તિ સિક્ખ ગુરૂઓનું ધર્મશૌર્ય, રામરસિક તુલસીદાસજીનું ભાવકાવ્ય, રસમૂર્તિ ચૈતન્યદેવની કીર્તનભક્તિ–આવાં આવાં ન્હાનાં મોટાં, પણ રસરૂ પરમતત્વનાં પાન કરાવનારાં એક જ સ્વરૂપનાં ભિન્ન ભિન્ન પાસા જેવ દિવ્ય પાત્રોએ ભારતભૂમિના ધર્મપ્રાણને સાચવી રાખ્યો છે.

અને ત્યાર પછી તો બંગાલના રાજા રામમોહનરાય, દેવેન્દ્રનાથ ઠાકુર, કેશવચંદ્ર સેન, પ્રતાપચંદ્ર મજમુદાર વગેરેએ બ્રહ્મસમાજના પાયા નાંખ્યા; પરમહંસ રામકૃષ્ણ, એમના વીર શિષ્ય વિવેકાનંદ અને બીજા ગુરુબન્ધુઓએ તત્વજ્ઞાનની જીવન્ત જ્યોત પ્રગટાવી; કાઠિયાવાડને આંગણે શરીર પ્રકટાવી પંજાબને ધર્મક્ષેત્ર બનાવી, જૂના ધર્મભાવમાં નવો પ્રાણ પૂરનાર સ્વા. દયાનંદજીનાં કાર્યક્ષેત્ર અત્યારે સર્વત્ર વ્યાપક બન્યાં છે· આવાં આવાં દેવરત્નોએ જાગ્રતિ, ચેતના અને પ્રકાશનાં જ પુંજ પાથરી પ્રજાને ઉત્સાહિત અને કાર્યક્ષમ બનાવી છે !

આવે જ એક કાળે આજથી ૬૮ વર્ષ પહેલાંના સુપ્રભાતે, પરમહંસ સ્વા. શ્રી રામતીર્થનો આવિર્ભાવ થયો; એમના જીવનની ૩૨ વર્ષની સ્વલ્પ દેહલીલામાં આનન્દ અને ઉત્સાહનાં પ્રચંડ મોજાં જ ઊછળ્યા કરતાં, ચિંદ્રતા કરતાં વિદ્વાને એમણે જીવનમાં ઉતારી હતી ! પાંડિત્ય નહિ, પણ અનુભવ જ આત્મદર્શનમાં પ્રમાણ છે, એવું એમણે પોતાના તપોજીવનથી જીવી બતાવ્યું. એમના ઉપદેશ કે લેખમાં, એમના સત્સંગમાં કે ચર્ચામાં, જ્યાં જુઓ ત્યાં સાધકને બ્રહ્મજ્ઞાનનો ભરપૂર સ્રોન્માદ દેખાશે. એ તો એમ જ કહેતા આવ્યા

છે કે "ભૂતકાળના નવયુવકો! ખબરદાર! તમારૂં પહેલું કર્તવ્ય નિજસ્વરૂપને ઓળખવાનું છે. નામરૂપની સાંકળને ગળામાંથી છોડી નાંખો; આ વિશ્વોદ્યાનમાં વિષયોના નીચ ગુલામ બની ભાર વહેવા માટે વેઠમાં માર્યા માર્યા ન ફરો. તમારા સ્વરૂપને ઓળખી, સાચા સ્વ (આત્મ) રાજ્યને હાથમાં લઈ, પાંદડે પાંદડે અને રજેરજમાં આ વિશ્વવનના સૌંદર્યમાં, આસ્તિક સ્વતંત્રતાના મંત્ર ભણી મુક્ત વિહરો. વેદાન્ત તમારા કામકાજમાં દખલ કરવા નથી માગતું. માત્ર તમારી દૃષ્ટિમાં જ એને ફેરફાર કરવો છે.

તત્ત્વજ્ઞાનને એ વાતોનો, ચર્ચાનો, શંકાનો કે મિથ્યા ઉટપટાંગ તર્કનો વિષય નહીં, પણ અનુભવનો ઋષિપ્રસાદ માને છે: પશ્ચિમની જડ અને કેવળ સાંસારિક જીવનદૃષ્ટિને જ સત્ય માનનારી કેળવણી પામેલાને એ ચોકખું સંભળાવે છે કે —

"અરે ઓ આધુનિક અર્થશાસ્ત્ર! ત્યાગીઓને જોઈને તારા હોશકોશ ઉડી જાય છે; ગભરા નહિ! વેદાન્તનિષ્ઠ સાધુ જ લોકોનું ખરૂં ધન છે, એ જ આર્યપ્રજાની સાચી મૂડી છે. એમનો નિર્વાહ ખર્ચ નકામો વ્યય નથી; ઉલટું એ તો અવિનાશી આધ્યાત્મિક મૂડીનો અથાગ ભંડોળ છે. તેમના પવિત્ર અસ્તિત્વથી જ ભૂમિ હરિયાળી બને છે. તેમનાં અમીભર્યાં નેણને નીરખવા સૂર્ય અને ચંદ્ર પણ ચળકયા કરે છે! તેમનાં ચરણો ઉપર વારી જવા લક્ષ્મીજી પણ તડફડે છે! સાંસારિક ધનવૈભવ અને મૂડીવાદમાં ડૂબેલા લોકો! શું તમને તેમનું અસ્તિત્વ ભારે પડે છે? બીતા નહિ, બીજા તો ઠીક, પણ આ સાધુઓ પરમેશ્વર પાસેથી પણ ફૂટી કોડી માગતા નથી. શરીર રહે તો યે ઠીક, અને હમણાં જ એનો અંત આવે તો પણ પરવા નહિ; પરંતુ તેમનું હાલવું ચાલવું, હરવું ફરવું, તેમની પ્રત્યેક ક્રિયા સંસારના જડ જીવો ઉપર અસંખ્ય ઉપકાર કર્યા કરે છે."

## રામ જન્મજયંતી

આ બેસતા વર્ષે એમની જન્મજયંતી છે. એમને તો મૃત્યુ જ નહોતું ત્યાં જન્મની વાત જ ક્યાં કરવી! નિરંતર બ્રહ્મમાં જ વિહરનારા એ પરમહંસને જીવન કે મરણ, સુખ કે દુ:ખ, માન કે અપમાન જેવાં મન અને શરીરને લાગુ પડતાં દ્વંદ્વોનું સ્મરણ પણ નહોતું; પરંતુ આપણે મન એ અવતર્યા, જીવ્યા અને આ પંચભૂતના ખોળીઆને પાંચ તત્ત્વોને પાછુ સોંપી, મધ્યવર્તીકાલમાં જીવનલીલા દેખાડી ગયા, જેમાંથી ઉત્સાહ, આનંદ, અને ઓજસનાં આંદોલનો મળે છે.

આપણે એમને સ્મરીએ, નમીએ, અને વિનવીએ કે હે પરમ ગુરુદેવ! અમારા જીવનમાં આપનો બ્રહ્મભાવ, આપનાં જ્ઞાનગૌરવ, આપની ભક્તપ્રભા, આપની વૈરાગ્યદીક્ષા, અને અખંડ બ્રહ્મનિષ્ઠાનાં કિરણો ઉતારજો! જગતના બળતા જ્વાળામુખામા અમે ઊભા છીએ ત્યાં જ્ઞાનસુધાના શીતળ છાંટણાં છાંટજો! ભવોભવના બંધન તોડી નાખજો, અને આશીર્વાદ આપજો કે આપના ચરિત્રને પગલેપગલે, અને ઉપદેશની પ્રત્યેક એંધાણીએ અમને નિત્ય આપનુ સ્મરણ રહે! આપ જ છો, આપ બ્રહ્મસ્વરૂપ જ જ્ઞાતન્ય અને પ્રાપ્તવ્ય છો, એવું ભાન રહે!

* *

પરમકૃપાળુ ગુરુદેવની આપણા સર્વ ઉપર અમીભરી જ્ઞાનદૃષ્ટિ રહે એવી સહૃદય પ્રાર્થના છે '

ૐ ૐ ૐ
ૐ ૐ
ૐ

( નવેમ્બર ૧૯૪૧ )

# मुक्तसंगः समाचर

ભગવાન્ શ્રીકૃષ્ણ ભગવદ્ગીતામાં કર્મયોગના મૂલસિદ્ધાન્તોનું રહસ્ય સમજાવતાં અધ્યાય ત્રીજામાં ચોકખું કહે છે કે :—

यज्ञार्थात्कर्मणोऽन्यत्र, लोकोऽयं कर्मबन्धन ।
तदर्थं कर्म कौंतेय, मुक्तसंगः समाचर ॥ ९ ॥

શબ્દાર્થ :—હે કુંતીના વ્હાલસોયા પુત્ર! યજ્ઞના જ અર્થવાળાં (ઇશ્વરપરાયણ કરાતાં) કર્મ વિનાનાં બીજાં કર્મ કરતાં આ લોક બંધ પામતો જાય છે. તું તો સંગથી મુક્ત રહીને કર્મ સારી રીતે કર.

આમાં "સમાચર" અને "મુક્તસંગ" એ શબ્દો બહુ સમજવા જેવા છે. સમાચર એટલે-સારું આચરણ-સત્કર્મ-અથવા સારી રીતે જ્ઞાનપૂર્વક કરાતાં કર્મ અર્થાત્ જે જીવનનો સ્વભાવ જ કર્મપરાયણ રહેવાનો છે, એને સમ્યક્ કર્મપરાયણ રહેવા દેવું કે રાખવું અને એમ કરતાં કરતાં જે "સંગ" લાગે તેમાંથી "મુક્ત" રહેવું એ મુક્તસંગ જીવનવ્યવહાર.

આ સગ શબ્દનુ મૂળ ગીતામા જ આપણે શોધીએ એમા સગ કરનાર, સગ કરવાના વિષય, અને એ બેના સબધનુ પરિણામ શુ કહેવાય ને થાય, એનો વિચાર કરી લીધો છે "સગ" શબ્દનો ઉપયોગ ગીતામા પ્રથમ બીજા અધ્યાયના બાસઠમા શ્લોકમા થયો છે અર્જુનના ચોપનમા શ્લોકમા સ્થિતપ્રજ્ઞ, સમાધિસ્થ અને સ્થિતધીનો જીવનવ્યવહાર પૂછતા ભગવાન્ એનો જે ઉત્તર આપે છે, તે વિચારવા જેવો છે અર્જુનના પ્રશ્નમા સ્થિતપ્રજ્ઞની બે દશાનો પ્રશ્ન છ એક ધ્યાનપરાયણ થઈ સમાધિસ્થ થવાની દશાનો, અને બીજી એમાથી જાગી, જીવનવ્યવહારના કર્મ કરતી મનોદશાનો આપણે એના વિસ્તૃત વિવેચનમા ન ઊતરતા કેવળ સગદોષનુ મૂળ કે જે બન્ને દશામા બધનકારક છે એનો જ વિચાર કરવાનો છે બાસઠમા શ્લોકમા ભગવાન્ કહે છે —

> ध्यायतो विषयान्पुंस संगस्तेषूपजायते ।
> संगात् संजायते काम ———

વિષયોનુ ધ્યાન કરનારા પુરુષને વિષયોમા સગ ઉપજે છે, અને એ સંગમાથી કામ (વિષયભોગની તૃષ્ણા) ઉપજે છે

માનવજીવનનો સ્વાભાવિક ક્રમ જ એવો છે કે જીવનવ્યવહારમા પરમપદને માર્ગે જતા શુભાશુભ વાસનાઓ પૂર્વ સરકારના પરિણામને લીધે, સ્વભાવને લીધે કે નવીન પડતા સરકારને લીધે કહો, પણ દૈતવ્યવહારમા હોય છે જ, તેથી વ્યવહારનું અને એમા ઉપયોગી થઈ પડે એવા વિષયોનુ ભાન, એનુ જ્ઞાન, એના નામરૂપનુ સ્મરણ, અને એનો ચિત્ત સાથેનો સબધ રાખવો પડે છે

આમ વિષયોનો સંગ એ બધા કામાદિપરિવારનુ મૂળ છે, એ સગમાથી મુક્ત રહીને સમાચરણ કરવાનુ ભગવાન કહે છે, એ

કામનો ત્યાગ કરવાનું કહી સંગમાંથી કેવી રીતે મુક્ત થવું, એનો ઉપાય **અસંગત્વ** છે એમ આગળ પંદરમા અધ્યાયની શ્રી પુરૂષોત્તમ સાથેની યોગસાધનામાં સ્પષ્ટતાથી સમજાવે છે. ત્યાં સંસારવૃક્ષનું વર્ણન કરી, એનું રૂપ અનિશ્ચિત છે, અને તેથી અનિર્વચનીય છે એમ કહી, એનુ મૂલ કાપી નાંખવાનું હથીઆર બતાવે છે. પ્રચંડ પ્રહાર વિના જેમ વૃક્ષનુ મૂળ કપાય નહીં, અને એને કાપવા માટે જેમ સતેજ કુહાડાની જરૂરીઆત છે, તેમ આ સંસારવૃક્ષના મૂલોચ્છેદન માટે **અસંગ** રૂપી શસ્ત્ર હથીઆર વાપરવાની જરૂર બતાવે છે.

મુક્તસંગ થવા પહેલા સંગ અને એનુ સ્વરૂપ વિચારતા વિષયોનો વિચાર કરવો પડે, વિષયો જાતે શુભાશુભ નથી, પણ જે અર્થમાં એને વાપરીએ તે પ્રમાણે એનુ ફલ હોય છે; એક જ હથીઆરથી આત્મરક્ષા અને આત્મહત્યા બન્ને થઇ શકે; એ જ હથીઆરથી શત્રુનો સંહાર અને મિત્રની રક્ષા થઇ શકે, એમા શસ્ત્ર જેમ નિર્વિકાર છે, તેનું જ બધા વિષયોની બાબતમા છે. દૂધ સાત્વિક હોવા છતા એના મિતાહારથી દેહમા પુષ્ટિ અને અત્યાહારથી વ્યાધિ ઉપજાવે છે, આવી રીતે વસ્તુ પોતે સારીમાઠી કે સાચીખોટી નથી, પણ એમાં આરોપેલી સત્યત્વની બુદ્ધિ અને એનો ચિત્તમા ચોટી જતો મમતારૂપી આસક્તિનો સંગ જ સર્વત્ર બંધનકારક છે.

કર્મમા સાત્વિક કર્તા હમેશા 'મુક્તસંગ' રહે છે એનુ અઢારમા અધ્યાયના છવીસમા શ્લોકમા પણ સ્પષ્ટ કરે છે.—

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्धयसिद्धयोर्निर्विकारः कर्ता सात्विक उच्यते ॥२६॥**

**અર્થ**:—વિષયના સંગથી મુક્ત રહેનાર, દેહમા આત્મબુદ્ધિ વગરનો, ધૈર્ય અને ઉત્સાહવાળો, કાર્યના ધારી સિદ્ધિ કે અણધારી અસિદ્ધિમા નિર્વિકાર રહેનારો કર્તા સાત્વિક કહેવાય છે.

સત્ત્વગુણી અંતઃકરણમાં જ આત્મજ્ઞાન પોતાની પ્રતિભા પાડે છે. મૂળે અંતઃકરણની ઉત્પત્તિજ પંચતત્ત્વના સાત્વિક અંશમાંથી છે, ત્યારે પ્રશ્ન એ થાય છે કે અંતઃકરણ જાતે જ જો સત્ત્વગુણનું કાર્ય હોય–સત્ત્વગુણનું બનેલું વસ્તુ જ હોય, તો પછી એમાં તો જ્ઞાન સ્વાભાવિક જ હોવું જોઈએ.

સાચી વાત છે કે અંતઃકરણ સત્ત્વગુણનું બનેલું છે, પણ એનો અર્થ એ નથી કે એમાં **આત્મજ્ઞાન** સ્વાભાવિક રીતે સ્ફુરે. એ સત્ત્વ-ગુણનું બનેલું છે એનો અર્થ એટલો જ કે જ્ઞાનેન્દ્રિયોનું એ મૂલ અને કેન્દ્ર હોવાથી લોકાલોકાન્તરના પ્રવાસી જીવાત્માને જે પોતાનાથી ભિન્ન અને દ્રશ્ય એવા બ્રહ્માંડનું ભાન–જ્ઞાન એનાથી થાય છે, એ જ્ઞાન એ દ્વૈતમય સંસારનું અને વિષયવનની વિચિત્રતાનું છે. એ જ્ઞાન ખરું અને ખોટું ( ભૂલવાળું ) હોઈ શકે: વસ્તુઓ અમુક ગુણધર્મ, અને નામરૂપવાળી છે, અને જીવાત્મા જે શરીરમાં હોય ત્યાં પોતાના સ્વભાવ પ્રમાણે એનો ઉપયોગ કરી શકે એવું જ્ઞાન અંતઃકરણમાં થાય છે, બીજે કોઈ સ્થળે નહીં, એટલો જ એનો અર્થ છે.

પણ આત્મજ્ઞાનનું પ્રતિબિંબ જ્યારે અંતઃકરણ ઉપર રજોગુણરૂપી પ્રાણની અને તમોગુણરૂપ સ્થૂલ શરીરનાં પાંચ તત્ત્વોની છાયા, દબાણ, કે પ્રભાવ ન પડતાં હોય ત્યારે એની વિશુદ્ધ સત્ત્વગુણની સ્થિતિમાં યથાર્થ સ્પષ્ટતાથી પડે છે. શાસ્ત્રના પંચીકરણ સિદ્ધાન્ત પ્રમાણે—

અંતઃકરણ ચતુષ્ય<br>અને<br>જ્ઞાનેન્દ્રિય પંચક } સૂક્ષ્મ તત્ત્વોનો સત્ત્વગુણી અંશ છે.

કર્મેન્દ્રિય પંચક<br>પ્રાણપંચક } સૂક્ષ્મ તત્ત્વોનો રજોગુણી અંશ છે.

સ્થૂલ તત્ત્વોનો અન્નમય કોશઃ–તમોગુણનો અંશ છે.

આ ઉપરથી સમજાશે કે અંતઃકરણ પોતે સત્ત્વગુણનો અંશ છે, એમાં રહેલો જીવાત્માનો अहंभाव જ્યારે રજોગુણ અને તમોગુણ સાથે મમતા બાંધે એટલે કે પોતાના કરતાં ભિન્ન અને દશ્ય એવા રજોગુણ-તમોગુણના વિષયોનો સંબંધ બાંધે, ત્યારે એણે મનથી એ વિષયોનું ધ્યાન કર્યું કહેવાય. શરીર હોય ત્યાં સુધી આ બધાં અંતઃકરણ, જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, અને પ્રાણવર્ગ રહેવાનાં, અને એ વ્યવહારમાં અંતઃકરણ બે રીતે વર્તન કરી શકે; (૧) પોતે વિષયોનું ધ્યાન ન કરતાં, એટલે રજોગુણી કે તમોગુણી દ્વૈત સાથેની મમતા ન રાખતાં કેવળ પોતે પોતાનામાં રહી, અંતઃકરણના સત્ત્વગુણી સ્વભાવમાં, વિષયમુક્ત રહી, પ્રતિબિંબરૂપે પ્રકાશ નાખતા સ્વરૂપભૂત ચૈતન્ય-સચ્ચિદાનન્દ-સાથે અભેદ રાખે, અનુભવે અને વિષયોના ધ્યાન તથા **સંગથી મુક્ત** રહે. અથવા (૨) ઉપર કહેલા વિષયોનું જ ધ્યાન કર્યા કરે, એમાંથી વિષયોનો સંગ થાય, પછી એની જ વાસના થયા કરે એટલે કામભાવ વધે અને એમાંથી એના પુત્રપરિવાર જેવા ક્રોધ, મોહ, સ્મૃતિભ્રમના વમળમાં ફસાઈ, હમેશાંને માટે **બંધ** વધારતો જાય.

આ ઉપરથી સમજાશે કે વિષયોનું ધ્યાન કરનાર અંતઃકરણ મૂળે સત્ત્વગુણનું છે, પણ એ જો વિષયોના ધ્યાનનો **સંગ** રાખી, રજોગુણ અને તમોગુણના પ્રભાવમાં મુગ્ધ થઈ, મોહાસક્ત બની એનું ચિંત્વન કર્યા કરે તો કામક્રોધાદિના બંધનમાં પડે; અને પોતાના સત્ત્વગુણી સ્વભાવમાં રહી, વિષયોથી **અસંગ** રહી સ્વરૂપનો જ વિચાર કરે તો બ્રહ્માનંદનો અનુભવ કરે અને **મુક્તસંગ** બને.

ભગવાન્ સમ્યક્ કર્માચરણ કરવાનું કહે છે, પણ મુક્તસંગ રહીને; અને એ જ સાચા જ્ઞાનની ચાવી છે, મોક્ષની એ જ ખરી સાધના છે; અને આત્મજ્ઞાનનું એ જ રહસ્ય છે. આવી મુક્તસંગ થવાની સાધના માટે જ અર્જુનનો પ્રશ્ન છે. ( ગી. અ. ૨-૫૪ ) એમાં સમાધિ દ્વારા

શરીરને નિશ્ચેષ્ટ બનાવી, સમસ્ત દ્વૈતભાવનાનો પ્રત્યાહાર કરી, સ્વરૂપસ્થ સુખનો અનુભવ કરવા, તેમ જ સ્વરૂપે પોતે અસંગ છે એવો નિશ્ચય કરવા ધ્યાનની આવશ્યકતા છે. પણ એમાંથી વ્યુત્થાન થયા પછી (કારણ કે જીવનપર્યન્ત ધ્યાન થઈ શકે નહિ એટલે) જ્યારે વ્યવહારમાં વર્ત્તવાનો પ્રસંગ આવે, ત્યાં તો વ્યાવહારિક દ્વૈત ખડું જ હોય છે, એમાં શી રીતે મુક્તસંગ રહેવું એવો પ્રશ્ન પણ ગીતાના એ જ શ્લોકમાં છે. તેના સમાધાન માટે વિષયધ્યાન ન કરતાં, રજોગુણના કામમાંથી ઉત્પન્ન થયેલા સંસારવૃક્ષનો **અસંગરૂપી** હથીઆરથી મૂલોચ્છેદ કરીને મુક્તસંગ રહેવાનું, અને પછી

**ततः पदं तत् परिमार्गितव्यम्** (અ. ૧૫-૪) **तत्पद** શોધી લેવા જેવું છે એમ ભગવાન્ આજ્ઞા કરે છે. એ **तत्पद** શોધન એટલે જ **तत्त्वमसि** મહાવાક્યના લક્ષ્યાર્થનો વિચાર અને અનુભવ

આવો અનુભવ કરવા માટે અંતઃકરણને પોતાના શુદ્ધ સત્ત્વ ગુણના સ્વભાવમાં રાખવું જોઈએ, અને તેથી ઉપર કહ્યું છે (અ. ૧૮-૨૬) તેમ કર્તાએ સાત્ત્વિક બનવું જોઈએ સાત્ત્વિક બન્યા વિના આત્મજ્ઞાન મળે નહી, એટલા માટે મુક્તસંગ થવું, અનહંવાદી એટલે હુ શરીર છું એવા વાદનો અભાવ; રજોગુણી કર્મેન્દ્રિયપંચક અને પ્રાણપંચક તથા તમોગુણી પંચભૂતાત્મક સ્થૂલ શરીર તે હું નથી એમ માનવું, એ **અનહંવાદ** એ બે મુખ્ય લક્ષણ બતાવી ભગવાન્ ત્યાર પછી સાત્ત્વિક ધીરજ, અને ઉત્સાહ રાખવાનું, કાર્યમાં સિદ્ધિ કે અસિદ્ધિ જે પ્રારબ્ધાનુસાર થવાની છે, એટલે એ બન્નેમાં નિર્વિકાર રહેવાનું કહે છે ગીતાના અઢારમા અધ્યાયમાં કર્મ, કર્ત્તા, ધૃતિ, બુદ્ધિ વગેરે જેટલા સાત્ત્વિક કહ્યા છે, એનો બરોબર વિચાર કરવો અને એ રીતે સાત્ત્વિક થવું, વસ્તુઓના ત્યાગાત્યાગમાં પડયા વિના—કારણ કે કર્મનો નિઃશેષ ત્યાગ જે અસંભવિત છે—તેનો ત્યાગ કર્યા વિના, એ કર્મમાં

અકર્મબુદ્ધિ, અકર્તાભાવ, ફલની અનિચ્છા, અખંડ ધીરજ, અદમ્ય ઉત્સાહ, અને એટલું કરતાં છતાં પણ અંતઃકરણને ધ્યાન દ્વારા સમાધિમાં મેળવેલા બ્રહ્માનંદથી ભરપૂર રાખી, જીવનના સમસ્ત કર્મનું ફલ જો બ્રહ્માનંદ જ છે, તો પછી વિષયાનંદ એ એનું ફલ નહીં, પણ **અસંગિત્વ** કેળવવાનું સાધન છે, અને મુક્તસંગ બનવાનો એ અજોડ અને એક માત્ર રાજમાર્ગ છે એમ સમજી **સમાચરણ** કરવું.

સમાચરણ એટલે સદાચાર જ નહીં, પણ જે કર્મ થાય તેમાં સર્વત્ર અંતરમાં સાત્વિકતા, અને એ કર્મમાં લક્ષ્ય તો આત્મદર્શનઃ એનું નામ સમાચરણ. સમસ્ત યોગનું ફલ છે આત્મશુદ્ધિઃ ધ્યાનના કર્મ દ્વારા સ્વરૂપનો અનુભવ કરો, કે જીવનના વ્યવહારમાં કર્મ દ્વારા વિષયોમાં ઉપર કહ્યું તેમ મુક્તસંગ રહી સમાચરણ કરો, પણ એ બધાંનો ઉદ્દેશ છે આત્મશુદ્ધિ. જુઓ નીચેની ભગવાનની કર્મની વ્યાખ્યા :—

> कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि।
> योगिनः कर्म कुर्वन्ति संगंत्यक्त्वाऽत्मशुद्धये ॥
>
> (અ. ૫-૧૧)

**અર્થ** :—યોગીઓ શરીર, મન, બુદ્ધિ કે કેવળ ઇંદ્રિયો વડે આત્મશુદ્ધિ માટે જ સંગનો ત્યાગ કરીને કર્મ કરે છે.

યોગી શબ્દ બોલતાં જ પરમતત્ત્વ અને આપણે કાંઈક જૂદા છીએ એવો ખ્યાલ આવે છે; પણ ધ્યાનપરાયણ બનીને અનુભવ કરતાં તો નિશ્ચય થાય છે કે એ સચ્ચિદાનંદ, બ્રહ્મ તો આપણે પોતે જ-આત્મા છીએ; એ તો સર્વત્ર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વાધાર, છતાં પણ નિર્લેપ સત્, ચિત્, આનન્દ અને કેવલ તથા **નિરાધાર** (પોતે પોતાનો જ આધાર છે) છે. આવું થાય છે ત્યારે આપણને સમજાય.

છે કે જ્યાં સુધી વિયોગની ભાવના છે, હું જૂદો અને બ્રહ્મસ્વરૂપ જુદું છે એમ લાગે છે ત્યાં સુધી વિયોગી અને વિરહી બનીને ઝૂરવાનું રહે છે એને માટે લ્હાડતડકો, ભૂખતરસ વેઠીને વ્રત કરવાનાં રહે છે, આ કર્મ કરવું અને આ ન કરવું, એવા બાહ્ય રજોગુણી વિષયોમાં પરિવર્તન થયા કરે છે, પણ એમ સમજવાનું નથી કે વિષયો, સ્થૂલ કે સૂક્ષ્મ બધા રજોતમોગુણી છે, એનો અંતરથી સંગ ન થવા દેવો એ જ મુક્તસંગ થવાની ખરી ચાવી છે. પરમાત્માનો વિયોગ માન્યા કરવો એ યોગીનો અસંતોષ છેઃ શક્તિનો ભંડાર પોતાનામાં ભર્યા કરવાની કામના રાખ્યા કરવી એ શાક્તોની અતૃપ્તિ છે. અને એવી દ્વૈતની સાધના વડે દૈવી વિષયો કે સૂક્ષ્મ તત્ત્વો, દેવદેવતાઓ કે એવી એવી કૈં કૈં ઉપાસ્યની આરાધના કરવામાં, કેવળ વિષયોનું જ—પોતાનાથી પૃથક્ તત્ત્વનું જ ધ્યાન કરવાનું થયા કરે છે; આ રીતે વિષયોના ધ્યાનમાંથી વિષયસંગ, એ સંગમાંથી સ્થૂલ સૂક્ષ્મ સિદ્ધિઓની કામવાસના, એમાંથી રાગદ્વેષ, અને એ રીતે દ્વૈતના વ્યવહારમાં સદાને માટે વિક્ષેપ, વિક્ષેપમાંથી દૂર રહેવા માટે હમેશાં એકાન્તની શોધ, અને પછી જેમ જેમ એકાન્તસેવન તેમ તેમ માનવસમૂહમાં સ્વાભાવિક આશ્ચર્ય પામવાની મોહબુદ્ધિ—આવી કૈં કૈં પરંપરાઓ અને ઉપાધિઓ વધ્યે જાય છે

સાચી વાત છે આત્મશુદ્ધિની; આત્મશુદ્ધિ માટે જ યોગ; યોગ એટલે ધ્યાન અને જ્ઞાન; ધ્યાન એટલે આંતરિક કર્મ અને વ્યવહારમાં ક્રિયા થાય એ બાહ્ય કર્મ; એમાં વિષયોનો સંગ ન થવા દેવો-વિષયોનું ધ્યાન ન થાય એ જ યોગની ખરી ચાવી.

ધ્યાન કરો આત્મસ્વરૂપનું; વેદો અને ઉપનિષદોએ બ્રહ્મનું નામ બતાવ્યું છે ૐ-ૐ ૐ. એ જ એનું નામ, એનો ધ્વનિ સાંભળો; એ છે સાચો અનાહત (અખંડ) ધ્વનિ; એના ધ્વનિમય નાદથી રોમેરોમમાં આનંદ છલકાય, પ્રાણમાં અનેરી ચેતના આવે, અને એ

બ્રહ્માનંદ જ સમસ્ત કર્મનું ફલ છે એવો અનુભવ અને નિશ્ચય કેળવી કર્મમાત્ર આત્મશુદ્ધિ માટે છે, **અસંગ** રહેવા માટે છે, અને **મુક્ત સંગ રહીને જ સમાચરણ** કરવાનું છે એ ન ભૂલતાં નિરન્તર આવા જ્ઞાનયજ્ઞનાં કર્મ કર્યા કરો; કર્મ સ્વાભાવિક રીતે જ થવા દો.

એટલા જ માટે અધ્યાય ૩જાના ૯મા શ્લોકમાં કહ્યું છે કે કર્મ તો યજ્ઞને માટે છે; યજ્ઞોમાં સર્વશ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ છે, એમ ચોથા અધ્યાયના શ્લોક ૩૩માં સ્પષ્ટ કહ્યું છે; બધાં કર્મની ઉત્પત્તિ સાક્ષાત્ બ્રહ્મમાંથી છે, અને આ જ્ઞાનયજ્ઞમાંથી ઉત્પન્ન થયેલો જ્ઞાનાગ્નિ બધાં કર્મને ભસ્મીભૂત કરી નાંખે છે અને કર્મ કરતાં કરતાં પણ બધું બ્રહ્મ જ છે એવી ભાવના કરવાનું અધ્યાય ૪માં સ્થળે સ્થળે કહ્યું છે. યોગ એટલે જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગ, રાજયોગ, હઠયોગ, મંત્રયોગ–આવી આવી અનેક વ્યાખ્યાઓમાં મનને ગૂંચવ્યા વિના પ્રથમ **વિયોગ**ના સ્વરૂપનો વિચાર કરીને વિયોગ છે તો તે કેવો છે? સાચો છે કે ખોટો? નિત્ય છે કે અનિત્ય? કર્મ કરવાથી યોગ થશે કે વ તુને ઓળખી લેવાથી? જેનો **વિયોગ** માનીએ છીએ તે વસ્તુ આપણાથી જૂદી છે કે એક? ભ્રાન્તિથી જૂદી માની લીધી છે? જૂદી છે તો કેટલે દૂર છે; અંતઃકરણમાં છે કે લોકલોકાન્તરના આકાશપાતાળમાં?

ભગવાન્ તો ભગવદ્ગીતાના અઢાર અધ્યાયમાં અઢાર પ્રકારના યોગ વર્ણવે છે અને એમ કહીને સમજાવવા એ માગે છે કે જે જે કર્મ કે વિચાર દ્વારા પરમતત્ત્વનો વિયોગ ટળીને એનો અનુભવ થાય તે યોગ;' જીવનની સક્રિય અને અક્રિય એવી બે અવસ્થાઓ છે; એ જ અવ્યક્ત અને વ્યક્ત; એ જ છે ધ્યાનની અને જ્ઞાનની ચિત્તની અવસ્થાઓ; શાંત એકાન્તમાં બેસી, પ્રાણ, મન, અને ઇંદ્રિયોને નિશ્ચેષ્ટ કરી, પરમતત્ત્વ પ્રતિ મનને શ્રદ્ધા તથા ભક્તિથી વાળી, વિષયોના ધ્યાનમાંથી મુક્ત બની ઈશ્વરીય ધ્યેયમાં એકાગ્રતા સાધીને ચિત્તનો નિરોધ કેળવવો, એ

ધ્યાનની બાબતમાં પણ સમ્યક્ આચરણ એટલે શાસ્ત્રોક્ત અને અનુભવીના ઉપદેશેલા ક્રમ પ્રમાણે પરમતત્ત્વનો અનુભવ કરી નિત્યને માટે વિયોગ નાશ પામે એવો યોગ કરવો, એ છે ધ્યાનની અવસ્થા. બીજી છે જ્ઞાનની અવસ્થા. પ્રાણ ચંચલ હોય, જ્ઞાનેન્દ્રિયોમાં દૃશ્ય જગતનું ભાન હોય, કર્મેન્દ્રિયો ક્રિયા કરે, ઇંદ્રિયો પોતપોતાના અર્થમાં વિચરે, અને એમ છતાં પણ વિષયોના સંગથી મુક્ત રહી તત્ત્વમાં યોગી બનીને સાધક મુક્તસંગ રહે એ સમાચરણ.

સાધક! આ તો પ્રાસ્તાવિકપણે લખેલા થોડા સંકેતના શબ્દો છે! જે સાધન કરો એમાં સ્વતંત્ર બુદ્ધિથી વિચાર કરો! ન ફસો શબ્દજાળમાં કે ન ખેંચાઓ કોઈ વિચારહીન ક્રિયાઓ પાછળ; એક ભગવદ્ગીતાનો શબ્દેશબ્દ વિચારો, શબ્દેશબ્દે યોગ ભર્યો છે; અર્થે અર્થે આત્મદીપક ચેતવી રાખ્યા છે; તમારો વિયોગ શાન્ત થશે, અને પછી નહીં રહે વિયોગ કે નહીં રહે યોગ; નહીં રહે અજ્ઞાન કે નહીં રહે જ્ઞાન—નહીં રહે અસિદ્ધિ કે નહીં રહે સિદ્ધિ—એ બન્ને દ્વંદ્વના સંગમાંથી મુક્ત રહેશો; અરે છો તે જ રહેશો—અનુભવશો; અને તમને ખરે જ પરમતત્ત્વ સમજાશે; ભગવાનનો આશીર્વાદ ઝીલવા અધિકારી બનશો, અને ભગવદ્ભાવમાં નિત્ય પ્રસન્ન રહી, કર્મ કે કર્મસંન્યાસ, વિષયધ્યાન કે વિષયત્યાગ, આત્મજ્ઞાન કે ઇશ્વરદર્શન, આવાં આવાં બધાં અણઉકેલ્યાં દર્શનનાં એવાં તો અનુભવરસીઆં થશો કે શાસ્ત્રનો, અનુભવીઓનાં વાક્યોનો મર્મ સમજશો ને કૃતકૃત્ય થશો; પુનઃ એ જ કહેવાનું છે કે:—

**मुक्तसंगः समाचर ॥**

ॐ ॐ ॐ

ॐ ॐ

ॐ

(મે ૧૯૪૩)

## સ્થૂલદેહની વાસના

જન્મથી મૃત્યુ સુધીમાં ક્ષણેક્ષણે વધઘટ પામનારા, રોગ અને આરોગ્ય વચ્ચે પીડાતા, અને પોષણની ચિન્તામાં જ મનને રોકી રાખનારા આ સ્થૂલદેહનો જરા વિચાર તો કરો! એનું પોષણ કરવું એ સ્વધર્મ છે; કારણ કે એની નિરોગીતામાં જ ચિત્ત એનાથી મુક્ત રહી, પરમતત્ત્વનું ચિન્તવન કરી શકે છે; પણ જેને એના બંધનમાંથી, મન ઉપર હમેશાં મૂકી રાખેલા હિમાલયના વજન જેટલા ભારમાંથી, એને અનેક જન્મમાં ઉપાડીને ફેરવ્યા છતાં પણ એમાંથી સુખ નથી જ મળતું એવી વેદના સાંપડીને સમજાઈ ચૂકી હોય, તેમ જ બધા ત્રિતાપનું–આધિ, વ્યાધિ, અને ઉપાધિનું–એ જ મૂળ છે એવું જ્ઞાન, પોતાનો અનુભવ, શાસ્ત્રોની સાક્ષી, અને શ્રી ગુરુના ઉપદેશ દ્વારા મળી ચૂક્યું હોય, એવા નિર્મળચિત્ત મુમુક્ષુને એના બંધગ્રહથી છૂટવાની ઇચ્છા થાય એણે તો ખરેખર, એ દ્વારા થતા વ્યવહારનો વિચાર કરવો જોઈએ.

એની ઉત્પત્તિનો વિચાર કરી જુઓ; સ્ત્રીપુરુષની જાતીય ભોગ-

વાસનાના સ્ખલનમાંથી ઉપજેલું, માતાના લોહી અને પિતાના મલિન જલમાંથી બંધાયેલું, અને ત્યાર પછી પણ મલમૂત્ર, કફ, લાળ, વગેરે વસ્તુઓને પોતાનાં નવ છિદ્રોમાંથી વારંવાર બહાર ફેંકતું આ સ્થૂલ શરીર ખરેખર ઉપાસ્ય નથી.

પણ સદ્‌વિચાર તો ત્યારે આવે કે જ્યારે એની નિત્યાનિત્યતા તરફ દૃષ્ટિ પડે. આપણે એની સાથે એટલો બધો અભેદ માની લીધો છે કે 'તમે કોણ'નો પ્રશ્ન પૂછતાં "હું આ" એમ કહીને પ્રત્યક્ષ દેખાતા જડ જેવા કાળા, ગોરા કે પીળા વર્ણના, સાડા ત્રણ હાથના બાહ્ય શરીરને જ આપણે બતાવીએ છીએ. મારી બુદ્ધિ, મારું મન, મારા વિચાર, મારી સ્ત્રી, મારો પતિ, મારો પુત્રપરિવાર, મારાં સંબંધી અને સ્નેહી, મારો ધનવૈભવ, મારાં મકાનમિલ્કત, મારી પ્રતિષ્ઠા, મારી પ્રશંસા, મારી સત્તા, મારું સૌંદર્ય, મારી કલા, મારી વિદ્યા, મારી સમજણ, મારું વ્યવહારકૌશલ્ય—આ ગણી ન શકાય તેટલાં મારાપણાનાં વંશવારસનો બધો ખજાનો આ સ્થૂલ શરીરનો જ હોય એમ માની છાતી બહાર કહાડીને ફૂલાતા ફરીએ છીએ; એના કેફમાં મસ્તક વાંકું રહે છે, આંખમાં ચમકારા થાય છે, અરે! કોઈ વાર રજોતમોગુણનો આંધળો નશો એટલો બધો ચડે છે કે દારૂડીઆની પેઠે નામવુંફરવું અને બેફામ વાણીવિલાસ પણ એમાંથી નીકળી પડે છે!

અજ્ઞાનનું આ જ પ્રથમ લક્ષણ છે; 'સ્થૂલદેહ જ હું છું' એમ વણસમજ્યે અને વગરવિચાર્યે માની લેવાથી આ ભવાટવીમાં ભટકવામાં અગંખ્ય સંતાપ આવી પડે છે, પણ અજ્ઞાનનો સ્વભાવ જ એવો છે કે ભાવિની આશામાં એ ભૂતવર્તમાનનાં અંકરોનો વિચાર કરી શકતો નથી; વર્તમાનનાં દુઃખોને પણ એ સુખ માની લે છે. એને કલ્પના પણ નથી આવતી કે દુઃખ ભોગવીને મેળવેલું એ સ્થૂલ શરીરનું સુખ અનિત્ય છે કે નિત્ય? રોગનું ઘર છે કે નીરોગીપણાનું? અભિમાન વધારે એવું છે કે શરીરની અનાસક્તિ કરાવી એમાંથી મમતાની નિવૃત્તિ કરનારું?

ઉપર ગણાવેલાં મકાનમિલ્કત કે ધનવૈભવ વગેરે સ્થૂલ શરીરનાં નથી એવું ચોકખું સમજાય એમ છે, છતા વ્યવહાર વખતે એ ભૂલી જવાય છે; જે સ્થૂલ શરીરને જ હું માનીને આપણે ઓળખીએ છીએ, એને તો એની સાથે કશો પણ સંબંધ નથી; છતા એની સાથે એટલું તાદાત્મ્ય બાંધી લીધું છે કે, એના દુર્બળ થવાથી મન દુર્બળ બને છે અને સશક્ત બનવાથી મન ફુલાઈને ફાળકો થાય છે; એને ન્હવરાવીને સ્વચ્છ બનાવી, દર્પણમા મ્હો જોતી વખતે એમ જ લાગે છે કે મારૂં સૌંદર્ય અપ્રતિમ છે, અને એ મોહની માત્રા એટલી બધી ચડેલી હોય છે કે ત્વચા, માસ, હાડકા, મજ્જા, મેદ વગેરેનું માસમય મલમૂત્રથી ભરેલુ શરીર જ જાણે આપણે છીએ એવી રીતનું જ વર્તન થયા કરે છે.

સ્થૂલદેહમા મુખ્યત્વે બે પ્રકારનો મોહ હોય છે, એક એનું બલ અને બીજુ સૌંદર્ય. શરીર નીરોગી હોય તો જ બલવાન હોય, અને બલવાન શરીર ન હોય તો કોઈ પણ પુરુષાર્થ થઈ ન શકે એ સિદ્ધાન્તને લીધે જ **शरीरमाद्यं खलुधर्मसाधनम्** જેવા ઘણા વાકયો શાસ્ત્રોમા લખાયા છે, આમ શરીરની નીરોગિતા અને પુષ્ટિ માટે એને શુદ્ધ સત્ત્વગુણી આહાર આપવો જોઈએ, આ રહી ધર્મદૃષ્ટિ

બીજી વાત છે એની સ્વચ્છતાની; સ્વચ્છતા પણ નીરોગીપણાનુ આવશ્યક અંગ છે, એના બાહ્યશૌચ દ્વારા સ્વચ્છતા સચવાય છે, અને સ્વચ્છ શરીર હોય તો મન પ્રસન્ન રહે છે, પ્રસન્ન મન સહજ સ્વભાવે ધર્મસાધનમા તત્પર રહે છે; આ સ્વચ્છતામા જ્યારે કળાનું પ્રમાણ ઉમેરાય છે અને વ્યવસ્થા એનો સ્વભાવ બને છે ત્યારે એ નિર્યમિત વિહાર કરી શકે છે; આમ—**युक्ताहार विहार**—એટલે યોજનાપૂર્વક, યુક્તિપૂર્વક, કે કુશળતાપૂર્વક આહારવિહાર દ્વારા બળ અને સૌંદર્યની પ્રમાણસર માત્રા સાચવવાથી મન પ્રસન્ન રહે; પ્રસન્ન મનમા દેહચિન્તા

ન રહે; અને દેહચિન્તા ન રહે અને આત્મચિન્તન સહજભાવે થઈ શકે એ ઉદ્દેશથી જ **शरीरमाद्यं खलुधर्मसाधनम्** કહેલું છે; પરંતુ આપણામાં વિવેકનો અભાવ હોય તો દેહને બળવાન બનાવવા માટેના આહારમાં અતિરેક થઈ જાય છે; પોષણને બહાને તામસિક અને રાજસિક આહારની ટેવ પડે છે: ખાનપાન પોષણ માટે નહિ, પણ સ્વાદેન્દ્રિયની તૃપ્તિ માટે છે એમ માની એના ગુલામ બની જવાય છે. અને પરિણામે આરોગ્યને બદલે રોગનાં કારણ જેવાં દૂષિત ખાનપાનથી **शरीरं देवमंदिरम्**ને બદલે **शरीरं व्याधिमंदिरम्** છે એવો અનુભવ થાય છે. આવો છે આપણો ખાનપાનનો અવિવેક; એ અવિવેક દેહાસક્તિ અને મોહમાંથી ઉપજે છે અને ભાનભૂલ્યો સ્વાદુ માનવી એવાં તો રાજસિક તામસિક-ખાનપાનનો રસીઓ બને છે કે એને ખાદ્યાખાદ્યનો કે ભક્ષ્યાભક્ષ્યનો કશો વિવેક નથી રહેતો. આનું નામ દેહાસક્તિ, શરીરનો મોહ, અને તામસિક દેહાભિમાન.

શરીર સ્વચ્છ રાખવામાં પણ કેવળ આરોગ્યનો જ ઉદ્દેશ નથી. એક બીજો પણ ઉદ્દેશ છે; ભગવાન પતંજલિ યોગદર્શનમાં કહે છે કે:—

**शौचात् स्वांगजुगुप्सा परैरसंसर्गः ॥ २ ४०.**

અર્થ:—શૌચથી પોતાના શરીરમાં ઘૃણા (વૈરાગ્ય) ઉપજે છે અને પારકા (મલિન શરીરો અને ચિત્તો)ના સંસર્ગનો અભાવ આવે છે.

આ સૂત્રનો જરા વિચાર કરી જુઓ; એમાં શૌચનું ફળ લખે છે દેહનો વૈરાગ્ય. આ શરીરને નવ દરવાજા છે. લોહીમાંસના બનેલા આ શરીરરૂપી ઘરમાંથી રાતદિવસ કચરો નીકળીને નવે ખાળમાંથી વહ્યા કરે છે. એને વખતોવખત સાફ ન કરીએ તો ગંદકીનો પાર ન રહે; એની દુર્ગંધ અસહ્ય થઈ પડે. એને સ્વચ્છ રાખવામાં આ દેહની

મલિનતાનું ભાન કરાવવાનો ઉદ્દેશ છે. પણ આપણાં અજ્ઞાન અને મોહ એવાં વિચિત્ર છે કે એવા મલિન, દુર્ગંધિમય દેહને પવિત્ર, સ્વચ્છ અને સુંદર માની, નવરાવી સાફ કરી, ફૂટડા થઈને હરવા-ફરવામાં, એના રૂપગુણના અભિમાનમાં ફુલાઈને અદ્ધર હવામાં ઊડતા હોઈએ એમ ચાલ્યા કરવામાં એવા તો અટવાઈ જઈએ છીએ કે સ્નાન અને વસ્ત્રાલંકાર વડે એને સૌંદર્યનું સંગ્રહસ્થાન બનાવવાની જ મહેનત કરીએ છીએ.

જન્મેજન્મે આવું શરીર નવું મેળવવું પડે છે; ક્ષણેક્ષણે ઘરડું થતું જાય છે; પળેપળે ગંદકી દલવ્યા કરે છે; શ્વાસેશ્વાસે અશક્તિ ઉમેરે છે; ડગલે ને પગલે મૃત્યુને નોતરે છે; અને રાતદિવસે જાણે મરવા જ મથતું હોય તેમ તનતોડ મહેનત કરીને 'હાયવરાળ'માં હવાતીઆં મારી કરે છે. આવી છે આપણાં અજ્ઞાન અને સ્થૂલદેહની આસક્તિ. એ કેટકેટલા વમળમાં ફસાવે છે એનું વર્ણન કરતાં વિવેકચૂડામણિમાં ભગવાન શંકરાચાર્ય લખે છે કેઃ—

**स्थूलस्य संभवजरामरणानि धर्माः**
**स्थौल्यादयो बहुविधा शिशुताद्यवस्थाः ।**
**वर्णाश्रमादिनियमा बहुधाऽऽमया स्युः**
**पूजावमानबहुमानमुखा विशेषाः ॥ ९१**

ભાવાર્થઃ—આ સ્થૂલ શરીરને જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણ હોય છે; સ્થૂલપણું (જાડાઈ) વગેરે પણ એમાં છે; બાલ્યાવસ્થા વગેરે એની અવસ્થાઓ છે. વર્ણ અને આશ્રમને અંગે પાળવાના નિયમોનું એને બંધન છે; અનેક પ્રકારના રોગો એમાં ભરેલા છે; માન, અપમાન, અને અતિમાન જેવા એમાં અહંકારના ધર્મો (આરોપેલા) છે.

માતાપિતાના રક્તવીર્ય જેવા, જોઈને પણ કંપારી છૂટે એવા,

ગદા પદાર્થોમાથી એનુ બીજારોપણ થાય છે માતાના ઉદરમા અન્નપાનના વિકારમાથી એ વધે છે નવ માસ સુધી એ ચામડાની કોથળીમા બંધાઈ રહી, એમા અનેક પ્રકારના કષ્ટો ભોગવે છે, અને વખત આવતા, પ્રાણદ્વારા જીવભાવ ધારણ કરી, જ્યારે આ પૃથ્વી ઉપર પોતાની હયાતી સિદ્ધ કરવા માસમય કારાગૃહમાથી બહાર આવે છે, ત્યારે પણ રક્તમાંસથી જ ખરડાયેલુ નીકળે છે, આમ બધી રીતે તપાસી જોતા એ શરીર ગદુ જ છે એવુ સ્મરણ રખાવવા જ જાણે એની રચના ઇશ્વરે કરી હોય એવુ ભાન થાય છે માતાને ગર્ભમાથી જ પીડા આપનાર, જન્મ્યા પછી પણ સ્તનપાન દ્વારા માતૃશક્તિને ચૂસી લેનાર, બાલપણના અજ્ઞાન દ્વારા માતાપિતાને રાતદિવસ સતાવનાર જુવાનીના તોરમા વિષયમદમા ગાંડાતુર બની આમતેમ આથડીઆ ખાનાર, અને અવસ્થાના ઉતરતા ઓટમા ઘરડો બની પુત્રપરિવારના મોઢમા તિરસ્કાર ભોગવનાર મનુષ્ય ખરેખર પામર છે'

સ્થૂલ શરીરની આવી વાસના બે પ્રકારે જન્મે છે

(૧) એને નીરોગી રાખવાના ઉદ્દેશથી વિશુદ્ધ અને પોષક અન્નપાનની આવશ્યકતામાથી અવિવેકને લીધે ઉપજતી સ્વાદ અને સૌંદર્યની વાસના,

(૨) એને નિત્ય માની એક જ દશામા રાખવાના મોહમાથી ઉપજતી, અભિનિવેશ દ્વારા પ્રકટ થતી મિથ્યા અહંકારની વાસના.

પ્રથમ વાસનામા શરીરને નીરોગી અને સ્વચ્છ રાખવાનો પવિત્ર ઉદ્દેશ ભૂલી જવાય છે, **શરીર ઈશ્વરમંદિરમ્** છે, સચ્ચિદાનંદ આત્માનુ એ સુન્દર, સુઘડ દેવસ્થાન છે, તેથી એને સ્વચ્છ અને નીરોગી રાખી મનને એમાથી એ ચીન્ધાણી લઈ, હૃદયગુહામા વિરાજતા પ્રકાશોના પ્રકાશ, ચૈતન્યના ચૈતન્ય અને સમસ્ત આનન્દોના આનન્દ-

સ્વરૂપ પરબ્રહ્મનુ એમા દર્શન કરવાનુ છે એ જ્ઞાનભાન માણુસે રાખવુ જોઈએ

આવી સુન્દર દેહભાવનાને મદને માણુસ એને જ પોતાનું સ્વરૂપ સમજી, એ વિકારી–ક્ષણેક્ષણે બદલાતી, અને મલિનતાના ભડાર જેવી એની રચનાનો વિચાર કર્યા વિના એને નિત્ય, સુદર અજર, અમર માની, જ્યારે આ ક્ષણભગુર જગતમા વ્યવહાર કરે છે, ત્યારે એ પરિણામે મોહ, આસક્તિ અને મમતાના બધનો વધારતો જાય છે, જેને નિત્ય માને છે એ જ છેવટે અનિત્ય થઈ પડે છે, એને સ્વચ્છ રાખવુ છે એમ માનીને રોજ સ્નાન કરતા છતા પણ એના નવ દ્વાર ગદકી જ ઓકચા કરે છે, અને પરિણામે પોતાના સ્વરૂપનુ નિત્ય અજર, અમર, આનન્દમય સ્વરૂપનુ ભાન ભૂલી, હુ મર્યો, જન્મ્યો, માદો પડયો, દુખી થયો, મારુ સર્વસ્વ નાશ પામ્યુ, આવી વિપરીત ભાવના વાળો બને છે !

શાસ્ત્રોમા આ શરીરની નિન્દા કરવાનો ઉદ્દેશ મનુષ્યને એમા વૈરાગ્ય ઉપજાવવાનો છે, સ્થૂલ દેહાધ્યાસમાથી છોડાવી, એનાથી વિશુદ્ધ 'હુ' જુદો છે, એનાથી વિલક્ષણ સ્વભાવવાળુ આત્મચૈતન્ય અજર, અમર, અને આનન્દઘન છે, અને એના મિથ્યા અન્યોન્ય અધ્યાસથી શરીરને જ જ્યારે આત્મા માની લેવાય છે, ત્યારે આવી ભ્રમણા થાય છે એવુ જ્ઞાન કરાવવા માટે જ સ્થળેસ્થળે એમાથી મમત્વ છોડાવવાની શાસ્ત્ર આજ્ઞા આપે છે ભગવાન્ શકરાચાર્ય કહે છે કે —

> शरीर पोषणार्थी सन् य आत्मान दिदृक्षति ।
> ग्राह दारुधिया धृत्वा नदीं तर्तुं स गच्छति ॥

(વિવેકચૂડામણિ–૮૪

ભાવાર્થ —(ઉપર વર્ણવી તેવી ઉલટી, દેહાધ્યાસની બુદ્ધિ વાળો) જે મનુષ્ય સ્થૂલ શરીરના પોષણની જ ઇચ્છાવાળો છતા

આત્માનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે છે, તે ખરેખર (પોતાની જડ-સ્થૂલમાં જ અટવાઈને જડ બનેલી) લાકડા જેવી બુદ્ધિ વડે મગરને પકડીને (એમાં ચડીને) નદીને તરી જવાનો યત્ન કરે છે, (એમ સમજવું.)

નાશવાન્ સ્થૂલદેહથી અવિનાશી આત્માનું દર્શન થાય ખરું? મલિન શરીર વડે પરમ પવિત્ર સચ્ચિદાનન્દ સ્વરૂપનો અનુભવ કરી શકાય ખરો? સ્થૂલને જ સાચું માનનારી, જડ પદાર્થને જ પોતાનું સ્વરૂપ સમજનારી જડબુદ્ધિ વડે પરમ ચૈતન્ય પરબ્રહ્મની પ્રાપ્તિ કેમ કરી શકાય? અને આવું છતાં પણ સ્થૂલદેહનાં ખાનપાનમાં, અને શૃંગાર વડે સજાવીને રૂડકા દેખાવાનો પ્રયત્ન કરનારા મનુષ્યો, એના દ્વારા ઇશ્વરદર્શન–આત્માનુભવનો પ્રયત્ન કરનારા હોય, દાન, પુણ્ય, જપ, તપ, વ્રત, પૂજા, પાઠ, વેદાન્તવિચાર, કે એવાં શાસ્ત્રોક્ત સાધનો કરતા હોય, પણ જ્યાં સુધી આ અનિત્ય દેહને નિત્ય માની, એના પોષણ માટે સ્વાદુ બની જીભલડીના ગુલામ બની બેઠા હોય, એને પરમ રસરૂપ આત્માનો અનુભવ–સ્વાદ શી રીતે મળે?

આ દેહને જ સૌંદર્યનું પ્રદર્શન બનાવી, આ સ્થૂલ નેત્રો વડે પરમ-સુંદર ભગવાનનું દર્શન કરવા ઇચ્છતા હોય, તેમને નિત્ય, દિવ્યસ્વરૂપ ભગવાનનાં દર્શન કરવાનાં દિવ્યચક્ષુ ક્યાંથી મળે?

દેહવાસનામાં પ્રથમ સ્થૂલદેહની વાસના જીતવાની છે; સ્વાદની ઇન્દ્રિયોને જીતો, આહારવિહારમાં વિવેક કેળવો! જીભ નહીં, પણ આરોગ્યશાસ્ત્ર શીખવે તેવાં ખાનપાન રાખો; વસ્ત્રપરિધાનમાં સૌંદર્યની નહિ, પણ શીતોષ્ણ દ્વંદ્વથી રક્ષા કરવાનો ઉદ્દેશ છે એ ન ભૂલો; સ્નાનપાન દ્વારા શરીરને સ્વચ્છ રાખવામાં, એની મલિનતાનું ભાન રાખી, જેમ બને તેમ એમાંથી આસક્તિ કહાડી નાંખી, આવું મલિન, વિકારી, નાશવાન શરીર હું નથી, એવું વૈરાગ્યનું અસંગ

શસ્ત્ર મેળવો; અને ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે તેમ युक्ताहार-विहार–યોગ્ય ખાનપાન અને વ્યવહાર રાખી કોઈ પણ વિષયમાં મર્યાદા ન ભૂલી જવાય એ ધ્યાનમાં રાખો !

રાતદિવસ મનને પરમાત્માના વિચારમાં રાખો, અહોર્નિશ પરમાત્માના ૐ એવાં સુંદર નામનો માનસિક જપ ચાલુ રાખો; સ્નાન, ખાનપાન અને વસ્ત્રપરિધાનમાં જ આયુષ્ય ન વીતાવતાં, ભોગવિલાસનાં, મનમાની મોજમજાહનાં આડંબરી કે અભિમાની બનવાનાં નહીં, પણ આત્મદર્શનનાં એ માત્ર ક્ષણભંગુર સાધન છે એવી શાસ્ત્રાજ્ઞાનું પાલન કરો.

વિલાસ અને વિનાશ, સ્વાદ અને રોગ, અતિમાન અને અપયશ, દંભ અને દુઃખ, એ બધાં કારણ અને કાર્ય જેવાં, બીજ અને વૃક્ષ જેવાં શત્રુઓની પેઠે તમારી પાછળ પડ્યાં છે, તેમાંથી બચી જાઓ, અને વિકાસ અને વિશુદ્ધિ, સંયમ અને આરોગ્ય, નિરભિમાન અને સ્વમાન, સરલતા અને સુખ જેવાં એનાં જ વિરોધી ગુણકર્મોનું અનુશીલન કરો. ખરેખર, દેવદુર્લભ આ શરીરને देवमंदिर બનાવી એની હૃદયગુહામાં–બુદ્ધિપ્રદેશમાં નિત્ય વિરાજી રહેલા સચ્ચિદાનંદઘન પરમાત્માને ઓળખો, અને અનુભવો !

ૐ

(જૂન ૧૯૪૩)

# આત્મભાન

શ્રીકૃષ્ણયજુર્વેદના કૈવલ્ય ઉપનિષદ્નો પ્રારંભ, બ્રહ્મવિદ્યાના આદ્ય ઉપદેશક બ્રહ્મા પાસે આશ્વલાયન ઋષિ શિષ્યભાવે જાય છે, ત્યાંથી થાય છે; આશ્વલાયન પ્રાર્થે છે કે :—

अधीहि भगवो ब्रह्मविद्यां वरिष्ठां
सदा सद्भिः सेव्यमानां निगूढां।
यथाऽचिरात् सर्वपापं व्यपोह्य
परात्परं पुरुषं याति विद्वान् ॥२॥

**શબ્દાર્થ** :—હે ભગવન્! સદા સંતોથી સેવાની, અત્યંત ગુપ્ત અને સર્વશ્રેષ્ઠ બ્રહ્મવિદ્યા મને ભણાવો, જે વડે વિદ્વાન તરત જ બધાં પાપનો ત્યાગ કરીને પરથી પર એવા પુરુષને પામે છે.

આ શ્લોકમાં બ્રહ્મવિદ્યા માટે જે પ્રશંસાના શબ્દો વાપરેલા છે, એ વિચારવા જેવા છે; એ વિદ્યાને પ્રથમ વરિષ્ઠ–સર્વશ્રેષ્ઠ કહી છે; કારણ કે સંસારની વિદ્યાઓને ઉપનિષદમાં અપરા વિદ્યાઓ કહી છે ને કેવળ

લોકલોકાન્તરમાં જ કામ આવે એવી હોય છે અને પરતત્ત્વનું જેથી જ્ઞાન થાય એ વિદ્યાને પરાવિદ્યા તરીકે બીજા ઉપનિષદોમાં ઓળખાવી છે. બ્રહ્મવિદ્યાનો શિષ્ય આટલું તો અવશ્ય જાણે છે કે જે વિદ્યા એને શીખવાની છે તે બીજી લૌકિક વિદ્યાઓના જેવી અનિત્ય નહિ, પણ નિત્ય અને શ્રેષ્ઠ છે. આ વિદ્યાના શ્રેષ્ઠત્વમાં એક બીજો ધ્વનિ પણ નીકળી આવે છે, કે એ વિદ્યા પ્રાપ્ત કર્યા પછી જીવનવ્યવહારમાં એનો કેવો ઉપયોગ કરવો એવો પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી; કારણ કે દ્વૈતમય જીવન અને સંસારવ્યવહારનો અંતરથી મૂલોચ્છેદ થાય છે.

બીજું વિશેષણ આવે છે સદા **સંતોએ સેવેલી.** સત્‌નું જેણે અનુસંધાન, અનુશીલન અને અનુભવ કર્યાં હોય તે સન્ત એવો અર્થ પરાપૂર્વથી ચાલ્યો આવે છે; સાંસારિક વિદ્યા અને એ વિદ્યાથી સજ્જ થયેલા વિદ્વાનની અહીં વાત નથી; સાંસારિક વિદ્યાઓ ધર્મ, અર્થ અને કામના ક્ષેત્રમાં ઉપયોગી થાય; સમાજનાં બંધારણ અને માનવ-જીવનના ઘડતરમાં એને સ્થાન હોય, પણ અહીં તો સમાજ, જીવભાવ, જગત્, ધર્માધર્મ તથા પાપપુણ્યના દ્વૈતમય સંસારથી પરપુરુષની વાત થાય છે; તેથી સાંસારિક વિદ્યાઓ સંસારના જેવી જ અને જેટલી જ અસત્ છે, તેથી એ વિદ્યાના જાણકારને સન્ત કહી શકાય નહીં. અહીં જાણી જોઈને જ સન્ત શબ્દ વાપર્યો છે. પ્રશ્ન પૂછનાર આશ્વલાયન સમજે છે મારે સત્‌-વિદ્યા જોઈએ છીએ, અસત્ વિદ્યાનું કામ નથી; અને એવી સદ્‌વિદ્યા જેણે મેળવી અનુભવી છે, એવા **સંતોએ સેવેલી** વિદ્યા મારે શીખવી છે.

ત્યારે એ વિદ્યા શું ચોરે અને ચૌટે વહેંચાય એવી છે? શહેરની ગલીઓમાં કે ગામડાને ગોંદરે એનાં પારાયણો, કથાઓ કે સપ્તાહો ઉજવાય એવી છે? ના; એ 'નિગૂઢ' છે; ગુપ્તમાં ગુપ્ત છે; અભેદ્ય રહસ્યમયી છે; કીમતીમાં કીમતી, છતાં અમોઘ હથીઆર જેમ આવડત

વગરના હાથમાં જાય તો રાગદ્વેષથી ભરેલો એ માણસ પોતાનો ચ
બીજાનો સંહાર કરી નાંખે, એવા ભયથી એને તીજોરીના જાપ
રાખવું પડે છે; ને સુયોગ્ય અધિકારી હોય તેને જ એ સોંપી શ
છે; તેવું જ આ બ્રહ્મવિદ્યાના વિષયમાં છે. પ્રત્યેક સાંસારિક વિ
પણ અધિકાર જ મુખ્ય ભાગ ભજવે છે, તેમ આ બ્રહ્મવિદ્યા
સમસ્ત દ્વૈત પ્રપંચના કાર્ય કારણનો ઉચ્છેદ કરે એ, રાગદ્વેષનાં મ
કાપી નાંખે છે; અશાંતિનાં કારણોને ધડમૂળથી ઉખેડી નાંખે છે, ત
એ તીવ્રતમ જ્ઞાન અને વૈરાગ્યની વિદ્યા, રાગદ્વેષ અને શાંતિ અશાં
કારણો પોતાના અંતઃકરણમાં જ છે એમ જે નથી સમજતો, ત
બાહ્ય જગતના પ્રાણી પદાર્થોને જ એમાં નિમિત્ત માને છે, એ
અર્ધદગ્ધ સંસારી ચિત્તના હાથમાં જાય, તો બકરૂં કાઢતાં ઊંટ પેસ
જેવી દશા થાય છે. એટલા માટે એ વિદ્યા સુયોગ્ય અધિકારીને
આપવી અને અપાય એવી છે. જે બ્રહ્મવિદ્યાની જેમાં ચર્ચા અ
આદાનપ્રદાન છે એવા મંત્રસમૂહને ઉપનિષદ એવું નામ પણ એટ
માટે આપવામાં આવ્યું છે કે એમાં બ્રહ્મર્ષિ–બ્રહ્મવિદ્ પાસે જિજ્ઞાસુ
વિનમ્ર ભાવે, નિરભિમાન વૃત્તિથી, અને કેવળ નિઃસ્વાર્થપણે સેવક
શિષ્ય બનીને જતા; શિષ્યને અન્તેવાસી કહેવામાં આવતો, અ
ઉપનિષદને રહસ્યવિદ્યાનું નામ અપાતું. અન્તેવાસી એટલે ગુરુન
એકાન્ત સાન્નિધ્યમાં એમના પુનિત ચરણોમાં બેસી ગુરુના અંતરમ
તેમ જ બાહ્યના એકાન્ત અરણ્યવાસમાં એ તપશ્ચર્યા અને સેવા મા
ખડે પગે નિવાસ કરતો. ત્યાં જ ઉપ–પાસે રહીને નિ–ષદ્–એનું અજ્ઞા
કપાતું. આમ ગુરુ અને શિષ્યના–શાસક અને શાસન કરવા યોગ
વિદ્યાર્થીના એકાન્તમાં પ્રાપ્ત થતી રહસ્ય વિદ્યાનું નામ ઉપનિષદ્ પડ
છે અને તેથી જ એને ગૂઢ-નિગૂઢ કહી છે.

અને એનું ફલ બતાવાય છે, પાપમાંથી મુક્તિ. સમસ્ત પાપ
મૂળ છે દેહબુદ્ધિ. હું શરીર છું, અને શરીરના સંબંધોને લીધે

આસપાસ મમત્વ બંધાતાં પ્રાણી પદાર્થો મારા ભોગવિષયો છેઃ એ ભોગવિષયોમાં વૃદ્ધિ કરવાની વૃત્તિમાંથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે ષડ્‌રિપુ મુખ્યત્વે, અને એનાં જ સગાંસંબંધી જેવા બીજાં આસુરી વૃત્તિનાં વલણમાં મનુષ્ય ગુંચાઈ જાય છે. એ માટેના જે જે કર્મ કરવાં પડે તેમાં અવશ્ય હિંસકવૃત્તિ રહેવાની, અને હિંસકવૃત્તિનું મૂળ જોવા જઈએ તો દેહબુદ્ધિ; એટલે દેહબુદ્ધિ રાખવી અહંકારને પોષવો, મારી બુદ્ધિ, મારી માન્યતા, મારી સમજણ મારૂં જ્ઞાન, મારી આવડત, મારી સત્તા, આવાં અહંમમત્વનાં જે ઝાંખરાં એના દેહાધ્યાસને વળગેલાં હોય છે. એમાંથી છૂટવાનો એ માત્ર ઉપાય છે એ દેહબુદ્ધિનો નાશ, અને એ નાશનો ઉપાય છે એક માત્ર આત્માકારવૃત્તિ. આમ પાપનો ભાર ઉતારી નાંખવા માટેનું જો કોઈ અમોઘ અને તાત્કાલિક સાધન હોય તો તે બ્રહ્મવિદ્યા છે અને તેથી જ આશ્વલાયન ઋષિ એ માટે **અચિરાત્** શબ્દ વાપરે છે. વિદ્વતા કે પાંડિત્ય, વર્ણ કે આશ્રમનો આડંબર, ત્યાગ કે વૈરાગ્યનો અહંકાર, જ્ઞાન કે વિજ્ઞાન રાખવાનો ડોળ, ઉપરાંત તપશ્ચર્યા, ઉપાસના કે પ્રાણવિદ્યાના સાધન દ્વારા સામર્થ્ય વધારી જગતને મુગ્ધ ને મૂઢ બનાવવાનો ચમત્કારિક સિદ્ધિસમૂહ એમાં નિરુપયોગી છે. જે વિદ્યાન અધ્યયન, અનુશીલન, અને અનુભવથી દ્વૈતની, સંસારની, લોક લોકાન્તરની ઉન્નતિ-અધોગતિની, ઐશ્વર્યની, તેમ જ લોકસેવા કે એવા બીજાં ધર્મ-અધર્મ અને પુણ્ય-પાપની ભેલડીઓની રમતમાં મન રમ્યા કરે એવાં પ્રલોભનો જેમાં હોય, તે વિદ્યા સંસારની વિસ્મૃતિ કરાવી શકતી નથી.

એટલા જ માટે અહીં એનું ફલ બતાવે છે પાપમાંથી મુક્તિ અને એ વિશુદ્ધ અંતઃકરણમાં થતું પરાત્પર પુરુષનું દર્શન. આવું પરાત્પર પુરુષનું દર્શન વિદ્વાન પામે છેઃ આ વિદ્વાન તે લૌકિક વિદ્યાનો આચાર્ય કે અધ્યાપક નહીં; પણ વાસ્તવિક સત્-ચિત્-આનન્દ સ્વરૂપ જે **જ્ઞાનઘન**

છે એનો જાણકાર, જેનો પોતાના અંતઃકરણની વૃત્તિ ઉપર કાબુ છે, જે સ્વરૂપના અનુસંધાનમા જ તત્પર છે, જેની વૃત્તિ લક્ષ્ય અને તત્ત્વ-સ્વરૂપમા જ લાગી રહેતી હોય છે, અને જેની પાસે બ્રહ્મવિદ્યાનો અભ્યાસાર્થી જાય તો એને સંસારની વિસ્મૃતિ કરાવી, એક માત્ર પરમતત્ત્વ પ્રતિ એના ચિત્તને અભિમુખ બનાવી, એમા જ એકાગ્રતા ઉપજાવી, વિશુદ્ધ સ્વરૂપથી અભિન્ન એવુ એક જ તત્ત્વ સમજાવે, ઉપરાંત એ એક, અદ્વિતીય, કેવળ, સાક્ષી, નિર્ગુણ અને ચૈતન્ય છે એવુ જ્ઞાન એની વૃત્તિમા આરૂઢ કરાવી, દ્વૈતનો સમૂળો બાધ કરાવે એવો ઉપનિષદ્જ્ઞાનનો અદ્ભુત રહસ્યવિદ્.

બ્રહ્મવિદ્યાની આ વ્યાખ્યા સર્વમાન્ય છે. બીજા ઉપનિષદો પ્રતિ ન જોતા કેન આટલી જ એને સમજણ પડે તો પણ જિજ્ઞાસુ કે મુમુક્ષુને માટે બસ છે. જિજ્ઞાસુનુ મુખ્ય કર્તવ્ય છે ચંચલવૃત્તિનો નિરોધ, અને એને માટે મુખ્ય આવશ્યકતા છે અનેક શાસ્ત્રો, અનેક તીર્થો, અનેક વ્યક્તિઓ પાસે જવાની, ઠેકઠેકાણે સાધન પૂછવાની, અનેક વિદ્વાનોના મતમતાંતરો જાણવાની જે કુતુહલવૃત્તિ છે એને રોકવાની.

છેલ્લા પચાસ વર્ષના ગાળામા આપણને જેટનો લાભ પુસ્તક-પ્રકાશનોથી થયો છે, તેમા થોડે અંશે નુકશાન એ થયું છે, કે શ્રવણ, મનન, નિદિધ્યાસનનાં સાધનનો બહુધા નિરાદર જોવામા આવે છે. જિજ્ઞાસુનાં હાથમા અનેકવિધ પુસ્તકો આવે છે. અનુભવના સ્પર્શ વિનાની બુદ્ધિના તર્કમાથી લખાયેલા, અહંવાદને જ પોષણ આપે એવાં, વ્યવહાર અને જગત રૂપી દ્વૈતને જ સત્ય ઠરાવનારા પુસ્તકો એના હાથમા આવે છે. ઉપરાન્ત મોટી મુશ્કેલી એ નડે છે કે બ્રહ્મવિદ્યામાં બાહ્ય ત્યાગ જરૂરી છે કે આન્તરિક વૈરાગ્ય, સંન્યાસ આશ્રમ, વનવાસ, ખાનપાનમા કડક નિયમો, ગુરુશરણની આવશ્યકતા

છે કે નહિ, સ્વતંત્ર વિચારશક્તિમાં શ્રદ્ધા રાખીને એ પ્રમાણે પોતાની જ બુદ્ધિને ગુરુ માનવી, કે કોઈ સન્ત કે શાસ્ત્રમાં જ શ્રદ્ધા રાખીને એ પ્રમાણે સાધન કરવું, કયા મંત્રનો જપ કરવો, કયા દેવની પૂજા કરવી, કયાં સ્તોત્ર કે ગ્રન્થનો પાઠ કરવો, ધ્યાન કેવી રીતે કરવું, ને કોનું કરવું ? આસન પ્રાણાયામ કેમ કરવાં—આવી આવી અનેક મુસીબતોથી અત્યારનો જિજ્ઞાસુ ઘેરાઈ ગયેલો છે. ઠેકઠેકાણે એને સન્તોનાં ટોળાં મળે છે; મોટા મોટા મહન્તો, આદ્ય શંકરાચાર્યની પીઠ પર આરૂઢ થયેલા અને શંકરાચાર્યના નામે જ ઓળખાતા સંન્યાસી મહાત્માઓ અને મંડલેશ્વરો, પરમહંસો અને દંડીઓ, ભગવાન શ્રીકૃષ્ણનાં કીર્તન, નૃત્ય, તથા સપ્તાહપારાયણ કરતા અને વિરહવેદનાનાં આંસુઓ સારતા ભક્તો, રામાયણોની રાગરાગણીઓની લહેરમાં પારાયણો કરનારાઓ, એકતારા, હારમોનિયમ કે તબલાંના સાજ સાથે ભજન લલકારનારાઓ, તીર્થો, કુંભમેળાઓ, અને સ્પેશ્યલ ટ્રેનની તીર્થયાત્રાઓના પ્રવાસો ગોઠવનારાઓ, આ બધા તરફ જ્યારે દૃષ્ટિ પડે છે ત્યારે એમ જ થાય છે કે ખરેખર! વર્તમાન યુગના જિજ્ઞાસુ! ત્હારી દશા દયાજનક છે! કોઈ ને નવીન પદ્ધતિથી જ્ઞાન શીખવું છે! કોઈ ને વિજ્ઞાન કે સાયન્સના પ્રયોગોથી સિદ્ધ થાય એવુ દેવદેવનાની ઉપાસના અને યોગના રહસ્યને જાણવું છે; કોઈ ને પોતાનાં ખાનપાન તથા રહેણીકરણીમાં ફેરફાર કર્યા વિના બ્રહ્મવિદ્ બનવું છે; કોઈ ને અનેક ગ્રન્થોના અભ્યાસ, ચર્ચા, અને એના ઉપર અભિપ્રાય આપવાની કળા ભણવી છે; જૂનવાણી કહીને જૂનાને ઓઢું, જંગલી, અંધશ્રદ્ધાળુ ઠરાવીને નવાના મોહમ મિથ્યાવાદી બનવું છે, તો કોઈ ને નવું એટલું કુસંસ્કારી કહીને જૂનવાણીના અંધકારમાં દેવવાદી બનવું છે; ટૂંકામાં પરિસ્થિતિ એટલી બધી વિકટ અને અતકર્ય બની છે કે અત્યારનો જિજ્ઞાસુ જો ખરેખર સાચો જ જિજ્ઞાસુ અને મંદવિરાગ, અલ્પબુદ્ધિ, અને શ્રદ્ધારંભન મુળાક્ષર શીખનાર જ હોય તો એને એવો તો દિશાભ્રમ થાય છે :

વ્યવહાર પરમાર્થમાંથી ઊભયભ્રષ્ટ જેવો બની બધું દોષદૃષ્ટિ જ જોતો આસ્તિક કહેવરાવવા છતાં નાસ્તિક જેવો મૂઢ બની બેસે છે.

સાચા જિજ્ઞાસુને આ શ્લોકમાંથી જે શીખવાનું મળે છે તેનો સાર નીચે પ્રમાણે તારવી શકાય.

(૧) આમાં ઉપદેશક સાક્ષાત્ બ્રહ્મા છે; બ્રહ્મ પોતે નિર્વિકાર રહીને, પોતાનું આત્મજ્ઞાન સાચવી રાખી, એવા જ નિર્વિકાર ભાવે સમસ્ત બ્રહ્માંડની રચના કરે તેથી જ એનું નામ બ્રહ્મવિદ્‌ના અર્થવાળું બ્રહ્મા કહેવાય છે. જેના અંતઃકરણમાં શુદ્ધ સત્ત્વગુણ હોય, એ સત્ત્વગુણના પ્રભાવે બ્રહ્મભાવ સતત્ જાગ્રત રહે, પોતાનું નિર્વિકારીપણુ અખંડ અને અક્ષુબ્ધ રહે છતાં બ્રહ્માંડના સર્જન જેવો વ્યાપાર ચલાવવા રજોગુણનો જ્ઞાનપૂર્વક આશ્રય સ્વીકારે તે બ્રહ્મા.

(૨) શાસ્ત્રમાં આવું જ અનુભવપ્રમાણુ બ્રહ્મવિદ્ માટે આપેલું છે. બ્રહ્મવિદ્ પણ સાક્ષીભાવે વ્યવહાર સંભાળે, ઈશ્વરના જેવી તટસ્થવૃત્તિથી નિર્જનમાં રહે કે અવતાર અથવા આચાર્યનાં જેવાં સમર્થ લોકોદ્ધારક કર્મ કરે, અને છતાં સ્વરૂપસ્થ રહે તે બ્રહ્મવિદ્યાનો આચાર્ય અને એ જ બ્રહ્મવિદ્.

(૩) આવા બ્રહ્મવિદ્ પાસે બ્રહ્મવિદ્યાનો વિદ્યાર્થી જાય છે. એવા વિદ્યાર્થીને એવું ભાન અવશ્ય હોવું જોઈએ કે બ્રહ્મવિદ્યા જ પરાવિદ્યા છે, બીજી અપરા વિદ્યાઓ કે જેના વડે લોકલોકાન્તરોમાં ઉન્નતિ, ઉત્ક્રાન્તિ કે ઐશ્વર્ય મેળવાય એ બધી વિદ્યાઓ નાશવાન પદાર્થો આપનારી છે, તેથી એ વિદ્યા પણ વિનાશી કહેવાય; બ્રહ્મવિદ્યાનો સંબંધ અવિનાશી બ્રહ્મ સાથે છે; એનો વિષય અવિષય બ્રહ્મ છે. બ્રહ્મ સર્વવ્યાપી હોઈ વિદ્યાસ્વરૂપ છે એટલે એ વિદ્યા જેટલી અવિનાશી છે એટલી જ સર્વશ્રેષ્ઠ છે.

(૪) સન્તોએ, સતના અનુભવીઓએ એ વિદ્યાના સેવનથી જ

મન્તપણું મેળવ્યું છે; સત્ એટલે ત્રિકાળમાં નિત્ય રહે એવું ભાવસૂચક પરમ તત્ત્વ. એનું સેવન કરનાર પણ સ્વરૂપ બને; અને તેથી એવા સન્તોએ સેવેલી વિદ્યા જ પરમ સત્ સમાન હોવી જોઈએ. અસત્ સંસારનું જ્ઞાન આપતી અસત્ વિદ્યાઓ અને અસત્ પુરૂષોએ સેવેલી વિદ્યા કરતાં એ કેવળ વિપરીત, સત્સ્વરૂપ અને નિત્યપદ આપનારી છે, એવું રહસ્ય એમાં છે

(૫) એ નિગૂઢ છે એટલે કે કેવળ ગુપ્ત છે; જેણે સમસ્ત લૌકિક પારલૌકિક વાસનાઓને તિલાંજલિ આપી હોય, જેનામાં કર્ત્તવ્ય, પ્રાપ્તવ્ય, કે ભોગ્ય વિષયની લેશ પણ ભોગેચ્છા ન હોય, એને જ એ વિદ્યા પચી શકે એવી છે; સાંસારિક વિદ્યાઓના અભ્યાસમાંથી ઉત્પન્ન થતી અવનવી વાસનાઓને એ બાળી નાંખે એવી છે, તેથી એવી વિદ્યાના ગ્રહણકો બહુ સંખ્યામાં હોતા નથી ઉપરાંત એ પરમબલદાયિની છે; રાગ પના દ્વંદ્વમાં મન્દોન્મત્ત થયેલાને, કે ઐશ્વર્યની ભૂખમાં હવાતીઆં મારનારાને જો એ વિદ્યા મળે તો એમાંથી પ્રાપ્ત થતા ઐશ્વર્યથી એ પોતાનો તેમ જ જગતનો પણ સંહાર કરવા પ્રેરાય. તેથી એનો અધિકારી કેવળ નિષ્કામ હોવો જોઈએ; એવા નિષ્કામ, એકાગ્રચિત્ત, આચાર્યભક્ત, અને આજ્ઞાશીલ બનીને અભ્યાસતત્પર રહેનારને જ એ ઉપયોગી-પરમ કલ્યાણકારી થઈ પડે એવી છે, તેથી એ રહસ્યમયી અને ગુપ્ત રાખવા જેવી છે.

(૬) એનું ફળ છે પરાત્પર પુરુષનું દર્શન. પ્રત્યેક જીવાત્મા શરીરરૂપી પુરમાં પૂરાયેલો પુરુષ છે. એનાં બાહ્ય અને આંતર એવાં બે સ્વરૂપ તો પ્રસિદ્ધ છે; બાહ્ય જગતમાં સ્થૂલ શરીર દ્વારા વ્યવહાર કરતું સ્વરૂપ સંસારમાં અવનવી કર્મભોગની ઉથલપાથલ કરે છે. અને બીજું આંતરનું વાસનામય સ્વરૂપ અસંખ્ય, લૌકિક પારલૌકિક ભોગ વિષયનું ચિંતન કરી, નવા નવા સંકલ્પો ગોઠવી, ભાવી જન્મની ગડમથલ કરી

કરે છે; એનું સત્ય, નિત્ય, શિવસ્વરૂપ તો એ બન્નેથી પર છે; અવ્યક્ત અને વ્યક્ત સ્વરૂપ તો બીજ અને વૃક્ષ જેવાં જન્મમરણશીલ છે; એમાં એ પાપ અને પુણ્યના કાદવથી ખરડાતો જાય છે, દેહબુદ્ધિમાં બંધાતો જાય છે, અને દ્વૈતની જંજાળમાં એવો તો ગૂંચાતો વણાતો જાય છે કે છેવટે દેહબુદ્ધિ એ જ પાપ છે, અહંમન્યતા અને મમત્વપદ તો પાપકર્મ છે એવો વૈરાગ્ય આવે છે, ત્યારે એને એ બન્નેથી પર-પરથી પણ પર જે પુરુષ છે, જે નિર્વિકાર, પાપપુણ્યથી પર, બધાં દ્વંદ્વથી પર, સર્વાતીત તત્ત્વ છે તેને પામીને જ પાપમાંથી મુક્ત થવાય છે એવો નિશ્ચય થાય છે. એ વિના શાંતિ નથી એવી બુદ્ધિ એને સૂઝે છે; ત્યાર પછી એ ગુરુશરણ ગ્રહણ કરે છે અને પરાત્પર પુરુષ તે સાક્ષાત્ બ્રહ્મ છે, અને એ સંબંધીની વિદ્યા જ સાચી વિદ્યા છે, તેથી એ ભણવા માટે કમર કસે છે.

તત્ત્વના જિજ્ઞાસુએ પોતાની બુદ્ધિથી પોતાનો અધિકાર વિચારી લેવો જોઈએ. બ્રહ્મવિદ્યાની જ જો જિજ્ઞાસા હોય તો પછી એને માટે બીજી દોડધામ, અનેક પુસ્તકોનું વાચન, ભિન્ન ભિન્ન ગ્રન્થકારો, વિવેચકો, અને તુલનાત્મક અભ્યાસના લખેલા ગ્રન્થો એને શાંતિ નહીં આપી શકે. ઠામઠામ ભટકવાથી એની વૃત્તિમાંથી ચંચલતા નહિ હટે. એથી તો ઉલટું પડેલાં જોઈ ગયા તેમ એવી મનોભુગ્ન દશા થશે કે છેવટે જગતમાં એને બધે દોષ દેખાશે અને પરિણામે એ દુ:ખનો ભંડાર બની એકાન્તમાં બધાં ધર્મશાસ્ત્રોની, સમસ્ત સાધુ-વૃન્દની, અને બીજા જિજ્ઞાસુઓની નિન્દા કરીને જ પોતાના તામસિક અહંકારને વધારશે.

આટલા માટે પ્રથમ જિજ્ઞાસુએ આત્મભાન કેળવવાની જરૂર છે. જે આત્માનું જ્ઞાન મેળવવું છે, એ આત્માનો નિવાસ અને એનું સ્વધામ દૂર નથી; આકાશ પાતાળમાં નથી; અલબત્ત સત્ પુરુષોના

સહવાસમાં છે, પણ કાયમ શાસ્ત્ર જ સાંભળ્યા કરવાથી, રોજ કથાશ્રવણ, તીર્થયાત્રા, દેવદર્શન કે એવાં બહિરંગ સાધનોમાં સમય વિતાવવાથી જ આત્મજ્ઞાન મળતું નથી. આત્મજ્ઞાન મેળવવામાં મુખ્ય વાત આપણો અધિકાર ઓળખવાની છે. ઉપરના શ્લોકમાં બ્રહ્મવિદ્યાના વિદ્યાર્થીનાં જે લક્ષણો બતાવ્યાં છે, એ પોતાનામાં છે કે નહિ એની તપાસ કરવી જોઈએ, પોતે ખરેખર નિષ્કામ તત્ત્વજિજ્ઞાસુ છે, અને દેખાદેખી ચીલે ચાલનારો, રખડાઉ નિશાળીઓ ન હોતાં સુસંગત વિદ્યાર્થી છે એની એણે ખાત્રી કરી લેવી જોઈએ.

અત્યારની પરિસ્થિતિ વિપરીત છે એ વાત સાચી હોવા છતાં પરિસ્થિતિને જ દોષ દેવાથી પરિસ્થિતિ સુધરતી નથી; ખરો જિજ્ઞાસુ અંતર્મુખી હોય છે; એ પોતાના ચિત્તના દોષ તપાસી જૂએ છે; નિષ્કામ અને સકામ કર્મોપાસનાના ભેદને તપાસી સકામ ભાવોને તિલાંજલિ આપે છે. જિજ્ઞાસા જો સાચી જ હોય તો બાહ્ય પ્રવૃત્તિમાંથી ચિત્તને નિવૃત્ત કરી, વ્યવહારમાં યથાશક્તિ અને યથાસાધ્ય સમાધાન કેળવી, એકલક્ષ્યપૂર્વક કોઈ આચાર્ય—બ્રહ્મવિદ્યાના જ આચાર્ય પાસે જઈ ઉપર પ્રમાણે પ્રશ્ન કરે છે—અરે ' એવા જિજ્ઞાસુના અંતરમાંથી આવો પ્રશ્ન જ સહજ અને સ્વાભાવિક રીતે નીકળી પડે છે, બીજો નહિ.

પુસ્તકો ખૂબ છપાઇ રહ્યાં છે ને છપાય છે; સન્તમહન્તો શું શહેર કે શું ગામડામાં, હિંદુસ્તાનના ખૂણેખૂણામાં બ્રહ્મવિદ્યાની લહાણી કરતા હોય એમ નજરે પડે છે; એમાં સાચાખોટાની પરીક્ષા થઈ શકે એમ નથી; કરવી યોગ્ય પણ નથી; કારણ કે બ્રહ્મવિદ્યા કાંઈ અમુક જ આશ્રમ, વર્ણ, જાતિ, લિંગ, વય કે અવસ્થાને વરેલી નથી; બ્રહ્મવિદ્યા તો બ્રહ્મને વરેલી છે, તેથી જેટલી એ નિગૂઢ છે, તેટલી જ બ્રહ્મવિદ્ના અંતરમાં નિગૂઢ રહેલી છે. એટલે કોણ બ્રહ્મ-

દર્શી છે ને કોણ નથી એ કળી કઢાડવું અઘરું છે; આવી દશામાં જિજ્ઞાસુને સગવડ કરતાં અગવડ વિશેષ છે. એક દૃષ્ટિએ જોતા એને થોડે પરિશ્રમે સન્તો અને શાસ્ત્રોનો ઘેર બેઠાં લાભ મળે છે, ત્યારે બીજી દૃષ્ટિએ જ્યાં સંત અને શાસ્ત્રોની વિવિધતા અને વિપુલતા નજરે પડે છે, ત્યા એની અપક્વ દૃષ્ટિ બ્રહ્મવિદ્‌ને તારવી શકતી નથી. ઘઉંમાં કાંકરા છે કે કાંકરાંમાં ઘઉં છે, એવી મૂંઝવણ થઈ પડે છે!

જિજ્ઞાસુની દશા આને લીધે વિચિત્ર થઈ પડી છે. એ બ્રહ્મ-વિદ્યાની વાતો કરે છે; એનો રસીઓ બને છે; આ સન્ત અને પેલા સાધુ, આ શાસ્ત્ર અને પેલું પુસ્તક, નવું કે જૂનું આવી દોડધામમાં એનાં અશાંતિ, ચપળતા, અને અશ્રદ્ધા વધતાં જાય છે. શાંતિ તો પોતાના પુરુષાર્થ અને પૂર્વસંસ્કારને લીધે જ્યારે સાચું સાધન થાય ત્યારે જ થાય છે; પણ એમાં વગોવાય છે સન્ત અને શાસ્ત્ર તથા જિજ્ઞાસુ અને ભક્ત. ખરું જોતાં એમાં બ્રહ્મવિદ્યા અને બ્રહ્મવિદ્યાનાં સાધન વગોવવાનાં નથી, પણ જિજ્ઞાસુના ધૃતિ અને બુદ્ધિ જ ખોટી દિશા ધારણ કરી બેઠાં હોય છે, કારણ કે એમાં જ દોષ ભરેલા હોય છે.

બ્રહ્મવિદ્યા તો એક એવી અમોલ અને અલૌકિક વિદ્યા છે કે હજુ સુધી એ એકસરખી નિર્દોષ રહી છે. કર્મ અને ઉપાસના, યોગ અને તંત્રશાસ્ત્રોની દ્વૈત સાધનાની વ્યાખ્યા બદલાશે, વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે તત્ત્વોની સંખ્યા ગણવામાં વધઘટ થશે, કારણ કે જ્યાં દ્વૈત છે, ત્યાં દૃશ્યની પરીક્ષા, નિરીક્ષણ અને એની સંખ્યા કરવામાં બધો આધાર દૃષ્ટાના અંતઃકરણ ઉપર રહે છે; જેવો દૃષ્ટા એવું દૃશ્ય એ આધારે એમાં તો હમેશાં મતભેદ રહેવાના જ; પણ જ્યાં દૃષ્ટા અને દૃશ્ય ઉભયને જોનારી, બન્નેના અધિષ્ઠાનરૂપી કેવલ ચૈતન્ય, દૃગ્શક્તિ જ સત્ય છે, એવું દીવા જેવું સ્પષ્ટ દેખાડી આપનારી, નિત્ય અભેદનો જ

ઉપદેશ આપનારી, અને સમસ્ત દ્વૈતપ્રપંચનો મૂળોચ્છેદન કરનારી બ્રહ્મવિદ્યા તો જેવી શોધાઈ અને સાંપડી છે તેવી જ રહેવાની છે, એ નિ સશય અને નિર્વિવાદ વાત છે.

પણ હવે આપણે મૂળ મુદ્દા ઉપર આવીએ. આશ્વલાયન વિદ્યાર્થીને ઉત્તરરૂપે આચાર્ય બ્રહ્મા એને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે જે સાધન બતાવે છે, એનો વિચાર કરીએ કે જેથી આપણી મૂઝવણનો પૂરેપૂરો નડી તો કંઈ અ શે પણ ઉકેલ આવે. આચાર્ય એ અભ્યાસાર્થીને કહે છે કે —

**तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगात् अवेहि ॥२॥**

**શબ્દાર્થ** —તે પિતામહે એને કહ્યુ. "શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન એ ત્રણના યોગ વડે તુ એને ઓળખ"

આ મુખ્ય વાત કહીને આગળ એ ત્રણ સાધન દ્વારા અભ્યાસ કેમ કરવો એના વિગત અને વિસ્તાર આપે છે પણ જો પ્રથમ આ ત્રણને જ સમજીને જીવનમા ઊતારવાનો પ્રયત્ન થાય તો પાછળની વિગતમા ભૂલ પડવાનો સભવ નથી આ ત્રણે સાધનો બ્રહ્મપ્રાપ્તિનાં નથી, પણ બ્રહ્મપ્રાપ્તિ માટે ચિત્તને અધિકારી બનાવવાના છે કારણ કે એના બાહ્યાગ તરીકે તરત જ ઋષિ કહે છે કે —

**न कर्मणा न प्रजया न धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥४॥**

**શબ્દાર્થ** —માત્ર ત્યાગથી જ ઘણા અમૃતત્વ (બ્રહ્મભાવ)ને પામ્યા છે, કર્મ, પ્રજા કે ધન વડે નહી.

આ નિષેધનો પ્રથમ વિચાર કરીએ કર્મમા હમેશા કર્તાપણુ રહે છે, કર્તાના બુદ્ધિ અને ઇંદ્રિયો જેવા હોય તે પ્રમાણે કર્મનું ફ્લ આવીને ઊભુ રહે, એ કર્મમા પ્રજા અને ધનની અપેક્ષા રહે છે, કર્મ એકલાં

બની શકતાં નથી. સગાં-સંબંધી, સ્નેહીવર્ગ, અને ઈતર આચાર્ય તથા ઋત્વિજ વર્ગ વગેરેની એમાં ગરજ રહે છે; અને એ બધાના પોષણ માટે ધન જોઈએ. આ બધું અનિત્ય છે; અનિત્ય સાધનસામગ્રી વડે જે જે ઉપજાવી શકાય, તે બધું અનિત્ય હોય એ તો એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે. એટલે અનિત્ય કર્મ અને વિનાશી સાધનથી નિત્ય બ્રહ્મ-વસ્તુની પ્રાપ્તિ થઈ શકે નહિ, એ ન્યાયે બ્રહ્મા કહે છે કે એ બધાનો ત્યાગ કર્યા પછી જ, ચિત્તમાંથી એનો નિર્મૂલ ઉચ્છેદ કરીને પછી જ, અમૃત સ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ-અનુભવ થાય છે. ફલિતાર્થ એ નીકળે છે કે પ્રથમ આ ત્રણેયનો અંતરથી નિષેધ અનુભવવો અને પછી ઉપર સાધન બતાવ્યાં છે એને ઠાંસીઠાંસીને હૃદયમાં ભરવાં.

**શ્રદ્ધા :** આમાં પ્રથમ શ્રદ્ધાનો યોગ કરવાનો છે; વેદાન્તનાં શાસ્ત્રમાં આપણે શ્રદ્ધાની વ્યાખ્યા વાંચીએ છીએ તો નજરે પડે છે કે "ગુરુ અને વેદાન્ત વાકયોમાં વિશ્વાસ" એ વાત સોળે સોળ આના સાચી છે, પણ આપણે ઉપર જોઈ તપાસી ગયા તેવી સ્થિતિમાં શ્રદ્ધા કયા સન્ત ઉપર કરવી ? કઈ વ્યક્તિમાં શ્રદ્ધા રાખવી ? કયું શાસ્ત્ર સાચું માનવું ? શ્રુતિઓ ભિન્ન ભિન્ન છે, આચાર્યો ભિન્ન ભિન્ન છે; સૌ પોતપોતાના અનુભવ પ્રમાણે બોલે છે એમ આપણે માનવાનું રહ્યું. એવી દશામાં જિજ્ઞાસુની અપક્વ અને અજ્ઞાની બુદ્ધિ કોનામાં શ્રદ્ધા રાખે એ પ્રશ્ન ઉપલક દૃષ્ટિએ વિકટ લાગે એવો છે.

જિજ્ઞાસુ કે મુમુક્ષુ વીર ! તું વિચાર કરતાં શીખ: જિજ્ઞાસુ એટલે બ્રહ્મજ્ઞાનને જાણવાની, અને મુમુક્ષુ એટલે મોક્ષની ઈચ્છા કરનાર. તને જો બ્રહ્મ જાણવાની સાચી ઈચ્છા હોય તો જ તું જિજ્ઞાસુ છે; એ માટે પ્રથમ શ્રદ્ધા જોઈએ એ સાવ સાચી વાત છે. પણ શ્રદ્ધા કયા શાસ્ત્રમાં રાખવી, અને કયા સન્તમાં ગુરુબુદ્ધિ કરી એમનાં વચનને બ્રહ્માના અક્ષર તરીકે કબૂલ કરી લેવાં ?

આટલા માટે આત્મજ્ઞાન મેળવ્યા પહેલાં **આત્મભાન** હોવું જોઈએ; પોતાના અંતઃકરણની પ્રત્યેક વૃત્તિને તપાસી જોતાં શીખ; તારું અંતઃકરણ સાંસારિક ઘોડા દોડાવે છે કે અલૌકિક નિત્યસુખની ઝંખના કરે છે એનું ભાન કેળવ; તારી જ્ઞાનેન્દ્રિયો બાહ્ય અને અન્તરમાં વિશ્વને જ ઓળખે છે કે બધે નિત્ય જ્ઞાનસ્વરૂપ પરમાત્માનું જ જ્ઞાન મેળવવા મથે છે એનું ભાન રાખવાનું તને સૂઝે છે? તારી કર્મેન્દ્રિયો અનિત્ય સુખ માટે જ કર્મ કરે છે કે નિત્યપ્રાપ્ત બ્રહ્માનંદ-રૂપી ફલ માટે દોડધામ કરે છે એની સાવચેતી રાખ! આમ આત્મજ્ઞાન મેળવતા પહેલાં આત્મભાન કેળવવાનું છે; ક્ષણે ક્ષણે તારી જાતને તપાસતાં શીખ; તારી જાત શુદ્ધ હશે, તારો ઉદ્દેશ પવિત્ર હશે, તારી ઇચ્છા નિર્મળ સુખ માટે જ ઝંખતી હશે, તારા અંતરમાં જ્ઞાન માટે અગ્નિ ધખધખતો હશે, તો અસત્ શાસ્ત્ર, અસદ્ગુરુ અને એનાં ઉપદેશેલાં અસત્ સાધનો સહજ સ્વભાવે જ તારી વાટમાં નહિ આવે. માટે પહેલાં આત્મભાન અને પછી આત્મજ્ઞાન એટલું કૃપા કરીને શીખી લે! આંધળો બનીને કયો આશ્રય શોધવા નીકળ્યો છે? આત્મભાનરૂપી આંખો ઉઘાડ એટલે બધું સરલ, સહજ, અને સ્વભાવ-સિદ્ધ લાગશે.

સૌથી પ્રથમ આત્મશ્રદ્ધા રાખ! શાસ્ત્ર અનેક છે એમાં હેરફેર થઈ શકશે; સંતો અસંખ્ય છે એમાં પણ એક આચાર્ય બદલીને બીજાનું શરણ લેવાશે, પણ તું તને પોતાને બદલી નહિ શકે. કારણ કે જે કાંઈ લાભ હાનિ, પ્રાપ્તિ કે અપ્રાપ્તિ થવાની છે તે તને છે; માટે પ્રથમ તું તારામાં શ્રદ્ધા રાખઃ બ્રહ્મની જ જો જિજ્ઞાસા હોય તો બીજી કોઈપણ સંસારી પદાર્થની વાસના તારા અંતઃકરણમાં ન હોવી જોઈએ એ સ્પષ્ટ છે; એટલે પોતાનામાં શ્રદ્ધા રાખી, અંતઃકરણમાંથી લોક પરલોકના ભોગની વાસનાને નિર્મૂળ કરી નાંખ; શ્રદ્ધાનું પ્રથમ પગથીઉં છે અંતકરણની શુદ્ધિ. અંતકરણમાં હોય ભોગની સૂક્ષ્મ વાસના અને

દોડાદોડી દેખાડાતી હોય જો બ્રહ્મજિજ્ઞાસા માટે, તો જરૂર તું ઠગાઈશ; બ્રહ્મ કે બ્રહ્માનાં વાક્યો પણ તને સંતોષ નહિ આપી શકે; આ વિદ્યાની પ્રાપ્તિમાં દંભ નહીં ચાલે, અજ્ઞાન નહીં ચાલે, માટે તું અંતર તપાસી જો અને ભોગવાસનાને ભસ્મીભૂત કરી નાંખ એટલે તને એવાં દિવ્ય ચક્ષુ મળશે કે જેથી કયું શાસ્ત્ર બ્રહ્મજિજ્ઞાસાને તૃપ્તિ આપે એવું છે અને કયા આચાર્ય બ્રહ્મવિદ્યાનું દાન આપે એવા છે એ સમજાશે. શાસ્ત્ર અને આચાર્યના અધિકાર જોવા માટે દોડતાં પહેલાં અંતરના ઊંડાણમાં ઊતરીને પોતાના આત્મા ઉપર શ્રદ્ધા રાખ; જો તારામાં ત્યાગ હશે તો તારે ક્યાં ઠગાવાનું છે? ઠગાવાની કે ખોવાની જે પ્રજા, ધન, વૈભવ, કીર્તિ વિગેરે વસ્તુઓ જે છે તેને તું પ્રથમથી જ ત્યાગીને બેઠો છે: અંતરમાંથી એને અનિત્ય સમજી બેઠો છે, પછી તારી પાસેથી એ આચાર્યો કે શાસ્ત્રોને લેવા જેવુ કે તને અન્યમાર્ગે ભમાવવા જેવું રહ્યું શું? આમ પોતાનાં જ્ઞાનચક્ષુ ઊઘડવાથી ઉપદેશ આપનાર આચાર્ય અને ઉપદેશની વિદ્યા જ્ઞાનમય છે કે નહિ એ તું સહેજે ઓળખી શકીશ. આવી રીતે પ્રથમ આત્મશ્રદ્ધા દ્વારા ત્યાગ અને પછી સત્શાસ્ત્ર અને સદ્દગુરુમાં અનન્ય શ્રદ્ધા અને શરણાગતિ!

**ભક્તિ**: શ્રદ્ધા આવી એટલે સંતો પ્રતિ અનન્ય પ્રેમ, પ્રીતિ, તથા ભક્તિ સ્વાભાવિક રીતે જ ઊગી નીકળવાનાં: શ્રદ્ધારૂપી અમૃતની અંતઃકરણરૂપી ક્ષેત્ર ઉપર વર્ષા થઈ કે ભક્તિનું બીજારોપણ થવામાં વિઘ્ન નહિ આવે. અને જ્યાં શ્રદ્ધા અને ભક્તિથી તરબોળ થયેલી ચિત્તભૂમિમાં બીજાંકુર ફૂટવા માંડ્યા કે ત્યાં ધ્યાનનું અક્ષય, અવિકારી અને સંપૂર્ણ નન્દનવન સમું 'એવું' તો ભગવદ્દવૃક્ષ ફૂલશે ફાલશે કે દ્વૈત અને અદ્વૈતનો ભેદ કપૂરની પેઠે ઊડી જશે. અન્તર્મુખ્યા કે બહિર્મુખ્યા, જગત કે ઈશ્વર, આત્મા કે પરમાત્મા, સગુણ કે નિર્ગુણ, સાકાર કે નિરાકાર જેવા બધા મુખ્ય અવાન્તર ભેદો ગળી જઈને સર્વત્ર, સદા, સર્વથા, બ્રહ્માનન્દની જ એ ચિત્તમાં છોળો ઊછળશે.

**ધ્યાન :** ત્યાગદ્વારા આત્મશ્રદ્ધા આવી, શ્રદ્ધાદ્વારા સાચાં શાસ્ત્ર અને સાચા ગુરુ ( સદ્ગુરુ )ની ઓળખાણ પડી; ત્યાર પછી એમના પ્રતિ બ્રહ્મભાવે અનન્ય પ્રીતિ ઉપજી; અને એ અદ્વિતીય ભક્તિદ્વારા ચિત્તનું જે સતત્ સ્મરણ, રટણ કે અનુસંધાન રહ્યું એમાંથી તૈલધારાવત્ અખંડ, સહજ સ્વભાવે ધ્યાન રહેવા માંડયું એટલે શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનનો એવો તો ત્રિવેણીસંગમ થયો કે જ્યાં બ્રહ્મવિદ્યા જ બ્રહ્મ વરૂપે વિરાજી રહી.

અમૃતના ભોગેચ્છુ! બ્રહ્મવિદ્યાના જિજ્ઞાસુ! બંધમાત્રના મોક્ષેચ્છુ! તું તારા અંતરને તપાસી જો! જો એમાં તત્ત્વની જ ઇચ્છા હોય તો તારે સંપૂર્ણ ભોગવાસનાનો ત્યાગ કરવો પડશે. બ્રહ્મવિદ્યા જ ભણવી હોય તો બીજી બધી વિદ્યાઓ અને એની ચર્ચા ઉપર આગ મૂકવી પડશે: બંધમાત્રથી છૂટવું હોય તો બધા સંબંધોને અનિત્ય માની કેવળ આત્મસંબંધ જ નિત્ય અને સંયોગવિયોગ વિનાનો છે એવી દૃઢતા કેળવવા દ્વૈતમાત્રના વિચારને તિલાંજલિ આપવી પડશે.

એવું ન હોય તો તું જિજ્ઞાસુ નથી, ભક્ત નથી, મુમુક્ષુ નથી, પણ ગતાનુગતિક ન્યાયે ચાલનારો ભટકતો જડજિજ્ઞાસુ છે! અથવા વિકારી વસ્તુનો વેવલો ભગત છે! તારી દૃષ્ટિ તો હોવી જોઇએ સાચી વસ્તુ ઉપર. સોની સોનું ખરીદવા જાય ત્યારે એ લગડી નાની છે કે મોટી, ચોરસ છે કે લંબગોળ, આઠ ખુણાવાળી છે કે પંદર ખુણાવાળી, એવાં નામરૂપ એમાં નથી જોતો; પણ શુદ્ધ સો ટચના સોનાને જ જુએ છે; પણ એ પહેલાં એને સો ટચના શુદ્ધ સુવર્ણનું જ્ઞાન હોય છે; તું પ્રથમ બ્રહ્મવિદ્યાનાં સાચાં લક્ષણ જાણી લે; અને પછી નામરૂપની ઓથે રહેલા દેહધારી બ્રહ્મવિદો કે જે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ જ છે, અને જેમનાં શરીર પ્રારબ્ધભેદે વિધવિધ વ્યવહાર કરે છે, એમાંથી સો ટચના સોનાની પેઠે શુદ્ધ બ્રહ્મવિદ્ને ઓળખી શકીશ; બ્રહ્મવિદ્યા જ તને સાંપડશે. એમાં સેળભેળ હોય તો ત્યાગ કરતાં

આવડશે. પરંતુ એમ કરતા નામરૂપમા ન ફસાઈશ બ્રહ્મવિદ્યા જાણવી હોય તો શ્રદ્ધાની સાથે પોતાના પુરુષાર્થ ઉપર અચલ વિશ્વાસ રાખ; વૈરાગ્યની તલવાર ઉપર ચાલતા શીખ; અને પછી જો કે તને બ્રહ્મવિદ્યાના આચાર્યના દર્શન અને બ્રહ્મવિદ્યાના દાન મળે છે કે નહિ! અને એવી શ્રદ્ધા રાખીને પછી જે ભક્તિ તથા ધ્યાન થશે, એ જ સાચાં ભક્તિ અને ધ્યાન કહેવાશે.

ટૂંકા લેખમા કેટલુ કહેવાય? દોડાદોડી મૂકીને અંતર તપાસી જો! રઘવાયો ન થા; વેવલાપણુ છોડી દે! તુ તને જો જિજ્ઞાસુ કહેવરાવતો હોય, તો દિવસમા દસ વાર મંદિરે મંદિરે દેવદર્શન કરવાની દોડધામ કરનારાં, "થયા કે?–થઈ ગયા–થાય છે–જો–જો–"નો પોકાર કરનારા મંદિરભક્તો, છાશવારે તીર્થસ્નાન કરનારા યાત્રાળુઓ, અસંખ્ય પારાયણો કરનારા અને સાભળનારા શાસ્ત્રબહેરાઓ જેવો તું ન થા; એમના દેવદર્શન અનિત્ય જ રહે છે, હજારો પારાયણો કરતાં સાભળતા પણ એમને ભગવદ્‌ભક્તિ કે બ્રહ્મજ્ઞાન મળતું નથી. લાખો વાર તીર્થસ્નાન કરતા છતા તેઓ પાવન થતા નથી ને અસંખ્ય યાત્રાઓના હેરાફેરા ખાવા છતા પણ એમના જન્મમરણના આવાગમન બંધ થતા નથી—**એવો તું કૃપા કરીને ન થા!**

બ્રહ્મવિદ્યા જ ઉત્કૃષ્ટ વિદ્યા છે; એ અતિશય ગૂઢ છે, સંતોએ સેવેલી છે, સમસ્ત પાપતાપને ધોઈ–બાળી નાખે એવી છે, અને એને જ બ્રહ્મજ્ઞાની પામે છે એ વાત નિર્વિવાદ છે ને નિર્વિવાદ રહેશે; એ સત્ય ત્રિકાલાબાધિત છે, એટલે એને અચિરાત્ અત્યારે જ જાણવા માટે ચાલો પુરુષાર્થ કરીએ, કારણ કે સાક્ષાત્ બ્રહ્મા આજ્ઞા કરે છે કે,

**श्रद्धाभक्तिध्यानयोगादवेहि ॥**

ॐ ॐ ॐ

(ઑગસ્ટ, ૧૯૪૩)

## આત્મભાન

### (૨)

કૈવલ્ય ઉપનિષદ્‌માં બ્રહ્માએ બ્રહ્મજ્ઞાનાર્થીને શ્રદ્ધા, ભક્તિ અને યોગ એમ ત્રણું સાધન અધિકાર કેળવવા માટે કહ્યાં એ આપણે જોઈ ગયા; એમાંથી એક જ પ્રધાનસૂર નીકળે છે કે જિજ્ઞાસુ—

(૧) પોતાના લક્ષ્યમાં સ્પષ્ટ હોવો જોઈએ.

(૨) લક્ષ્ય અને સાધ્યની પ્રાપ્તિ માટે એને વિશુદ્ધ સાધનનું ભાન હોવું જોઈએ.

(૩) અને ત્યાર પછી સાધનની સાધનામાં એણે એકનિષ્ઠ શ્રદ્ધા અને ભક્તિથી લાગી જવું જોઈએ.

આમાં જો એકવાક્યતા હોતી નથી તો વિઘ્ન બહુ આવે છે; એટલા માટે સાધ્ય સાધનની એકવાક્યતા તપાસી જોવા માટે આત્મભાન જોઈએ; પોતે પોતાની જાતને તપાસી જોવી એટલે તો આપણી વૃત્તિઓ, અને કર્મો પ્રતિ વિવેકબુદ્ધિનો એવો ચોકી પહેરો રાખવો કે, ધ્યાન કરતી વખતે એકાન્તમાં કે વ્યવહાર કરતી વખતે જન-

સમૂહમાં ચિત્તની પવિત્રતા સચવાઈ રહે, અને વ્યવહાર કરતાં છતાં સર્વત્ર અધિષ્ઠાન સ્વરૂપ આત્માનો જ સદ્‌ભાવ તથા ભક્તિ જ્ઞાનપૂર્વક જાગ્રત રહે.

આવી સાવધાનતા માટે અન્તર્મુખવૃત્તિ જોઈએ; એ અન્તર્મુખ ભાવ માટે આપણે પ્રથમ બહિર્મુખ ભાવનો વિચાર થોડો કરીએ; કઠોપનિષદ્‌માં બીજો અધ્યાય જ્યાંથી શરૂ થાય છે અને આગળ જતાં પરમતત્ત્વના દર્શનની જ્યાં કૂંચી આપે છે, ત્યાં એની શરૂઆત નીચે પ્રમાણે થાય છે.

> पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः
> तस्माद् पराङ् पश्यति नान्तरात्मन्।
> कश्चिद् धीरः प्रत्यग् आत्मानम् ऐक्षद्
> आवृत्तचक्षुः अमृतत्वं इच्छन् ॥ १ ॥

ભાવાર્થ :—स्वयंभू = પરમાત્માએ ઇન્દ્રિયોના खानि = છેદોને पराञ्चि = બહાર મુખવાળા व्यतृणत = છેદ્યા છે. तस्मात् = તેથી (મનુષ્ય) पराङ् = બહાર (આત્મા તરીકે નહિ, પણ અનાત્મા તરીકે) पश्यति = જુએ છે. अन्तरात्मन् = અન્તરરૂપે (પોતાનારૂપે) આત્માને न = નહિ कश्चित = કોઈ વિરલો જ धीर = વિવેકવાળો आवृत्तचक्षु = નેત્રો (દ્દષ્ટિ – સમજણ ને જેણે અનાત્મમાંથી પાછી ફેરવી લીધી છે) વાળો લીધાં છે, તે अमृतत्वं = અમૃત (અમરપણું આપનાર આત્મદ્દષ્ટિ)ને इच्छन् = ઇચ્છતો હોય તો प्रत्यगात्मानम् = અન્તરઆત્માને (પરાક્‌થી વિરુદ્ધ પ્રત્યક્ રીતે) ऐक्षत् = જુએ છે. ॥૧॥

જન્મથીજ મનુષ્યનો સામાન્ય સ્વભાવ જગતનાં પ્રાણી પદાર્થને ભિન્ન ભિન્ન નામરૂપે, ગુણધર્મે, કર્મફલે, અને પૃથક્ પૃથક્ વિષયરૂપે જોવાનો, ઓળખવાનો, અને એ રીતે બધાં સાથે વ્યવહાર કરવાનો

હોય છે; એનો આ સ્વભાવ અનાદિ અજ્ઞાનના પ્રભાવે અનેક જન્મ-જન્માન્તરથી ચાલ્યો આવે છે; જન્મતાં વેંત એનામાં ક્ષુધાનિવારણ માટે સ્તનપાનની આવડત હોય છે; પોષણ-રક્ષણ કરનાર વ્યક્તિ પ્રત્યે મમતા બંધાય છે; અને શરીરના વધવા સાથે જેમ જેમ ઇન્દ્રિયો અને મન જગતની વિવધ વિચિત્રતાનું ભાન પામતો જાય છે, તેમ તેમ સાંસારિક દેહાધ્યાસી, અને વર્ણ, જાતિ વિગેરેના અભિમાની સંબંધીઓના સહવાસ અને સંસર્ગથી સર્વત્ર પંચ વિષયોને ભોગ્ય અને પોતાને ભોક્તા માની કર્તા, કર્મ અને કર્મફલની વાસનાની જાળ પોતાની આસપાસ ગૂંથતો જાય છે: પાછલા જન્મરૂપી અદષ્ટ સંસારમાંથી આપણે આ દુ ખ, સંતાપ અને શોકથી ભરેલા દષ્ટ સંસારમાં આવ્યા છીએ, અને એ જ સાંસારિક ચીલે ચાલ્યા કરશું તો આ શરીરનો અંત આવતાં પાછા અદષ્ટ સંસારમાં જ જવાનું છે, એવું એ જ ઉપનિષદ્‌માં અધ્યાય ૧ વલ્લી ૩ માં શ્લોક ૭ માં કહેવાઇ ગયું છે. ત્યાં કહે છે કે,

> यस्तु अविज्ञानवान् भवति अमनस्कः सदा अशुचिः ॥
> न स तत् पदं आप्नोति संसारं च अधिगच्छति ॥ ७ ॥

**ભાવાર્થ** :–જે ખરેખર વિજ્ઞાન (આત્મજ્ઞાન) વિનાનો છે, પરવશ (વિષયવશ) મનનો છે, સદા અપવિત્ર (વિચારવાળો) છે, તે (પરમ આત્મસુખ) પદને પામતો નથી; સંસારને જ પામે છે.

ઇંદ્રિયોની બહિર્મુખતા જન્મજન્માન્તરના સંસ્કારને લીધે મળી છે; એ ઇન્દ્રિયો તો હમેશાં દશ્યને જ જુએ છે; જાગ્રતમાં એ બાહ્ય વિષયોને ઓળખાવે છે, ત્યાં ઇન્દ્રિયો દષ્ટા અને વિષયો દશ્ય હોય છે. સ્વપ્ન અથવા ધ્યાનની અવસ્થામાં જેને આ ઉપનિષદ્‌માં खानि-કહ્યાં છે, તે સૂક્ષ્મ ગોલકો બંધ થાય ત્યારે સૂક્ષ્મ ઇન્દ્રિયો દષ્ટા અને સૂક્ષ્મ વિષયો દશ્ય બને છે; ઉપરાન્ત ધ્યાનમાં સ્વપુરુષાર્થ અને વિચારદ્વારા જ્યારે એ-

બન્નેનો ભેદ કરવા માંડીએ ત્યારે મન દૃષ્ટા અને વિષયાકાર બનેલી ઇંદ્રિયો દૃશ્ય બને છે; ત્યાર પછી એથી યે આગળ વધીને જોઈએ, ત્યારે મન, કોઈ સંકલ્પ વિકલ્પવાળું એક જ વૃત્તિ–વિષયાકારે દૃશ્ય બની બુદ્ધિ-વિવેકશક્તિ દૃષ્ટા બને છે: અને વિવેકશક્તિને પણ જ્યાં નિહાળનાર સૂક્ષ્મ **अहम्** વૃત્તિ ભણી આપણાં આંતરજ્ઞાનને વાળીએ, ત્યારે આપણે પોતે **તટસ્થ**, સાક્ષી, દૃષ્ટા અને આપણું વ્યક્તિગત **अहम्–હું** દૃશ્ય બને છે.

પરન્તુ આવી રીતે પાછા વળવાનું કામ સહેલું નથી; કઠોપનિષદ કહે છે કે (૧) કોઈ, (૨) ધીર, (૩) અમૃતત્વનો ઇચ્છુક, (૪) ઇંદ્રિયોને અંદર વાળી શકે તેવો આન્તરાત્માને જુએ છે :

(૧) **કોઈ** :–અસંખ્ય કોટિ માનવજાતમાંથી આવા કેટલા નીકળે, એ મહાપ્રશ્નનો ઉકેલ તો ભગવાન શ્રીકૃષ્ણ પણ ચોકકસ ગણતરી કરીને કહી શકયા નથી. ભગવદ્‌ગીતાના સાતમા અધ્યાયમાં, ત્રીજા શ્લોકમાં એમને કહેવું પડયું છે :—

**मनुष्याणां सहस्रेषु कश्चित् यतति सिद्धये ।**
**यततामाम् अपि सिद्धानाम् कश्चित् माम् वेत्ति तत्त्वतः ॥३॥**

**અર્થ** :–હજારો એટલે કે આ અસંખ્યકોટિ માનવસમૂહમાંથી કોઈ જ આવી અંતઃકરણની સિદ્ધિ એટલે તત્ત્વજ્ઞાન મેળવી શકાય એવા અધિકારી બનવા માટે પ્રયત્ન કરે છે; અને એવા પ્રયત્ન કરનારા વિશુદ્ધ અંતઃકરણવાળામાંથી કોઈ જ મને ઓળખીને તત્ત્વરૂપે–જેવો હું છું તેવાને પામે છે.

કઠોનિષદમાં જેમ **कश्चित्**–કોઈ વિરલો જ શબ્દ વાપરેલો છે, તેવો જ અહીં ઉલ્લેખ કરીને ભગવાન કહે છે કે હજારોમાં કોઈક જ

એનો અધિકાર મેળવવા પ્રયત્ન કરે છે, અને અધિકારી થયા પછી પણ મને તત્ત્વરૂપે કોઈ **વિરલો** જ ઓળખીને અનુભવે છે. તાત્પર્ય કે એવો સમજુ જિજ્ઞાસુ કે મુમુક્ષુ ઠામઠામ દેખાતો નથી; ત્યારે હવે એ કોઈ કેવો હશે ? કહે છે કે ( ૧ ) ધીર ( ૨ ) અમૃતત્વનો ઇચ્છુક અને ( ૩ ) ઇંદ્રિયોને અંદર વાળી લે એવો.

( ૨ ) **ધીર** :–ધીરજવાળો; કાર્યાકાર્ય કે ધર્માધર્મના પ્રસંગે સાચી દિશાને જોઈ શકે, સત્ય અને અસત્યનો નિર્ણય કરી સત્યને અનુસરી શકે એવી બુદ્ધિવાળો. ભગવદ્‌ગીતાના અઢારમા અધ્યાયના ત્રીસમા શ્લોકમાં જે સાત્ત્વિકી બુદ્ધિ કહી છે તેવાં લક્ષણવાળો; એ શ્લોક આ પ્રમાણે છે :—

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥**

અર્થ :–જે બુદ્ધિ ( વિવેકશક્તિ ) પ્રવૃત્તિ ( જે વૃત્તિ વિષયનું જ ચિંતન અને એની પ્રાપ્તિનાં સાધન માટે જ વિચાર કે કર્મ કરાવે તે ) અને નિવૃત્તિ ( જે વૃત્તિ આત્માકાર રહીને, આત્મલાભને માટે અંતઃકરણમાં સત્વગુણનો આશ્રય રાખી વિચાર કે કર્મ કરાવે અને આત્મજિજ્ઞાસા માટે થનારા ) કાર્યને અને અકાર્ય ( અનાત્મચિંતન માટેના કાર્ય ) ને ભય અને અભયને તથા બંધ અને મોક્ષને સમજી શકે છે એ બુદ્ધિ જ સત્ત્વગુણી છે.

આવો વિવેકબુદ્ધિવાળો પુરુષ **ધીર** કહેવાય છે; પુરુષ આવો ધીર ન હોય તો વિષયચિંતન અને એની પ્રાપ્તિ માટેના કર્મોમાં જે વિઘ્નો આવે છે તેના કરતાં પણ અસંખ્ય કોટિ અંતરાયો, વિવેકીને મુમુક્ષુ દશામાં આવી પડે છે; એટલા માટે જો બુદ્ધિમાં સત્ત્વગુણી વિવેક અને દ્વંદ્વોથી મુક્ત અને નિશ્ચલ રહેવાની માનસિક સહિષ્ણુતા

અને શારીરિક તિતિક્ષા ન હોય તો, એ માર્ગે એક ડગલું પણ આગળ ભરી શકાય એમ નથી.

આવો કોઈ વિરલો સાધક ધીર હોય, સહનશક્તિની પરાકાષ્ઠાએ પહોંચેલો હોય, પણ જો એની ઇચ્છા અમૃતત્વની ન હોય તો એ નકામો છે. એટલા માટે ત્રીજો અધિકાર અમૃતની ઇચ્છાનો આવે છે.

( ૩ ) **અમૃતત્વનો ઇચ્છુક** :—" સુખ અને દુઃખમાં સમદષ્ટિ રહેનાર ( એવાં દ્વંદ્વોથી ચિત્તને ચંચલ કે વિક્ષિપ્ત ન થવા દેનાર ) જે ધીર પુરુષને ઇંદ્રિયોના વિષયસ્પર્શો સતાવતા નથી તે જ **અમૃતત્વનો અધિકારી** કહેવાય છે. " આવું ભગવાન ગીતામાં બીજા અધ્યાયના પંદરમા શ્લોકમાં કહે છે.

વ્યવહારમાં અનેક આંટીઘૂંટીના પ્રસંગો આવે, પ્રપંચના ખેલ ખેલવાના હોય, કૂટ રાજનીતિ કે કપટી વ્યવહારની આડીઅવળી રમતો રમવી હોય, તેમાં તો ઘણા પુરુષો ધીરજ રાખી શકે છે; પોતાની મુખમુદ્રા ઉપર જરા પણ વિકાર દેખાવા દેતા નથી; અંતરમાં હાલાહલ વિષ હોય છતાં પણ ચહેરા ઉપર હાસ્યના ફુવારા ઉડતા હોય એવા ઇંદ્રિયસંયમી પુરુષ હોય છે, પણ એવા પુરુષોને ગીતા **ધીર** કહેતી નથી, એવો દ્વિધાભાવ અહીં ઇષ્ટ નથી; અહીં તો જે અમૃતનો ઇચ્છુક હોય, અમરણભાવનો રમિયો હોય, અને મૃત્યુનું મોત નિપજાવી, જન્મના બીજ જેવી અવિદ્યાના અંધકારને ઉરાડી દેવા ઇચ્છતો હોય, તો જ એ અમૃતત્વને ઇચ્છે છે એમ કહેવાય.

એવો **અમૃતત્વનો** ઇચ્છુક ધીરજવાળો હોય અને તે દ્વંદ્વના આઘાત-પ્રત્યાઘાતથી મુક્ત હોય, એ ધીર કહેવાય. જે અમૃતનો ઇચ્છુક દ્વંદ્વોને હતાં નહોતાં સમજે, જન્મમરણના દેહાધ્યાસને મૂળમાંથી

જ કાપી નાંખવા તૈયાર થાય, અને કેવળ મોક્ષપદની પ્રાપ્તિ માટે જ જેના અંતરમાં તાલાવેલી હોય, એવો પુરુષ જ આ તત્ત્વનો અધિકારી જિજ્ઞાસુ કહેવાય.

(૪) અંતર્મુખી :—ઉપરના ત્રણે અધિકાર સાથે ઇંદ્રિયોને અંતર્મુખ કરવાના સામર્થ્યવાળો હોય; એટલે કે જે ધ્યેય વિવેકપૂર્વક સ્વીકાર્યું હોય તેમાં જ એને લગાડી દેવાની આવડત હોય.

મનુષ્ય એટલે ચિત્તમાંથી વારંવાર ઊભી થતી વૃત્તિઓ અને એ દ્વારા દસે ઇંદ્રિયો વડે કર્મ કરતો પ્રાણધારી દેહ. શાસ્ત્રમાં અંતર્મુખપણુ બધાં સાધનમાં શ્રેષ્ઠ ગણ્યું છે. બીજી રીતે કહીએ તો પોતપોતાના ધ્યેય પ્રતિ ચિત્તનું એકધારું વલણ એ સાધકનું અંતર્મુખપણું છે અને એ ધ્યેય છોડીને મન બીજી દિશામાં જાય એ એનું બહિર્મુખપણુ છે.

દૃષ્ટાંત તરીકે વિદ્યાર્થી ગણિતના દાખલા ગણવા બેસે, ત્યારે જો એમાં જ મન ન રાખતાં, આસપાસ એનું ધ્યાન જાય, તો એના દાખલામાં ભૂલ પડે છે. એ જ રીતે અહીં પણ સમજવાનું છે. ભિન્ન ભિન્ન માર્ગના સાધકોનું મન કયાં લાગેલું હોય એ આપણે જરા તપાસીએ.

(૧) જાપક અથવા મંત્રયોગી :—મંત્રનો જપ કરનાર, અથવા અમુક સંખ્યા અને વિધિ પ્રમાણે કોઈ મંત્ર લઈ એનું અનુષ્ઠાન કરનાર હાથથી તો જપ કર્યાં કરે છે, પણ નેત્રો બંધ રાખીને મનને મંત્રના શબ્દધ્વનિમાં, મત્રના અક્ષર કે શબ્દસમૂહમાં અથવા મંત્રના ઇષ્ટદેવમાં પરોવી રાખે છે; અને આમ ન કરતાં જો મન બાહ્ય જગતમાં ભટકતું હોય તો એની મનઃ કામના સિદ્ધ થતી નથી. બહારના બધા પદાર્થોમાંથી, અને અંદર પણ બીજા બધા દશ્ય

વિષયોમાંથી મનનો પ્રત્યાહાર કરી જ્યારે ઉપર કહ્યુ તેમ એ મનને એકાગ્ર કરે છે, ત્યારે જ એની એ **અંતર્મુખી** વૃત્તિ કહી શકાય છે.

( ૨ ) **કર્મકાંડી** —નિત્ય, નૈમિત્તિક, કે કામ્ય કર્મો કરનાર કર્મકાડી કર્મેન્દ્રિયોથી પૂજન, અર્ચન, દીપ, નૈવેદ્ય, હોમ, સ્તવન, વિગેરે બધુ કર્યે જાય છે, બહારનો બધો વિધિ સાવધાનતાપૂર્વક કરે છે, પરન્તુ એનુ મન તો જે સકામ કે નિષ્કામ લક્ષ્ય લીધુ હોય એમા જ પરોવાયેલુ રહે છે. એ એની **અતર્મુખી** વૃત્તિ.

( ૩ ) **કર્મયોગી** —કુટુંબસેવા, જ્ઞાતિસેવા, જનસેવા, લોકસેવા, દેશસેવા, રાજ્યસેવા, કે એવી કોઈ પણ સેવાવૃત્તિવાળો કર્મયોગી પરહિતના કાર્યો કરતો કરતો પણ મનને તો નિષ્કામભાવમા જ રાખે છે, અને એ દ્વારા લોકપ્રીતિનુ લક્ષ્ય રાખી, બહુજનના આનન્દમા પોતાના આનદની આશા સેવી, મનને હમેશા એ સેવાકાર્યની યોજનામા જ પરોવી રાખે છે, એ એની **અંતર્મુખી** વૃત્તિ

( ૪ ) **ભક્તિયોગી** —વેદોક્ત દેવદેવતાઓ, અવતાર પુરુષો, આચાર્યો, ગુરુજનો, કે એના જે પોતાના ઇષ્ટજનો પ્રતિ જેમનું મન અહૈતુકી પ્રીતિથી એ ચાલ્યા કરતુ હોય, તે બીજા બધા વિક્ષેપો, વ્યક્તિઓ, પદાર્થો, અને માન્યતાઓનો ત્યાગ કરી કેવળ ઇષ્ટ વ્યક્તિઓ પ્રતિની પ્રેમભક્તિમા જ મનને તરબોળ રાખે છે, એ એની **અતર્મુખી** વૃત્તિ

( ૫ ) **ધ્યાનયોગી** —ધ્યાનીની સ્થિતિ પણ ભક્તના જેવી જ છે ભક્ત જેમ પોતાના ઇષ્ટના સ્વરૂપમા એકાગ્રતા લાવવાની મહેનત કરે છે, તેમ યોગી પણ બધા દૃશ્ય પદાર્થોમાથી પ્રત્યાહાર કરી એક જ ધ્યેયમા મનને પરોવીને ધારણા-ધ્યાન સિદ્ધ કરે છે અને એવી રીતે ક્રમથી સવિકલ્પ અને નિર્વિકલ્પ સ્થિતિનો અનુભવ કરે છે,

ધ્યેયને જ મનમાં લાવવાનો યોગી પ્રત્યાહાર કરે એ એની **અંતર્મુખી વૃત્તિ.**

( ૬ ) **વિજ્ઞાનશાસ્ત્રી, લોકસંગ્રહી કે વ્યવહારકુશલ** પુરુષો પણ પોતપોતાના ધ્યેયને જ હમેશાં વળગી રહેવાનો પ્રયત્ન કરતા રહે છે, અને બહારથી એની સિદ્ધિ માટે પ્રયોગો, કામકાજ કે વ્યવહારનાં સાધનો ફેરવે, પણ મનમાં તો એક જ લક્ષ્યને સ્થિર રાખવાનો જે પ્રયત્ન હોય છે તે એમની **અંતર્મુખી વૃત્તિ.**

( ૭ ) **જ્ઞાનયોગી :**—વિશુદ્ધ કેવલાદ્વૈતનો લક્ષ્યાર્થી જિજ્ઞાસુ કે મુમુક્ષુ ચિત્તને બલવાન બનાવવા માટે ધ્યાન, વિચાર કેળવવા માટે શ્રવણ અને મનન, તથા ચિત્તની પ્રસન્નતા માટે શ્રી સદ્‌ગુરુના અનુગ્રહ દ્વારા, ધ્યાન વખતે એકાન્તમાં અને વ્યવહારકાલે જ્ઞાનમાં સતત્, નામરૂપનો બાધ કરી, સર્વત્ર સચ્ચિદાનંદનો દર્શન-અનુભવ કરે, પ્રત્યેક કર્મમાં અકર્મ-બ્રહ્મને જુએ, અને યોગ તથા જ્ઞાન, એટલે કે ધ્યાન અને વિચાર ઉપર સર્વોચ્ચ કાબુ કેળવે એ એની **અંતર્મુખી વૃત્તિ.**

**અંતર્મુખ** અને **બહિર્મુખ** શબ્દોનો આપણે વ્યવહાર કરીએ છીએ, ત્યારે સામાન્ય એમ જ સમજાય છે કે હઠયોગનાં આસન પ્રાણાયામ દ્વારા, અથવા રાજયોગનાં ધ્યાનધારણાનો આશ્રય લઈ વિક્ષેપ ન થાય એવા એકાન્ત સ્થાનમાં બેસી આસન જમાવવું, શરીરને નિશ્ચેષ્ટ કરવું, બાહ્ય જગતનું ભાન ભૂલી જવું, અને ચિત્તને એક જ ધ્યેયમાં પરોવી પ્રથમ સવિકલ્પ અને પછી નિર્વિકલ્પ અવસ્થાનો અનુભવ ચિત્તને કરાવવો. અથવા ભક્તિયોગી કે જ્ઞાનયોગીનો વિચાર કરીએ તો તેઓ પોતપોતાના ધ્યેયનું જ અહોનિશ દર્શન, ચિંતવન રહે અને એની પ્રેમભક્તિની વિહ્વલતાને લીધે કે અન્ય વ્યવહારમાં સમય જાય તો વિક્ષેપ થાય, તેથી દૃષ્ટિદર્શન માટે સમય ન મળે, સંસારમાં

રજોગુણી કે તમોગુણી લોકોનો સંગદોષ લાગે, એવા બહુજનસંગ અને સંસારભયથી સમસ્ત લૌકિક વ્યવહારનો ત્યાગ કરી, કેવળ ભિક્ષાને જ નિર્વાહનું સાધન બનાવી, એકાન્તમાં જ સ્થાન શોધીને વારંવાર અનિત્ય, અને નશ્વર પદાર્થોને મનમાંથી દોષદૃષ્ટિવાળા વૈરાગ્યથી કહાડી નાખી ઈષ્ટના સ્મરણમાં ચિત્તને પરોવવાનો જ પ્રયત્ન કર્યા કરે છે.

અંતર્મુખપણાનો આ અર્થ તદ્દન સ્વાભાવિક છે; પરન્તુ ઉપર સુધીની જેટલી દશાઓ ગણાવી એમાં એક મુખ્ય વાત એ તરી આવે છે કે સાધકની દૃષ્ટિ આગળ બે વસ્તુઓ છે; એક એણે માનેલું પરમાત્માનું સ્વરૂપ, અને બીજું પરમાત્મા વિનાનું જગત્, જગતના પદાર્થો, ત્રણ ગુણવાળો લોકસમૂહ અને એવું એવું અનેક ભેદવાળું આ વિશ્વ-બ્રહ્માંડ.

પરન્તુ વિશુદ્ધ જ્ઞાનયોગની વાત કરીએ ત્યારે એમાં અંતર્મુખી કે બહિર્મુખી એવી વૃત્તિનો વિચાર ન કરતાં વિષયાકાર અને બ્રહ્માકાર-વૃત્તિની વાત આવે છે; જ્ઞાનયોગનો સાચો અધિકારી એ જ કહેવાય કે જેનું અંતઃકરણ શુદ્ધ હોય; એ શુદ્ધિ એટલે સમસ્ત દ્વૈતવાસનાના મેલનો અભાવ. એના મનમાં દેહાધ્યાસવાળી દૂષિત ભાવનાનો ઉચ્છેદ થઈ ગયેલો હોય, અને વેદાન્તના શ્રવણ દ્વારા નિત્યાનિત્ય વસ્તુના વિવેકનો ઉદય થયો હોય.

અસ્તુ: આને માટે તો આપણે આગળ ઉપર વિચાર કરશું; અત્યારે તો એટલો જ વિચાર કરવાનું છે કે ઉપર, મથાળે જે ત્રણ મુદ્દા લીધા છે એમાં (૧) કોઇ, (૨) ધીર, (૩) અમૃતત્વનો મુમુક્ષુ, અને (૪) **અંતર્મુખી** સાધક હોય તે જ (૧) શ્રદ્ધા (૨) ભક્તિ (૩) અને યોગની એકવાક્યતા કરી શકે છે; પ્રથમ કહી ગયા છીએ કે —

(૧) સાધક પોતાના લક્ષ્યમાં સ્પષ્ટ હોવો જોઈએ;

આનો ઉત્તર આપણને આ ચાર સાધનમા મળી જાય છે સાધકનુ મુખ્ય લક્ષ્ય હોવુ જોઈએ જન્મમૃત્યુથી રહિત એવુ **અમૃતત્વ** જ્યા સુધી ભોગવાસના છે ત્યા સુધી શરીર જોઈએ, શરીર માટે જન્મમરણ અવશ્યભાવી છે, જન્મ અને મૃત્યુ માટે કર્મનો વિધિનિષેધ જોઈએ, જે કર્મથી સુદર સુઘડ વિષયભોગને ભોગવવાના સામર્થ્યવાળુ શરીર મળે તે માટે સાવધાનતા અને પ્રયત્ન, અને એમા જેનાથી વિઘ્ન આવે, વ્યાધિ આવે મૃત્યુ આવે, એવા વિઘ્નોને દૂર રાખવાનો અર્થાત્ મૃત્યુના નિવારણનો વ્યય પ્રયત્ન એ અવશ્ય રહેવાના જ્યા **કર્મો** રહ્યા એટલે **શરીર** જોઈએ, આમ શરીરને **માટે કર્મ** અને **કર્મને** માટે **શરીર**, એ બીજ અને વૃક્ષના રક્ષણ અને ઉત્પત્તિની પેઠે ચાલ્યા જ કરવાનુ આટલા માટે **શરીર** અને **કર્મ** એ આપણા લક્ષ્ય નહિ, પણ **અમૃતત્વ–અમરભાવ–જ** આપણુ લક્ષ્ય જોઈએ, એ અમરભાવ જ પરમાત્મા છે પરમાત્માજ જન્મમરણ રહિત, સસાર, વિષયો, કે ભોગભૂમિ વિનાના છે એ **લક્ષ્ય** જ હોવુ જોઈએ, એ સ્પષ્ટ વાત છે

(૨) જેવુ લક્ષ્ય હોય તે પ્રમાણે જ આપણે સાધન ગોઠવવા જોઈએ લક્ષ્યમા અમૃતસ્વરૂપ, અદ્વૈત પરબ્રહ્મ જ ગોઠવ્યુ હોય, તો સાધન પણ અદ્વિતીય, એક અને અખડ હોવુ જોઈએ, લક્ષ્ય લોકપરલોકથી––વ્યક્ત અને અવ્યક્તથી, ક્ષર અને અક્ષરથી, પ્રકૃતિ અને પુરુષથી પરાત્પર હોય તો સાધન પણ અલૌકિક હોવુ જોઈએ

અલૌકિક સાધન માટે અલૌકિક **વિચાર** કરીએ ગહકાર અને બુદ્ધિથી માડીને ઇદ્રિયો અને ઇદ્રિયોના વિષયો સુધી બધુ લૌકિક છે આપણે પ્રાપ્તિ કરવી છે અલૌકિકની એટલે એ દૃષ્ટિએ એ નકામા છે પરતુ નકામા કહી નાખવાથી ચાલે એમ નથી, એ એની પ્રાપ્તિમા કામમા આવે એવા નથી, એનો અર્થ એ થાય છે કે એ

બધા અનિત્ય અને કૃતપદાર્થ છે એટલે નિત્ય અને અનિત્યનો સબંધ અનિત્ય જ રહે એ દૃષ્ટિએ નિત્યના સયોગવિયોગ વિનાના યોગ માટે તો નિત્યનો જ નિત્યની સાથે યોગ કરવાનો છે,

શાસ્ત્ર તો કહે છે કે આત્મપદાર્થ નિત્ય પ્રાપ્ત છે, સર્વત્ર છે, સ્વયપ્રકાશ અને સ્વસવેદ્ય છે, એટલે એની પ્રાપ્તિમા-નકામા જેવા લાગતા બુદ્ધિ અને ઇંદ્રિયોથી એની પ્રાપ્તિ નથી થતી એ વાત સાચી હોવા છતા, એમા વિઘ્ન નાખે એવા તો છે એટને એને નિર્વિઘ્ન કરી નાખવા જોઈએ, ટૂકામા એને મિત્ર બનાવવા જોઈએ કલાગરા થાય અને શાત થઈને બેસી રહે એવી રીતે એને કેળવવા જોઈએ

એનો શત્રુભાવ જાય એટલે એ મિત્ર બને એ શત્રુભાવ કઢાડી નાખવા માટે એને પવિત્ર બનાવવા જોઈએ, પણ વચમા એક બીજો મુદ્દો આવે છે, એ બુદ્ધિ તથા ઇંદ્રિયો પરિચ્છિન્ન છે, તેથી બીજા પરિચ્છિન્ન આધાર વગર વિષયોના ચિંતન અને સયોગવિયોગ વિના રહે એવા નથી એની વિષયોના પ્રદેશમા થતી દોડધામ, રમત, અને એમાથી એને જે આનદ મળે છે, તે એની ભૂલ છે એવુ એમને સમજાવવુ જોઈએ

બધી ઇંદ્રિયોની રાણી બુદ્ધિ છે અને રાજા અહકાર છે એ રાજા-રાણીને પક્ષમા લેવા જોઈએ, એમને સમજાવી આજ્ઞાધીન વિદ્યાર્થી બનાવીને હમેશા શુદ્ધ આત્મવિચારમા નિમગ્ન રહે એવા શક્તિશાળી પણ કરવા જોઈએ

આમ કરવા માટે કોમળ અને કઠોર બે જાતના ઉપાયો છે જપતપ કરવા, ઉપવાસ કરવા, બીજી શારીરિક તપશ્ચર્યા કરવી આસન પ્રાણાયામ વગેરે સાધવા—આ બધા કઠોર ઉપાયો વડે એમને બલાત્કારે વશ કરવા જેવુ છે

બીજો કોમળ ઉપાય આત્મવિચાર અને પ્રેમભક્તિનો છે; લક્ષ્યતત્ત્વ પ્રતિ પ્રેમ ઉપજાવવો, આનંદ પોતાના સ્વરૂપનો જ છે, અને જેમ જેમ વિષયોમાંથી હઠીને સ્વરૂપની સાથે સંબંધ બંધાય તેમ તેમ એમાંથી આનંદરસ આવતો જાય છે, એટલે એવી પ્રેમભક્તિ કે જેને શાસ્ત્રમાં સાત્વિક વૈરાગ્ય કહે છે, એ દ્વારા એ બધાંને કહ્યાગરાં બનાવી હમેશાં આત્મવિચારની ટેવ પડે એવો અભ્યાસ કરાવવો જોઈએ. આવી રીતે અંતઃકરણચતુષ્ટય અને ઇંદ્રિયોથી એની પ્રાપ્તિ થતી નથી એ વાત જેટલી સાચી છે, તેટલી એમની મિત્ર ભાવે સહાયતા અવશ્ય લેવાની છે; એટલા માટે જે વખતે કઠોર કે કોમળ એવાં જે જે સાધનની જરૂર પડે, એમાં વિવેક વાપરી સાધકે સાધના કરવી જોઇએ

( ૩ ) સાધનનો નિર્ણય થયા પછી એમાં એકનિષ્ઠ ભક્તિ હોવી જોઈએ; પ્રત્યેક ઉર્ધ્વગતિના માર્ગે જનારા સાધકને લગભગ નીચે પ્રમાણે વિઘ્ન આવે છે :—

( अ ) જ્ઞાનપ્રાપ્તિમાં જો કે એક અદ્વૈત વિચાર જ મુખ્ય અને અંતરંગ સાધન છે, તથાપિ એનાં સહકારી સાધન તરીકે સત્સંગની આવશ્યકતા રહે છે; એ સત્સંગમાં અનેકવિધ સ્વભાવના સન્તોનો સંગ કરવામાં તાજા સાધકને બહારનાં લક્ષણોથી જ પરીક્ષા કરવાની અને ઘણે ભાગે લક્ષ્યવસ્તુનો એ જે બોધ આપે છે, તેના તરફ વૃત્તિ ન રાખતાં, એમના વ્યવહારનાં લક્ષણો જ જોવાની ટેવ પડે છે; બાહ્યદૃષ્ટિ નિર્મૂળ ન થઈ હોવાથી કોઈની કથાશ્રેણિ તો કોઈનો બાહ્યત્યાગ, કોઈનો વિશાલ શિષ્ય સમૂહ, તો કોઈને એ શિષ્ય સમૂહમાં જગતમાં ' મોટા ' મનાતા લોકની ગણતરી; કોઈને એકાન્તપ્રેમની તો કોઈને અરણ્યવાસ, હિમાલયવાસ, કે એવી વિભૂતિ તરફ દૃષ્ટિ જાય છે; કોઈ વિદ્વત્તાથી આકર્ષાય છે તો કોઈ ભજનભાવ અને નિર્ગુણી અનુભવ વાક્યોમાં ખેંચાઈ જાય છે: આમ થવાથી પરિણામ એ આવે છે કે **સાધનમાં જે**

એકનિષ્ઠ ભક્તિ રહેવી જોઈએ તે રહેતી નથી અને સન્તો પોતપોતાના સ્વભાવ પ્રમાણે ભિન્નભિન્ન રીતે ઉપદેશ આપે, તેથી સાધનવિષયમાં શંકાઓ વધતી જાય છે.

(ઘ) આવું જ શાસ્ત્રોના વિષયમાં બને છે; એક ભગવાન શંકરાચાર્યના કેવલાદ્વૈતની જ વાત કરીએ, તો એનો અનુભવ કરવા માટે અનેક પ્રક્રિયાઓ છે.

(૧) કોઈ પંચકોશની પ્રક્રિયાથી આત્મતત્ત્વનો બોધ કરે છે.

(૨) કોઈ ચાર અવસ્થા અને ચાર શરીરની પ્રક્રિયાથી આત્મતત્ત્વ સમજાવે છે.

(૩) કોઈ આભાસવાદ વડે અદ્વૈત સિદ્ધ કરે છે.

(૪) કોઈ સૃષ્ટિ-દૃષ્ટિવાદ દ્વારા પરમતત્ત્વની ઓળખાણ આપે છે.

(૫) કોઈ દૃષ્ટિ-સૃષ્ટિવાદ વડે બ્રહ્માનુભવ કરવાની વાત ગળે ઉતારવાનું કહે છે.

(૬) કોઈ પ્રતિબિમ્બવાદથી વસ્તુ સમજાવે છે.

(૭) કોઈ અવચ્છેદવાદથી ઓળખાણ પડાવે છે.

(૮) કોઈ એકજીવવાદથી તત્ત્વની વ્યાખ્યા કરે છે.

(૯) કોઈ અજાતિવાદથી તો કોઈ પ્રૌઢીવાદથી તત્ત્વને સિદ્ધ કરી બતાવે છે.

(૧૦) આ ઉપરાંત બીજી અનેક પ્રક્રિયાથી, એક જ અદ્વૈત તત્ત્વનો અનુભવ થઈ શકે છે, એવું વેદાન્તનાં ભિન્નભિન્ન પુસ્તકોમાં સમજાવેલું છે.

અને તેથી સાધક અનેક સન્તોની વાણી, રહેણીકરણી અને વિવિધ વેદાન્તગ્રન્થોના શ્રવણથી, પોતાના સાધન વિષયમાં એવી તો ગડબડ-

ખીચડી કરી મૂકે છે, અને એમ નથી સમજતો કે આવા વિવિધ મતનું રહસ્ય કેવલ એ પ્રમાણે કેવલાદ્વૈતનો અનુભવ કરવાનું છે, અને પોતપોતાના સ્વભાવ અને માતગતિ પ્રમાણે જે સિદ્ધાન્ત અનુકૂળ લાગે તે પ્રમાણે સાધના કરવાની છે. આ સારું ને પેલું ખોટું, એવી રીતે બુદ્ધિમા ડહોળાણુ થઈ જાય તો કોઈ પણ એક સાધનમા ભક્તિ જામતી નથી

એટલા માટે આત્મભાન કેળવો, બહુ લાબી પહોળી શાસ્ત્રચર્ચા, કે બહુ તર્કથી બુદ્ધિમા વિચારશૂન્યતા અને ચિત્તમા વિક્ષેપ આવી પડવાનો સભવ છે ઉપરાન્ત આ સન્ત અને પેલા સાધુ, આ પુસ્તક અને પેલુ પુસ્તક, એમ ફાંફા મારવાની એવી તો ખરાબ ટેવ પડી જાય છે કે પછી એ સ્વભાવ લાભ કરશે કે હાનિ એટલુ વિચારવાની પણ બુદ્ધિ રહેતી નથી.

સાધ્ય નક્કી થયુ, એ પ્રમાણે સાધન સમજી લીધા પછી આપણને જે માર્ગ, જે સાધન અનુકૂળ લાગ્યુ, તે પ્રમાણે પ્રથમ એ રીતે અનુભવ સેવો પછી એ અનુભવ સાચો છે કે ખોટો તેની પરીક્ષા માટે એવા સાધનનો ઉલ્લેખ હોય તેવા પુસ્તકો જોવા ઉપર કહ્યુ તેમ એક કેવલાદ્વૈતની નિષ્ઠા માટે જ અનેકવાદ છે એને માટે ઘણા પુસ્તક છે, એ બધાનો ઉલ્લેખ કરવો અહી આવશ્યક નથી પણ ઉપનિષદોમા જ જોઈ એ તો જણાશે કે ભિન્નભિન્ન આચાર્યોએ, ભિન્નભિન્ન પ્રસગોએ, જેવી યોગ્યતાવાળા શિષ્યો એમની પાસે આવ્યા તે પ્રમાણે ઉપદેશ આપ્યો છે કઠોપનિષદ્ના નચિકેતા અને યમરાજના આખ્યાનમા નચિકેતા એક સરલ સ્વભાવનો બાળક છે, તો યમરાજ સમસ્ત વિશ્વને સયમમા રાખનાર સાક્ષાત્ કાલ-ભગવાન છે, કેનોપનિષદ્મા ઉમા રૂપી આચાર્યે દૃષ્ટાન્તદ્વારા દેવતાઓને ઉપદેશ આપ્યો છે મુડકોપનિષદ્મા પ્રજાપતિ આચાર્ય બને છે, છાદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદ્મા વિવિધ અધિકારીઓને વિવિધ

પ્રકારે ઉપદેશ મળ્યો છે. વિદ્વાન્ હોવા છતાં શોકાન્વિત રહેનાર નારદને સનત્કુમાર ઉપદેશ આપે છે. રાજા જનક અને યાજ્ઞવલ્ક્યના ઉપદેશની પણ વાત આવે છે. ઇંદ્ર અને વિરોચનની કથાથી સમજાવ્યું છે કે પ્રજાપતિએ વિરોચનને એના અજ્ઞાનને લીધે ૧૦૧ વર્ષ પછી બ્રહ્મ-વિદ્યા સમજાવી. કોઈ કોઈ ઠેકાણે આકાશવાણીથી ઉપદેશ મળ્યો છે. એક ઠેકાણે અભિમાની પુત્ર શ્વેતકેતુને પિતા ઉદ્દાલકે નવ વાર ઉપદેશ આપ્યો છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં પરસ્પર વાદવિવાદ કરતાં અભીષ્ટ તત્ત્વ સુધી પહોંચી જવાની વાત છે. કહેવાનું તાત્પર્ય એ છે કે ઋષિઓ, સન્તો, સિદ્ધાન્તો કે ઉપદેશની પદ્ધતિઓ ભિન્ન ભિન્ન છે ને ભિન્ન ભિન્ન રહેશે, પણ સાધકે પ્રથમ એક જ સાધનપદ્ધતિનો સ્વીકાર કરી એ પ્રમાણે અનુભવ કરી લેવો, અને પછી જ–પોતે પોતાનો અનુભવ લીધા પછી જ–બીજા સિદ્ધાન્તો કે મતમતાન્તરો જોવા ઇષ્ટ છે.

આવા અનેક સિદ્ધાન્તો, સન્તો, પુસ્તકો કે ઋષિઓનાં વાક્યોમાં જરાયે દોષ નથી, પણ એ બધાં એક જ સ્વભાવના સાધક માટે નથી, તેથી અધિકારભેદે એમાં ભેદ જણાય છે; પરન્તુ જો નવીન સાધક એ ભેદની તુલના, પરીક્ષા અને ચર્ચામાં જ ઊતરી પડે, તો જે ભેદબુદ્ધિ કહાડી નાંખીને એને અભેદબુદ્ધિ કેળવવી છે, એમાં આવી વૃત્તિ વિઘ્નકર્તા થઈ પડે છે.

આવી વૃત્તિને ચંચલ કહો, બહિર્મુખી કહો, અનાત્મ કહો, શંકાશીલ કહો, અસંભાવના અને વિપરીત ભાવનાવાળી કહો, જે કહો તે, પણ સાધકને જ્યાં સુધી યત્કિંચિત્ પણ અનુભવ ન થાય, અને પોતાનું સાધન બીજા સાધન જેટલું જ શ્રેયસ્કર છે એવું ન સમજાય, ત્યાં સુધી હિત કરતી નથી જ.

અદ્વૈત તત્ત્વના ઉપાસક! પરબ્રહ્મના ધ્યાની, નિજાત્મ સ્વરૂપના

જિજ્ઞાસુ! વિચાર કરીને અંતઃકરણમાંથી એક પરમતત્ત્વની આશા-અભિલાષા સિવાયની બીજી બધી દ્વૈતભાવના કહાડીને,

(૧) લક્ષ્ય ઠીક કરી લે;

(૨) એ **લક્ષ્ય** જ **સાધ્ય** છે, તો પછી એ પ્રમાણે અનેક સાધનસમૂહમાંથી તારે પોતાને માટે જે અનુકૂળ **સાધન** કે **સિદ્ધાન્ત** હોય તે સ્વીકારીને તે પ્રમાણે **સાધના** કરવા માંડ.

(૩) અને એ **સાધન** દ્વારા જે અનુભવ થાય, એનો એ જ શાસ્ત્રોનાં વાક્યો અને એ જ માર્ગે સાધના કરનારા સન્તોના અનુભવ સાથે તાળો મેળવી લે; પછી એમાંથી લપસી ન પડાય, આજ આ તો કાલ બીજું એવી બહિર્મુખી, કે ચંચલ વૃત્તિ ન થાય એની સાવધાનતા રાખ.

આત્મસાક્ષાત્કાર માટે વાસનામુક્ત ચિત્ત અને વિક્ષેપ રહિત અન્તઃકરણ જોઈએ. વાસના એટલે દ્વૈતનો મોહ, દૃશ્યમાં ભોગબુદ્ધિ અને દેહાધ્યાસની દૃઢતા; નિઃસ્વાર્થ, નિષ્કપટ અને ભગવદર્પણબુદ્ધિથી કરેલાં કર્મકાંડ, કર્મયોગ, કે વ્યવહારથી વાસનાનો ક્ષય થઈ ચિત્ત શુદ્ધ થાય છે; એ શુદ્ધ ચિત્ત એટલે જ વાસનામુક્ત ચિત્ત.

વિક્ષેપ થવાનું કારણ સાધન વિષયમાં સંશય અને પરમતત્ત્વમાં ભક્તિનો અભાવ છે. સાધ્યનો નિર્ણય કરી, સાધનમાં શ્રદ્ધા રાખી, લક્ષ્ય પ્રતિ અહૈતુકી ભક્તિ કેળવવાથી વિક્ષેપ દૂર થાય છે. આવું શુદ્ધ અને એકાગ્ર ચિત્ત ક્રમે નિરુદ્ધ બની બ્રહ્માકારવૃત્તિથી નિદિધ્યાસન વડે આત્મસાક્ષાત્કાર કરી શકે છે.

આટલું વિચારીને સાધક! તું અભ્યાસ વૈરાગ્યના એક સરખા બલ વડે યથેષ્ટ સુખ મેળવી–કેળવી લે.

પરમકૃપાળુ ગુરુદેવ આપણને આ માર્ગમાં સંપૂર્ણ સહાયતા કરે એવી વિનમ્ર પ્રાર્થના છે !

ૐ ૐ ૐ

ૐ ૐ

ૐ

( ઑક્ટોબર-૧૯૪૩ )

## આત્મજ્ઞાન

### (૩)

મુંડક ઉપનિષદ્‌ના પ્રથમ મુંડકના બીજા ખંડમાં કર્મ અને કર્મ-ફલની અનિત્યતા બતાવીને આદિ અંતવાળા, દ્વૈતમાં જ ઉત્પત્તિ તથા લયવાળા, દ્વંદ્વનું જ અનિત્ય ફલ આપનારા કર્મ તથા ઉપાસનાની અસારતા બતાવી છે, અને નિત્ય વસ્તુની પ્રાપ્તિ વિના દ્વૈત અને દ્વંદ્વમાંથી મુક્તિ મળતી નથી એવો નિશ્ચય કરાવી, કર્મઠોની નિન્દા કરી, એ બધા પંડિતોને પંડિત નહિ પણ પંડિતમન્યમાન કહ્યા છે, એ શ્લોક નીચે પ્રમાણે છે.

> अविद्यायामन्तरे वर्तमानाः
>
> स्वयं धीराः पंडितंमन्यमानाः ।
>
> जंघन्यमानाः परियन्ति मूढा
>
> अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ८ ॥

ભાવાર્થ · અવિદ્યામાં જ રહેનારા, પોતાને મોટા બુદ્ધિમાન અને પંડિત માનનારા એ મૂઢ પુરુષો આંધળો આંધળાને દોરે ને લઈ જાય તેના જેવા દુઃખી થઈને ભમે ભટકે છે. (૮)

અહી સ્પષ્ટ કહ્યુ છે કે કર્મ તથા ઉપાસનામા દ્વૈ તથા દ્વૈત પ્રધાન છે, તેથી એનાથી દ્વૈતનો ભય ટળતો નથી, મુક્તિ મળતી નથી વસ્તુસ્થિતિનું જ્ઞાન. સ્વરૂપની ઓળખાણ, પરમતત્ત્વનો સાક્ષાત્કાર, આત્માનો અનુભવ કે બ્રહ્મનિષ્ઠ થવાનો સભવ નથી તેથી કર્મ અને કર્મઠોની એમા નિન્દા છે, અને સાચી નિન્દા તો ખાસ કરીને એ બધામા સકામ ભાવ રહે છે એની છે મનુષ્યમાત્ર વાસનાનો પ્રેરાયો કર્મ કરે છે, અને કર્મમા ઇષ્ટ ફળ મગે, એટલા માટે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્માની ભક્તિ કરે છે એને રીઝવીને કૃપા મેળવવા માટે એની અનેક વિભૂતિઓ કે અવતારોની પૂજા, પાઠ, સ્તુતિ કરે છે, અને એ દ્વારા સસારસુખની જે ફલાશા સેવે છે તેની એ નિન્દા છે

આપણે અત્યારે જે વિચાર કરવાનો છે તે વાસનામુક્ત થઈને વૈરાગ્યના રગથી તરબોળ થયેલા માનવચિત્તને પરમતત્ત્વની જિજ્ઞાસા ઉપજે છે એ સબધે છે પરમાત્માના જિજ્ઞાસુને જ્યારે વાસનાયુક્ત કર્મથી કર્મ અને ફનુ બધન, દ્વદ્વોની બન્ને બાજુથી આવતી ભીંસ અને એક કર્મમાથી બીજા કર્મમા પ્રવૃત્ત થવાથી ચિત્તની ચચળતા સતાવે છે, ત્યારે એ કર્મનુ મૂળ શોધવા મથે છે કર્મનુ મૂળ વાસનામા છે, વાસનાનુ મૂળ સુખનો અભાવ છે, અને સુખનો અભાવ કેવળ અવિચારીપણામાથી ઉપજે છે

અમુક કર્મ કરવાથી મને અમુક સમયે ભાવિમા સુખ થશે એવી માનવ મનની વાસના હોય છે કર્મના કરણોમા, કર્મ કરવાના સાધનોમા હમેશા નીચે પ્રમાણે સહકાર મેળવવો પડે છે ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતોપનિષદ્મા કહે છે કે —

**अधिष्ठान तथा कर्त्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥१८-१४॥**

**ભાવાર્થ** : શરીર, કર્તા, ભિન્ન પ્રકારનાં કરણો, તેમ જ ભિન્ન-ભિન્ન પ્રકારની ક્રિયાઓ અને નિશ્ચય, તથા પાંચમું દૈવ છે.

શરીરનો અર્થ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ એવાં ત્રણે શરીર સાથેનો અભિમાની જીવાત્મા એવો થાય છે; એ જીવાત્મા જ્યાં સુધી શરીરમાં મમતા ન બાંધે ત્યાં સુધી દેહભાવ ન આવે; દેહભાવ હોય તો જ ભોગની વાસના જન્મે; ભોગની વાસના જન્મે ત્યારે જ ભોગ્યવિષયોની પ્રાપ્તિ માટે કર્મ કરવાનો કર્તાભાવ આવે; કર્તાપણાની ભાવના ઉપજી એટલે કર્મ કરવા માટે જુદાં જુદાં અંગો, ઇન્દ્રિયો, પ્રાણની ચેષ્ટા, મનનો સંકલ્પ, વગેરેનો સહકાર જોઈએ; અને એ બધું હોય છતાં જો પૂર્વકર્મના સંસ્કાર, કર્મ માટેનું જ્ઞાન કે ફલની સમજણ, આવડત, વગેરે ઇષ્ટફલ આપવામાં ઈશ્વર કે પ્રારબ્ધ અનુકૂળ ન હોય તો કોઈ પણ કર્મ સફલ થતું નથી. તેથી જ ભગવાન કહે છે કે કર્મનું ઇષ્ટ ફલ મેળવવું હોય તો આ પાંચે સાનુકૂલ જોઈએ; એ પાંચના પંચ વિના કર્મનો વિચાર પણ થઈ શકતો નથી.

આવી રીતે કર્મને માટે શરીર જોઈએ, કર્તાપણાનું અભિમાન જોઈએ, ઇંદ્રિયો સાંગોપાંગ જોઈએ, પ્રાણમાં બલ જોઈએ, જુદી જુદી જાતની ક્રિયાઓનું જ્ઞાન અને વિભાગશક્તિ જોઈએ અને એ બધું હોય પણ દૈવ જ જો પ્રતિકૂલ થઈને બેસે, તો કશી સફલતા મળતી નથી, અને સુખની આશાની ઇમારત ભાંગીને એવી ભૂક્કો બને છે કે દુઃખનો અંધકાર જ ચિત્ત અને પ્રાણમાં વ્યાપી રહે છે.

પણ ત્યારે આ કર્મ કરવાનો હેતુ શો ? ઉપરાંત ઈશ્વરની પ્રાપ્તિનો મનુષ્યના હૃદયમાં જે ઉકળાટ થાય છે એમાં પણ એવી કોઈ જાતની ભાવના તો હોવી જ જોઈએ.

માનવજીવનનું પૃથક્કરણ કરનારાં શાસ્ત્રો કહે છે કે નિત્ય, અમાપ

અને અવિભક્ત સુખની તૃષ્ણા, તડફડાટ, કે વાસના માનવહૈયાની નિત્યભૂખ છે. પ્રત્યેક શુભાશુભ કર્મમાં, અદૃષ્ટ શક્તિ જેવાં દેવદેવતા કે ઈશ્વરની પ્રાર્થનાઓમાં, દિગંબર બનીને વનવાસી થવામાં, ભક્તિનાં આક્રંદ, રુદન, કે ઉન્માદમાં; લડાઈ જેવાં હિંસક કે દયા, દાન, પરોપકાર જેવાં પુણ્ય ધર્મી કર્મોમાં એને જોઈએ છીએ કેવળ સુખ, સુખ અને સુખ જ, તે પણ નિત્ય, નિરામય અને નિર્લેપ.

એને વિશ્વના કોઈ એકાન્ત શાન્ત પ્રદેશમાં બેસાડી રાખીને આનન્દમાં નિમગ્ન કરી રાખીએ; પ્રાણમાં ચંચલતા, મનમાં સંકલ્પ, અને દેહમાં તરવરાટ ન ઉપજાવે એવી સ્થિરતા આપી રાખીએ તો એ એનાથી બીજું કશું વધારે માગવાની કલ્પના નહિ કરે '

પણ નિત્ય સુખ જોઈએ, તો નિત્ય પદાર્થમાંથી મળે, કર્મ તો આદિ અંતવાળું; કર્મ કરવાનાં સાધન આદિ અને અંતવાળાં, ઈશ્વરની શોધ પણ વિરહ, વિયોગ અને આક્રંદવાળી ઉપરાન્ત એનું સ્થાન મનઃકલ્પિત ભાવનામાંથી ઊભું કરેલું; કોઈને એ દૂર, તો કોઈને નિકટ પરન્તુ પોતાનાથી પૃથક્રૂપે એને હમેશાં લોકલોકાન્તરમાં કે એથી પર કોઈ સ્વયંમન્ય ભાવનાના પ્રદેશમાં વ્યાપેલો કે વિરાજેલો જોવા–અનુભવવાનો હોય છે

કર્મ અને કર્મનું ફળ આદિ અન્તવાળું, ઈશ્વરની ભક્તિ વિરહ વિયોગના આક્રંદવાળી, તેથી એનાથી અનન્તસુખની ભૂખ ભાગતી નથી; તે ઉપરાંત એ અનન્તસુખનું સ્થાન, પ્રદેશ કે ભાવદશા જે હોય તેની એને સમજણ નથી, છે તો અધૂરી, અસત્ ખોટી કે મિથ્યા છે, તેથી એવી માનવીય દશાનું નામ જ અજ્ઞાન, મિથ્યાજ્ઞાન કે અવિદ્યા છે. ભગવાન્ શંકરાચાર્ય બ્રહ્મસૂત્રના અધ્યાસ ભાષ્યમાં આ અવિદ્યાને જ અધ્યાસ કહે છે. એને જ મિથ્યાજ્ઞાન કહે છે *

* अध्यास पंडिता अविद्या इति मन्यते ।–બ્રહ્મસૂત્રના ભાષ્યના આરંભમાં જ

વાસના વિનાનાં એટલે કે નિષ્કામ શુભ કર્મથી અંતઃકરણ વાસનાની મલિનતાથી શુદ્ધ થાય, બધી કામનાઓથી છૂટે ત્યારે અનંતસુખસ્વરૂપ આત્મકામના–જિજ્ઞાસાની ભૂખ ઊઘડે; તેથી એટલા પૂરતું નિષ્કામ કર્મનું રહસ્ય શાસ્ત્રકારોએ સ્વીકાર્યું છે, પરન્તુ જેઓ કર્મ અને ઉપાસનાના દ્વૈત–વ્યવહારમાં જ માનવજન્મની ઇતિકર્તવ્યતા માનીને એના દ્વારા પ્રાપ્ત થતાં લૌકિક પારલૌકિક સુખને જ સુખની પરિસીમા માને છે, એ એમનું અજ્ઞાન છે અને એને જ ઉપર મુંડક ઉપનિષદ્‌માં અવિદ્યાના નામથી ઓળખાવ્યું છે.

આ અવિદ્યાના અંધકારમાં પડેલાને બીજું કશું સાચું સાધન સૂઝતું નથી; પોતાના જ્ઞાનભંડારને જ સંપૂર્ણ માનીને પંડિતાઇના આડંબરમાં, અનેક જીવાત્માઓને દોરનારા બની આંધળાની હારમાળા ચલાવે છે. પરિણામ એ આવે છે કે એમના દુઃખનો અન્ત આવતો નથી; એક કર્મને અન્તે બીજું અને બીજાની પછી ત્રીજું એમ પ્રત્યેક કર્મના આદિમાં સુખાશા, મધ્યમાં પરિશ્રમ અને શરીરનો ક્ષય, અને અન્તે દૈવની પ્રતિકૂળ અનુકૂળ દશા પ્રમાણે આશાનિરાશા મળતાં પુનરપિ કર્મની શરૂઆત કર્યા કરી, કર્મને માટે વાસના, વાસનાને માટે કર્મ, અને એ બન્નેમાં ભોગની અચિન્ત્ય આશાતૃષ્ણાની જાળમાં આ માનવજીવ ગૂંથાતો–બંધાતો જાય છે.

આમાંથી છૂટવાનો કોઈ ઉપાય?——છે; આગળ, એ જ ઉપનિષદ્‌માં ઋષિ સમજાવે છે કે કર્મથી ઉત્પન્ન થયેલા લોકપરલોક, શરીર, ભોગ, અને સમસ્ત સાધનસામગ્રી નાશવાન છે; એટલે એનો

'અધ્યાસ 'નું સ્વરૂપ સમજાવતા ભાષ્યકાર શ્રી. શંકરાચાર્ય એ અધ્યાસને જ મિથ્યા જ્ઞાન, અવિદ્યા, અજ્ઞાન એવા નામ આપી એ વડે જ સમસ્ત લૌકિક તથા શાસ્ત્રીય વ્યવહાર–દ્વૈતવિહાર થયા કરે છે. એમ. લખે છે.

બુદ્ધિપૂર્વક વિચાર કરવો. એ બધાંની નિત્યાનિત્ય દૃષ્ટિથી પરીક્ષા કરી જોવી; એ શ્લોક આ પ્રમાણે છે:

> **परीक्ष्य लोकान् कर्मचितान्**
> **ब्राह्मणो निर्वेदम् आयात, नास्ति अकृतः कृतेन ।**
> **तद् विज्ञानार्थं स गुरुम् एव अभिगच्छेत्**
> **समित्पाणिः श्रोत्रियम् ब्रह्मनिष्ठम् ॥ १२ ॥**

ભાવાર્થ:—કર્મ દ્વારા પ્રાપ્ત કરેલા લોકોની પરીક્ષા કરીને બ્રાહ્મણ નિર્વેદ કેળવે; (કારણ કે સંસારમાં) અકૃત (નિત્ય પદાર્થ) નથી; અને કૃતથી (મારે શું પ્રયોજન છે?) એટલા માટે નિત્ય વસ્તુનું સાક્ષાત્ જ્ઞાન મેળવવા હાથમાં સમિધા લઈને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જવું જોઈએ.

કર્મ તથા ઉપાસના દ્વારા પ્રાપ્ત થતા બ્રહ્મલોક, સ્વર્ગલોક, કે શુભલોકની મર્યાદામાં જ્યારે સંપૂર્ણ સુખ નથી એવું ભાન થાય છે, ત્યારે દ્વૈતભયમાંથી છૂટવાની વૃત્તિ તે જ મોક્ષેચ્છા છે; અને એ મોક્ષ કેમ મળે એ જાણવાની ઇચ્છા તેને જ શાસ્ત્રીય ભાષામાં જિજ્ઞાસા તરીકે ઓળખાવી છે.

ઉપરના શ્લોકમાં સ્પષ્ટ કહે છે કે "બ્રાહ્મણ નિર્વેદ પામે." અને તે "કર્મથી પ્રાપ્ત કરેલા લોકોની પરીક્ષા કરીને" આપણે એના ઉપર થોડું મનન કરીએ.

આ બ્રાહ્મણ એટલે બ્રહ્મવિદ્ નહિ, પણ વેદોક્ત આજ્ઞા પ્રમાણે શાસ્ત્રીય જ્ઞાન કેળવી, સમષ્ટિના દેવદેવતાને પ્રસન્ન કરવા માટે અસંખ્ય સકામ યજ્ઞયાગાદિ કર્મો તથા ચિત્તશુદ્ધિ માટે એ જ કર્મોને નિષ્કામ ભાવે કરી ચૂકેલો કર્મકાંડી. આવા બ્રાહ્મણને નિર્વેદ આવે. નિર્વેદ

એટલે વેદ નહીં તે; નિર્વેદનો અર્થ વૈરાગ્ય થાય છે તે આ પ્રમાણે. વેદ એટલે કર્મકાંડ વિષયનું તેમ જ ઉપનિષદ્માં જેને અપરાવિદ્યા કહી છે તે વિદ્યાનું જ્ઞાન; એનું ન હોવું તે નિર્વેદ. આ ઉપરથી એમ ફલિત થાય છે કે આવો કર્મથી વૈરાગ્ય પામેલો બ્રાહ્મણ કર્મથી પ્રાપ્ત થયેલા લોકોની પરીક્ષા કરી જુએ; અથવા કર્મથી પ્રાપ્ત થતા લોકલોકાન્તરનો ચારે બાજુથી, બધી દિશાઓથી સમસ્ત વિચાર કરીને એનું જે વેદ-( જ્ઞાન ) હતું, તેને હતું-નહોતું કરે; એ ભૂલી જાય, કારણ કે એનાથી અકૃત-અકૃત્રિમ, સ્વાભાવિક, નિત્ય પદાર્થ મળતો નથી, તેથી જેવું એ અનિત્ય નકામુ છે તેવું જ એનું જ્ઞાન પણ નકામું છે; આ રીતે એનાથી નિર્વેદ પામે; એનું અજ્ઞાન સેવે; એ દિશામાંથી મુખ ફેરવી લે; એટલે એનાથી વૈરાગ્ય કેળવે.

ત્યારે કરે શું ?–કરે એ ' અકૃત ' એવા બ્રહ્મને જાણનાર, એની સમજણ આપનાર, અને પોતાના સમસ્ત વેદ ( જ્ઞાન )ને જીવનમાં ઉતારનાર એવા નિષ્ઠાવાનને શરણે જાય. એ અકૃતને જ અહીં તત્ કહ્યું છે; એ તત્ તે જ તત્ત્વમસિનું તત્ છે. એ તત્‌ના વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન ( અનુભવ ) માટે કોઈ એ વિષયમાં આગળ વધેલા, પોતાનાથી અધિક જ્ઞાનવાન મહાપુરુષ પાસે જાય; બધું લૌકિક જ્ઞાન છોડીને, એ બધાંનું અભિમાન નિર્મૂળ કરીને, લૌકિક જ્ઞાનનો જ્ઞાતા હોવા છતાં પણ તત્‌ના વિજ્ઞાનનો અંશ પણ નથી જાણતો એવો નિરભિમાની બનીને, અહંમન્યતા છોડી દઈને ગુરુદેવને શરણે જાય.

અભિમાન છોડી દીધું એનું ચિહ્ન શું ? શિષ્ય ભાવે જવામાં કેવળ આંતરિક ભાવ જ ઉપયોગી નથી; અને આંતરિક અભિમાન તો છે જ નહિ, એની પરીક્ષા શી ? વિદ્યાર્થી ગુરુને, " હું તમારો શિષ્ય છું " એટલું મુખથી બોલે, પરંતુ વખત આવતાં બાહ્ય વ્યવહારમાં

સમાન વ્યવહાર જ રાખે, એ તો કેવળ એનો શિષ્યભાવનો વાણી વિલાસ કહેવાય. અંતરમાં જો શિષ્યભાવ હોય, તો જે સર્વશ્રેષ્ઠ વિદ્યા પ્રાપ્ત કરવી છે, સમસ્ત લૌકિક કે શાસ્ત્રીય વિદ્યાઓથી પણ જે અધિક પરાવિદ્યા છે એ મેળવવી છે, તો એટલે દરજ્જે એને માટે અંતરમાં તમના પૂરતા ગુરુદેવને માટે સેવાભક્તિના ચિહ્ન જેવા તન-મન-ધનનું અર્પણ હોવુ જોઈએ

ઉપાનષદોમા જ્યા જ્યા પરાવિદ્યાના વિદ્યાર્થીઓ પર નિષ્ઠ બ્રહ્મનિષ્ઠો પાસે ગયા છે ત્યા ત્યાં નમ્રતા, વિનય, અને નિરભિમાનપણે ગયા છે, બ્રહ્મા પાસે ઇંદ્ર અને વિરોચન જાય છે એ પણ હાથમા સમિધા લઈને શિષ્યભાવે જાય છે, યમરાજા પાસે નચિકેતા સંપૂર્ણ નિર્વેદ પ્રાપ્ત કરીને જાય છે, પ્રશ્નોપનિષદમા ભિન્ન ભિન્ન પ્રશ્નો પૂછનારા બધા વિનયની મર્યાદામા રહીને પ્રશ્ન પૂછે છે છાંદોગ્યમા શ્વેતકેતુ અપરાવિદ્યા-લૌકિક વિદ્યાના અધ્યયનથી અભિમાની બનીને આવે છે ત્યારે એને માટે ત્યા મહામના, અનૂચાનમાની અને સ્તબ્ધ એના વિશેષણો વાપર્યા છે. ત્યારપછી તત્ત્વનિષ્ઠ ઉદ્દાલક એ ઉદ્ધત અને પાંડિત્યમન્ય પુત્રને પરાવિદ્યાનો પ્રશ્ન પૂછે છે અને બ્રહ્મવિદ્યાનુ સામર્થ્ય સમજાવે છે ત્યારે એ પુત્ર કહે છે કે મારા આચાર્ય આપ જે વિદ્યા સબંધી પ્રશ્ન પૂછો છો તે જાણતા જ નહોતા ઉપનિષદનો યથા પદ્ધતિ અભ્યાસ કરનારાઓને તો શબ્દે શબ્દે એમા શિષ્યના નમ્રતા, લઘુત્વ, ગુરુમા બ્રહ્મબુદ્ધિ અને સેવાવૃત્તિના દર્શન થાય એમ છે

એટલા જ માટે ગુરુ સમીપ જવા માટે અહીં સમિત્પાણિ એટલે હાથમા યજ્ઞમા વપરાતા ઇન્ધનોની ભારી લઈને જવાનુ કહ્યુ છે જે સમયે ગુરુદેવને જે રીતે એના જ્ઞાનયજ્ઞમા ઉપયોગી થવાય તે રીતે શિષ્યે સેવા માટે તત્પર રહેવુ જોઈએ, આટલુ એમા સ્પષ્ટ હોવા ઉપરાંત એક બીજો અર્થ એ નીકળે છે કે જગતમા જઈને માગણી

કરી લાકડાં કાપી લાવવા જેવું શૂદ્રના ધર્મનું કાર્ય કરવા પણ હું સર્વશ્રેષ્ટ બ્રહ્મવિદ્યા માટે તૈયાર છું, એવી એની વૃત્તિમાં તીવ્રતા, અને અહંમન્યતાનો ત્યાગ હોવાં જોઈએ.

હાથમાં પુસ્તકોનો થોકડો લઈને ભણવા જવા જેવી એ વિદ્યા નથી; અગીઆરથી પાંચ સુધી શાળા પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓને આ શિષ્યભાવની કલ્પના આવે એમ નથી. નિયમિત ' ફી ' આપીને ભણતર ભણનારાને એની કીંમત પણ સૂઝે એવું નથી. કથામાં જઈને તત્ત્વનો ઉપદેશ સાંભળી આવનાર, આ સન્ત અને પેલા સન્ત પાસે ભટકી ભટકીને થોડી આડી અવળી વાતો શીખનાર કે વેદાન્તના ગ્રન્થોના શબ્દાર્થ જાણી લેવાનાં હવાતિયા મારનારને આ શિષ્યભાવ સ્વપ્ને પણ ઓળખાય એવો નથી. ધનના ઢગલા કરી આપી મઠમંદિરો કે આશ્રમો બાંધી આપનારા ધનાભિમાની દાનદાતાઓથી આ વિદ્યાસંપ્રદાયની પદ્ધતિ ભણી કે જાણી શકાય એવી નથી.

અહીં તો સ્પષ્ટ સમજવું જોઈએ કે:–(૧) લોકલોકાન્તર બધા કૃત–એટલે કર્મથી ઉપાર્જિત થનારા છે તેથી નાશવંત છે. અને મારા સ્વપુરૂષાર્થ ઉપર અભિમાન રાખીને મેં અસંખ્ય કર્મો કર્યાં, દેવદેવીઓને રીઝવ્યાં, અસંખ્ય શાસ્ત્રો ભણી–ગોખીને વિચાર કર્યો, પણ એ બધાએ તો અહંકારને વધાર્યો; એટલે હવે હું હાર્યો છુ, થાક્યો છું, એવી નિરભિમાન વૃત્તિ થવી જોઈએ.

(૨) એ નાશવંત લોકોથી અને અનિત્ય શરીરથી અકૃત એવું નિત્ય બ્રહ્મ પ્રાપ્ત થઈ શકે નહિ એવો વૈરાગ્ય હોવો જોઈએ.

(૩) આટલું સમજનારાને લૌકિક તથા શાસ્ત્રીય કર્મકાંડનું વેદ એટલે જે જ્ઞાન હોય તેનો નિર્વેદ હોવો જોઈએ. એ બધું મારે

વ્યર્થ છે, અને એ જ્ઞાનની બ્રહ્મવિદ્યાના જ્ઞાન પામે ફૂટી કોડીની પણ કીંમત નથી, તેથી મારી બુદ્ધિ અને મારું સાંસારિક વિષયજ્ઞાન પરાવિદ્યાની પ્રાપ્તિ માટે નિરૂપયોગી છે, એવું આત્મભાન હોવું જોઈએ.

(૪) મારું શરણ કર્મકાંડથી પ્રાપ્ત થનાર લોકલોકાન્તર નથી, કારણ કે એ બધો અવિદ્યાનો પ્રદેશ છે.

(૫) એ અવિદ્યામાં રમણ કરનારા, એને જ સાચી માનીને જીવનનું ધ્યેય માનનારા, પોતાને એ વિદ્યાથી મહાન માનનારા પંડિતો નહીં પણ, પંડિતમન્ય એટલે મિથ્યા પંડિત છે, એવું મને લાગે છે.

(૬) મારે તો સાચા બ્રહ્મતત્ત્વનું જ્ઞાન મેળવવું છે.

(૭) એ બ્રહ્મવિદ્યાના અનુભવીઓ, **પરંપરાગત** ઋષિઓ પાસેથી શિષ્યભાવે જ્ઞાન મેળવીને શ્રોત્રિય બનેલા હોવા જોઈએ; પોતે પોતાની મેળે પોતાનાં જ અહંકાર, બુદ્ધિ, અને એવાં અહંમન્ય સાધનો વડે ઉન્મત્ત બની બેઠેલા શાસ્ત્રવિદો તો સ્વયંમન્ય પંડિતો જ હોય છે.

(૮) ઉપનિષદોમાં ઠેકઠેકાણે જે ગુરુપરમ્પરા બતાવી છે, એ રીતે ઠેઠ આદ્યર્ષિ બ્રહ્મસ્વરૂપ બ્રહ્માના માનસપુત્રો જેવા ઋષિઓ બધા પોતે બ્રહ્મનિષ્ઠ હતા, એટલે એમની પરંપરામાં સેવા અને ભક્તિદ્વારા જે અનુભવીઓ બન્યા હોય, તેના વર્તમાન કાલમાં પણ બ્રહ્મનિષ્ઠ છે, એવી શ્રદ્ધા દ્વારા એમનું એણે શરણ લેવું જોઈએ.

(૯) શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠની પરમ્પરા અત્યાર સુધી અખંડિત છે એવી શિષ્યની શ્રદ્ધા હોવી જોઈએ.

(૧૦) બ્રહ્મજ્ઞાન વિદેહમુક્ત અશરીરી બ્રહ્મજ્ઞાનીઓ પાસેથી મેળવી શકાતું નથી, એટલા માટે જ ભગવાન શંકરાચાર્ય અને એમની પછીના વિદ્વાન અને અનુભવી સન્તોએ ગુરુપરંપરાની રક્ષા કરી છે.

(૧૧) જો ગુરુપરમ્પરાનો ઉચ્છેદ થાય તો પછી બ્રહ્મજ્ઞાનનો જ લોપ થાય, જે અસંભવિત છે. અત્યારે કોઈ બ્રહ્મવિદ્ નથી એમ માનવું એ સાધકનું અહંમન્યતાવાળું મિથ્યા જ્ઞાન છે. માટે જ સમિત્પાણિ શબ્દ વાપરીને શિષ્યને આજ્ઞા થાય છે કે તું તારું અભિમાન કહાડી નાંખ; ગુણ-દોષ દૃષ્ટિ કહાડી નાંખીને બ્રહ્મદૃષ્ટિ કેળવ. બ્રહ્મ સર્વવ્યાપક છે; પણ એ નિર્વિશેષપણે રહેલા સર્વવ્યાપક બ્રહ્મનું સવિશેષ રૂપે દર્શન પ્રથમ કરવું જોઈએ; અને એ દર્શન પોતે અલ્પજ્ઞ બની, ત્રિગુણાત્મક દૃષ્ટિ કાઢી નાંખી, ગુરુપરમ્પરા પ્રાપ્ત સંતમાં બ્રહ્મ-દૃષ્ટિ કેળવવાથી જ થઈ શકે છે.

(૧૨) જે વિજ્ઞાનપ્રાપ્તિ માટે જવું છે અને જેનું વિજ્ઞાન મેળવવું છે તે **તત્** પદાર્થ વિશુદ્ધ નિર્ગુણ બ્રહ્મ છે. ગુરુપરમ્પરા દ્વારા જ્ઞાનને ઝીલીને અનુભવમાં ઊતારનાર સંતોમાં દોષદૃષ્ટિ કરવી એ બાળપોથીનો વિદ્યાર્થી કૉલેજના પ્રિન્સીપાલની પરીક્ષા કરે એના જેવું છે.

(૧૩) એટલા જ માટે **શ્રદ્ધા**, **ભક્તિ** અને **ધ્યાન**, આપણે પહેલાંના લેખમાં કહી ગયા છીએ તેમ, શિષ્યે જીવનમાં ઊતારીને **અહંકાર, દેહભાવ, અને ગુણમયી દૃષ્ટિને પ્રથમ નિર્મૂળ કરવાં જોઈએ.**

(૧૪) સન્તોમાં બ્રહ્મબુદ્ધિ કરવી જોઈએ; અરે! પાષાણમૂર્તિમાં પણ જ્યાં ઈશ્વરબુદ્ધિ કરવાની છે તો હાલની ચાલની જ્ઞાનીની મૂર્તિમાં બ્રહ્મબુદ્ધિ કરતી વખતે દેહબુદ્ધિ અને બ્રહ્મબુદ્ધિ બે સાથે રહે એમાં શિષ્યને જ હાનિ છે. એ બન્ને ભાન રહે એને બ્રહ્મજ્ઞાન સંભવી શકતું નથી.

(૧૫) મૂર્તિમાં પણ પાષાણદર્શન અને ઈશ્વરદર્શન બન્ને સંભવી શકતાં નથી. એમ કરનાર ઈશ્વરદર્શન કરી શકતો નથી.

(૧૬) તેવી જ રીતે ગુરુમાં દેહદૃષ્ટિ કે દોષારોપણ કરનાર બ્રહ્મદૃષ્ટિ

કરી શકતો નથી; ગુરુમાં નિર્મલ બ્રહ્મદર્શન ન થયું તો બીજા કરોડો ઉપાયે પણ બ્રહ્મદર્શન થાય નહિ, એમ ઉપનિષદો અને સકલ વેદાન્ત-શાસ્ત્રો ડંકો વગાડીને કહે છે.

આવા અસંખ્ય મુદ્દા શિષ્યભાવે શરણુ લેનાર માટે નીકળી આવે છે. જેઓ બ્રહ્મદર્શનના જિજ્ઞાસુ છે, તેમણે તો બ્રહ્મદૃષ્ટિ જ કેળવવી જોઈએ. આત્મજ્ઞાન કે બ્રહ્મજ્ઞાન કેવળ બુદ્ધિ, તર્ક કે વિચારનો જ વિષય નથી. પણ બ્રહ્મભાવ અને બ્રહ્મદૃષ્ટિનો છે; સગુણ ઉપાસનામાં જેવી રીતે પ્રતિમા કે પ્રતીકમાં દેવદેવતા કે ઈશ્વરનું ભાવદર્શન કરવાનું છે, તેવી જ રીતે બ્રહ્મદર્શન માટે બ્રહ્મવિદ્‌ની ઉપાસના એ અદ્‌ભુત ઉપાસનાનું રહસ્યમયું સ્વરૂપ છે. કેવળ અનુભવી જ એ સમજી શકે છે, તર્કનો એ વિષય નથી.

એકલા વેદોક્તમાર્ગીમાં જ નહિ, પણ જૈન, બુદ્ધ, ખ્રિસ્તી, ઈસ્લામી વગેરે વેદબાહ્ય ધર્મીઓમાં પણ ગુરુઉપાસનાની પ્રણાલિકા એવી જ નહિ, બલ્કે એથી પણ વિશેષ ભાવે જોવામાં આવે છે. ભગવાન શંકરાચાર્યની ગુરુપરંપરા તપાસી જુઓ. એમના ગુરુ ગોવિંદાચાર્ય, ગોવિંદાચાર્યના ગૌડપાદાચાર્ય, ગૌડપાદાચાર્યના શુકદેવ, શુકદેવના વ્યાસ, વ્યાસના ગુરુ પારાશર, પારાશરના ગુરુ શક્તિ અને શક્તિ બ્રહ્માના પુત્રશિષ્ય વસિષ્ઠ ભગવાનના શિષ્ય મનાય છે. આ પ્રણાલિકા વિષે મતભેદ હશે, પણ કહેવાનું તાત્પર્ય એ છે કે **કેવલ બુદ્ધિવાદનો જ આશ્રય લઈને જેઓ ભૂતકાળમાં બ્રહ્મજ્ઞાનીઓ થઈ ગયા, વર્તમાનમાં કોઈ નથી, અને ભવિષ્યમાં થશે ત્યારે ખરા,** એમ કહી કેવળ સંતોના દોષ જોવામાં જ તત્પર રહી, પોતાની અહંમન્યતાને જ પોષી, બ્રહ્મવિદ્‌ની ઉપાસનાનો વિરોધ કરવા જેવું આચરણ કરે છે, તેવા જિજ્ઞાસુઓની બ્રહ્મજિજ્ઞાસા કેવા પ્રકારની કહેવાય એ મહાપ્રશ્ન છે!

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તો ચેતવણી આપી છે કેઃ—

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ ६-२३ ॥

અર્થ : જેની પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ હોય છે, અને જેવી ભક્તિ પરમાત્મામાં હોય તેવી જ ગુરુમાં હોય, એટલે કે ગુરુ અને ઈશ્વર વિષે જે અભેદદર્શી બની, ઈશ્વર અને ગુરુમાં બ્રહ્મદર્શન કેળવી, ગુરુના तत्त्वमसि આદિ મહાવાક્યના ઉપદેશથી, (નહિ કે ગમે ત્યાંથી સાંભળી કે વાંચીને "હું બ્રહ્મ છું" એવો વિચાર કરવાથી) જેણે આત્માનુભવ કર્યો હોય, તેને જ ઉપનિષદ્‌માં વર્ણવેલા બ્રહ્મપદાર્થનો ભેદ સમજાય છે. ઉપનિષદ્‌નું ગૂઢ રહસ્ય રહસ્યવિદ્ વિના સમજાતું નથી.

આવું જ ભગવદ્‌ગીતામાં પણ અન્તે ભગવાનને શ્રીમુખે કહેવું પડ્યું છે —

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥१८-६७॥

ભાવાર્થ : આ, મેં તને શિષ્યને સંભળાવ્યું, કારણ शिष्यस्तेऽहम् તું કહી ચૂક્યો છે તેથી; અતપસ્વી એટલે એ ઉપનિષદ્‌ના સારરૂપ ગીતાજ્ઞાનને માટે જેણે કાંઈ પણ મનસાવાચાકર્મણા તપ ન કર્યું હોય તેને, ભક્તિ વગરનાને, તેમ જ સેવા ન કરનારને અને જરા પણ અસૂયા કરનારને કહેવા જેવું નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે ઉપદેશક આચાર્યમાં શ્રદ્ધા કે ભક્તિ ન રાખતાં જરા પણ દેહદૃષ્ટિ કે દોષદૃષ્ટિ આવી એટલે સાધકની બુદ્ધિ ચંચલ થાય છે. ત્રિગુણાત્મક વિવેચનમાં પડી તર્કમાં અટવાઈ પડે છે, સાધનવિષયમાં સંશયાત્મક બને છે, તેથી પરિણામે સેવાને બદલે

અનાદર, અને ભક્તિને બદલે અસૂયા આવીને એના અંતરમાં એવું તો ઘર કરી બેસે છે કે એનું બ્રહ્મજ્ઞાન માત્ર વાણીનો જ વિલાસ બની વિષધરને દૂધ પાવા જેવું પરિણામ લાવે છે.

શ્રી અર્જુનને ગીતાજ્ઞાન શિષ્યભાવે મળ્યું છે; શ્રી રામચંદ્રને આત્મજ્ઞાન શ્રી વસિષ્ઠ પાસેથી શિષ્યભાવે મળ્યું છે. જે વેદાન્ત સિદ્ધાન્તને જિજ્ઞાસુ જીવનમાં ઊતારવા મથે છે, એને સંપ્રદાયશુદ્ધ મર્યાદામાં બાંધનાર, શ્રી શંકરાચાર્યને એ જ્ઞાન શ્રી ગોવિંદાચાર્ય અને શ્રી ગૌડપાદાચાર્ય જેવા ગુરુદેવો પાસેથી મળ્યું છે.

અને શા માટે એટલા જૂના જમાનાની વાત કરીએ! અસંખ્ય સંતશિરોમણિઓ, શ્રી જ્ઞાનેશ્વર, રામદાસ, એકનાથ, નાનકદેવ, કબીરજી જેવા મુક્ત પુરુષોએ ગુરુદેવનો મહિમા એકે અવાજે ગાયો છે, ગુજરાતના પ્રખર જ્ઞાની અખાજીએ, "અખેગીતા"માં દરેક કડવાને અન્તે "સેવો હરિગુરુસન્તને" એવો ઉપદેશ આપ્યો છે.

જિજ્ઞાસુએ સાવધાન રહેવાનું છે; જેમ પ્રત્યેક ઉપદેશક, વેષધારી કથાકાર, વિદ્વાન કે સન્ત ગુરુ થઈ શકવાની યોગ્યતાવાળો નથી, તેમ બધા આચાર્યપદને અયોગ્ય છે એમ પણ કહી શકાય એવું નથી. અને **સૌથી મહાન્ વસ્તુ તો છે શ્રદ્ધાની.** જે અર્જુનને ભગવાન્ કૃષ્ણમાં ગુરુભાવ જન્મે છે, તેમનામાં તેમના જ સમકાલીન કંસથી માંડીને શિશુપાલ કે જરાસંધ જેવાને અનેક દોષો દેખાય છે; અત્યારના જૈન ગ્રન્થો જોશો તો પણ શ્રી કૃષ્ણને વેદ ધર્માવલંબીઓ પૂર્ણ પુરુષોત્તમ માને છે, તેનાથી ઊલટી જ એમની દષ્ટિ છે. એટલા માટે ખરી વાત એમ કહેવી જોઈએ કે:

(૧) સાધકે પોતાનામાં વિવેકવૈરાગ્યાદિ સાધનસંપત્તિ કેળવવી.

(૨) પોતાનું ચારિત્ર્ય નિર્દોષ અને નિરભિમાન કરવું.

(૩) જે સન્તના સમાગમથી આત્મભાવના પ્રકટે, જાગ્રત રહે, અને દૃઢ થતી જાય એવાઓનો સત્સંગ ચાલુ રાખવો.

(૪) જ્યાં એ ન મળે ત્યાંથી ખસી જવું, પણ દોષ કે ગુણ દૃષ્ટિમાં જ ચિત્તને તથા બુદ્ધિને રૂંધી રાખવાં નહિ.

(૫) ગુરુપરંપરાગત સેવા, ભક્તિ અને નિરહંકાર ભાવે જેણે આત્મભાવના દૃઢ કરી હોય કે દૃઢ કરવાનો પ્રયત્ન કરતા હોય, તેવાઓનો સત્સંગ સેવવાનો આગ્રહ રાખવો; બીજાઓનો નહિ.

(૬) નર્યાં તર્ક કે અહંકારને પોષે તેવા સાધનમાં ન ફસાતાં, એકાન્તસેવન, ધ્યાન, જપ, વગેરે આત્મભાવનામાં પોષક અને ચિત્તની એકાગ્રતામાં સહાયક હોય એવાં પૂજા, પાઠ વગેરે સાધન જરૂર કર્યાં કરવાં

(૭) મંદિરમાં દર્શન કરવા જઈ એ છીએ ત્યારે જેમ પાષાણુની મૂર્તિને જોઈ તપાસીને મન, વાણી કે ઇંદ્રિયો વડે ભગવાન બનાવવા જતા નથી પણ એમાંથી પાષાણવૃત્તિ કહાડી નાંખીને ભગવદ્-બુદ્ધિ કરવા જઈ એ છીએ; તેવી જ રીતે કોઈ પણ સન્તસાધુ પાસે, અથવા તો જેનામાં ગુરુબુદ્ધિ સ્થાપી હોય તેમની પાસે સત્સંગ માટે જઈ એ છીએ, ત્યારે એમનાં માનવશરીર, કે માનવસ્વભાવના ગુણદોષ જોવા જતા નથી, પણ એ માનવશરીરને ભૂલીને એમાં બ્રહ્મદર્શન કરવા જઈ એ છીએ એ ખાસ ધ્યાનમાં રાખજો.

(૮) બ્રહ્મદર્શન આપણે કરવાનું છે અને તેથી જે કાંઈ કરવાનું છે, સુધરવાનું છે તે આપણે કરવાનું છે, માટે જ્યાં બ્રહ્મદૃષ્ટિ કેળવાય એવા શ્રવણ-મનનમાં અને સત્સંગ કે ચર્ચામાં પ્રવૃત્ત થવું; એ સિવાયનાં બીજાં બધાં સાધનો ત્યાજ્ય ગણવાં જોઈએ.

(૯) જેમ જેમ આપણામાં બ્રહ્મદૃષ્ટિ કે સમદૃષ્ટિ આવવા માંડશે,

તેમ વેદાન્તશાસ્ત્ર અને સદ્ગુરમા શ્રદ્ધા, ભક્તિ અને મેનાબુદ્ધિ દ્વારા દેહાધ્યાસ ગળતો જશે. દેહાધ્યાસ પડેનો ગજે અને બ્રહ્મબુદ્ધિ પછી થાય એ ક્રમ નથી. રજ્જુનું જ્ઞાન થાય ત્યારે સર્પની ભ્રાન્તિ આપોઆપ નીકળી જાય છે, સર્પનો ભય પામી, સર્પની લબાઈપહોળાઈ, જાત, રૂપ, રંગ, વગેરે તપાસનારને સર્પનો ભય જતો નથી, પણ રજ્જુરૂપી અધિષ્ઠાનનુ જ્ઞાન ઉપજતા સર્પનુ ભ્રાન્તિજ્ઞાન નિર્મૂળ થાય છે તેની જ રીતે હરિગુરુસન્તમા બ્રહ્મબુદ્ધિ કેળવવાથી જ દેહદૃષ્ટિ, ગુણરોપ દૃષ્ટિ અને બુદ્ધિભ્રમના મૂળરૂપ અહંકાર નિર્મૂળ થાય છે

(૧૦) જિજ્ઞાસુએ ઈશ્વરના ઘરના છુપી પોલીસના ઇન્સ્પેક્ટર (પરીક્ષક) નહિ પણ તત્ત્વદર્શી થવુ છે એ કદી ભૂલવુ નહિ. પોતે બ્રહ્મ દર્શનનો ઉત્સુક મુમુક્ષુ છે એવુ ખાસ યાદ રાખવુ જોઈએ

શાસ્ત્રના પ્રમાણો તો અસખ્ય છે સ્વતન્ત્ર પુરુષાર્થ અને વિચાર દ્વારા આત્મજ્ઞાન થાય છે એના વાક્યો જ્યા આવે છે એનો અર્થ આચાર્યની ભક્તિ વિના અનુભવ થાય છે એવો નથી છાંદોગ્ય ઉપનિષદના ચોથા અધ્યાયના નવમા ખડમા વિદ્યાર્થી સત્યકામ જાબાલ આચાર્ય ગૌતમ પાસે અધ્યયન માટે જાય છે એવી કથા છે આચાર્ય વિદ્યાર્થીની ઉત્સુકતા જોવા-તપાસવા, એને ગાયોનુ ટોળુ સોપે છે, એ ગોપાલનના સમય દ્વારા એના સ્વતન્ત્ર ઉપાસનાના બળમાથી કેટલીએક વિદ્યા પ્રાપ્ત થાય છે, ત્યાર પછી એ ગુરુકુલે પાછો આવીને આચાર્યની સમીપે ઊભો રહે છે ત્યારે આચાર્યને એના મુખની પ્રતિભામા કઈક બ્રહ્મતેજ જણાય છે, આચાર્ય કહે છે કે —

**ब्रह्मविद् इव वै सोम्य भासि** ઈ અર્થાત્ હે સોમ્ય ' તું બ્રહ્મવેત્તાના જેવો (બ્રહ્મવેત્તા નહી) દેખાય છે, તને કોણે ઉપદેશ કર્યો? સત્યકામ સમજે છે તેથી કહે છે કે આ ઉપદેશ તો મને મનુષ્યથી અન્ય કોઈએ કર્યો છે એ કહે છે કે **श्रुतह्येव मे भगवद्**

ह्येव भगवद्‌दृशेभ्य' आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापतीति। "મે આપ જેવા ઋષિએ પાસેથી સાભળ્યુ' છે કે આચાર્ય દ્વારા જાણેલી વિદ્યા જ અતિશય સાધુતા–સારાપણાને પ્રાપ્ત થાય છે." આ આખુ અવતરણ આચાર્ય, આચાર્યસેવા, અને આચાર્યની ઉપદેશેલી વિદ્યા જ અનુભવ કરાવે છે એમ સિદ્ધ કરે છે. ઉપરાન્ત એ જ ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયના ચૌદમા ખડમા ઉદ્દાલક અને શ્વેતકેતુના સવાદમા તો આખે પાટા બાધેલા આધળાનુ દૃષ્ટાન્ત આપીને કહ્યુ છે **आचार्यवान पुरुषो वेद**। અર્થાત્ આચાર્યશરણ મેળવેલા પુરુષને જ બ્રહ્મજ્ઞાન થાય છે. આ બન્ને અવતરણો ઉપરનુ ભગવાન શકરનુ ભાષ્ય પણ ખાસ વાચનાવિચારના જેવુ છે.

વેદાન્ત તર્કને સ્થાન આપે છે પણ તે શ્રુતિને અનુકૂળ હોય તેટલાને. આચાર્ય બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય હોવો જોઈએ એમ પણ કહે છે, પણ તે પહેલા જિજ્ઞાસુ અધિકારી શિષ્ય હોવો જોઈએ, દોષદૃષ્ટિ, દેહદૃષ્ટિ રાખી ગુરુનો પરીક્ષક બનવા પહેલા પોતાના સ્વભાવનો પરીક્ષક હોવો જોઈએ એ વાત ભૂલવા જેવી નથી.

માટે જિજ્ઞાસુ ! તુ બ્રહ્મબુદ્ધિ કેળવ, સન્તોના સત્સગે કે ગુરુદેવના દર્શને જતા તારા માનવભાવને ભસ્મીભૂત કરીને જજે; સન્ત તે સન્ત જ છે, ભારતવર્ષના એ અપ્રતિમ બ્રહ્મદેવો છે ! તુ એક વાર એ ગુરુભક્તિનો આશ્રય તો લઈ જો ! શિષ્યભાવે સેવા કરવાનુ તો શરૂ કર, પરીક્ષા કરવા જતા તારી પરીક્ષા થઈ જશે એ ચોક્કસ માનજે ! સિદ્ધિહીન હોય કે સિદ્ધિવત, શૈવ હોય કે વૈષ્ણવ, શાક્ત અદ્વૈતી હોય કે શાકર અદ્વૈતી, મૂર્તિપૂજક હોય કે આકાશ ઉપાસક, ધ્યાની હોય કે જ્ઞાની, પણ તુ કરોડો જન્મથી દૂષિત થતી આવેલી માનવીય દેહદૃષ્ટિ ભૂલીને બધામા બ્રહ્મબુદ્ધિ કર, અને ઉપનિષદ્ કહે છે તેમ **प्राप्यवरान् निबोधत** અર્થાત્ આચાર્ય પુરુષોનુ શરણ લઈને જ્ઞાન

મેળવ, એ આજ્ઞા પ્રમાણે કોઈ સંતનું શિષ્યભાવે શરણ લે; એમનામાં ગુરુબુદ્ધિ એટલે બ્રહ્મદર્શન કેળવ; બીજા બધા સન્તોમાં પૃથક્‌પૃથક્ વિભૂતિઓનું દર્શન કર, એટલે સમજાશે કે ગુરુઉપદેશ દ્વારા થતું બ્રહ્મદર્શન ભવિષ્યમાં નહિ તાત્કાલિક છે!

સાચા જિજ્ઞાસુ! તું ગુરુપરંપરાને અંધપરંપરા ન માનીશ; શ્રદ્ધાને જડશ્રદ્ધા કે અંધશ્રદ્ધા કહીને ન વગોવીશ; ભક્તિ કે સેવાશુશ્રુષાને ગુલામગિરી કહીને તરછોડી ન નાંખીશ. સ્વતંત્રતા અને પુરુષાર્થને બહાને કુતર્ક, અને અહંમન્યતાને જ પોષ્યા ન કરીશ. अहं ब्रह्मનો દંડધારણ કર્યા પહેલાં કોઈ બ્રહ્મવિદ્‌ને–એ બ્રહ્મવિદ્ ન હોય તો પણ એનામાં મનોભાવદ્વારા બ્રહ્મપ્રતિષ્ઠા કરીને બ્રહ્મદર્શન કર; એમના દ્વારા तत्त्वमसिનો આદેશ અને રહસ્ય સમજીશ ત્યારે જ તને ગુરુભક્તિ, ગુરુસેવા, ગુરુદીક્ષા, ઈત્યાદિનું રહસ્ય સમજાશે. બ્રહ્મવિદ્‌ની ઉપાસના એ બ્રહ્મની ઉપાસના છે અને અહંગ્રહ ઉપાસનાનું એ સર્વોત્તમ અંગ છે એટલું સમજીને એકવાર એ માર્ગે પ્રયાણ તો કરી જો; અંતર્મુખી વૃત્તિ કર; ગુરુદેવની બ્રહ્મભાવે તારી હૃદયગુહામાં પ્રાણ-પ્રતિષ્ઠા કરી જો એટલે સમજાશે કે બ્રહ્મા હજુ પણ એ જ આદેશ કરે છે કે :—

श्रद्धाभक्तिध्यानयोगादवेहि ।

ॐ ॐ ॐ

ॐ ॐ

(ફેબ્રુઆરી, ૧૯૪૪)

## આત્મભાન

### (૪)

ભગવાન્ શંકરાચાર્ય "**आत्मबोध**" નામના પ્રકરણગ્રન્થના પહેલા જ શ્લોકમાં 'આત્મજ્ઞાન'ના અધિકારી મુમુક્ષુનાં લક્ષણો આપતાં કહે છે કે:—

**तपोभिः क्षीणपापानां, शान्तानां वीतरागिणाम् ।**
**मुमुक्षूणामपेक्ष्योऽयमात्मबोधो विधीयते ॥ १ ॥**

**ભાવાર્થ** :—તપો વડે જેઓનાં પાપો ક્ષીણ થઈ ગયાં હોય, શાન્ત હોય, અને જેના રાગ વીતી ચૂકેલા હોય એવા મુમુક્ષુઓની અપેક્ષા કરીને—એવાઓને માટે આ આત્મબોધનું વિધાન (યોજના) કરાય છે.

વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે આત્મસાક્ષાત્કાર, બ્રહ્મસાક્ષાત્કાર, સ્વરૂપસ્થિતિ, કે અનુભવની આકાંક્ષા સેવનારા જિજ્ઞાસુઓ માટે આ શ્લોક વિચારવા જેવો છે. "હું મુમુક્ષુ છું" એવું બોલતાં કે માનતાં પહેલાં હજાર વાર પોતાના ચિત્તનો અધિકાર તપાસી જોવાનો છે.

અંતરમાં પાપસંસ્કારના કીડા ખદબદતા હોય, ચારિત્ર્યમાં એમના વમન જેવા રાગદ્વેષ છલકાઈ જતા હોય, અશાન્તિનો ઉકળાટ હૈયાને વલોવી વલોવીને એનો દાહ જાણે મનમાં ઉન્માદ અને જીવનમાં અવ્યવસ્થા ઊભી કરી બધે ગડબડ કે ધાંધલ જમાવી બેસતો હોય, વિષયોમાં, વિષયીઓમાં અને વિષ જેવાં માનમોહમાં બધે આસક્તિ વધારી રાગદ્વેષની જાળ વણાતી જતી હોય, ત્યાં સુધી "આત્મજ્ઞાન મેળવવું છે", "મોક્ષ જોઈએ છીએ", "જન્મમરણ ટાળવાં છે", "ભગવાનનાં દર્શન કરવાં છે" "સિદ્ધિઓ જોવી, મેળવવી કે બતાવીને ભગવાનને સિદ્ધ કરવા છે." આવી ગમે તેટલી શુભ અને શુદ્ધ ગણાતી વાસનાઓ અંતરમા ઊભી કરવી, એ તો દૂધમાં સોમલ ઘોળીને પીવા જેવું છે. કેવળ શુભ વાસનાના શબ્દો બોલવાથી ચિત્ત શુદ્ધ થતું નથી પણ એ પાપસંસ્કાર અને એમાંથી થતાં સ્વાભાવિક પાપકર્મને ભૂસી નાંખવા માટે ભગવાન્ શંકર કહે છે તેમ તપશ્ચર્યા થવી જોઈએ; તપશ્ચર્યા વિના શુદ્ધિ નથી; અને ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન પણ કહે છે કે "આ (ગીતાનું) જ્ઞાન અતપસ્કાયને–તપશ્ચર્યાથી જેણે મનસા-વાચા-કર્મણા શુદ્ધિ નથી મેળવી, એવાઓને કહેવા જેવું પણ નથી." (ભ. ગી. ૧૮–૬૭) અને કહેવા જેવું નથી તો પછી એ સાંભળીને એ પ્રમાણે જીવનસુધારણા તો થઈ જ શી રીતે શકે?

પાપને પ્રેરણા કરનાર ચિત્તમાં રહેલા પાપસંસ્કાર છે; અને જ્યાં સુધી તપશ્ચર્યા એટલે નિષ્કામ કર્મ દ્વારા ચિત્તને ધોઈ ન નંખાય, ત્યાં સુધી એવા મલિન ચિત્તમાં આત્મજ્ઞાન તો શું પણ ભગવાનનું સ્મરણ પણ ટકતું નથી. ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયના છત્રીસમા શ્લોકમા ચિત્તશુદ્ધિ માટે મથતો અર્જુન પાપાચરણમાં પ્રેરણા કરાવનાર કારણને પૂછે છે, ત્યારે ભગવાન કહે છે કે રજોગુણ જ એની પ્રેરણા કરાવે છે. રજોગુણ એનું ઉદ્ભવસ્થાન છે; એ રજોગુણમાંથી કામક્રોધ ઉપજે

છે, અને એ એવા તો ખાઉધરા અને મહાપાપી છે કે એને તું શત્રુ સમજજે.

એ કામ એટલે અંતરમાં રહેલી, સૂક્ષ્મમાં સૂક્ષ્મપણે જામી બેઠેલી મલિન વાસના છે. એ વાસનાના ત્રણ પ્રકાર શાસ્ત્રમાં વર્ણવ્યા છે. બ્રહ્મવિદ્યાના આદ્ય આચાર્યસમા મહર્ષિ વસિષ્ટ ભગવાન્ રામચંદ્રજીને ઉપદેશ આપતી વખતે 'યોગવાસિષ્ટ રામાયણ'માં એનું વર્ગીકરણ કરે છે અને મોક્ષ મેળવવામાં એમને મુખ્ય પ્રતિબંધક તરીકે ગણે છે. એ વાસના ત્રણ પ્રકારની છે.

(૧) લોકવાસના, (૨) શાસ્ત્રવાસના અને (૩) દેહવાસના. આ ત્રણે વાસના મલિન કહેવાય છે અને તેથી ચિત્તને એ અશુદ્ધ બનાવે છે; એનો ઉપાય શોધતાં પહેલાં એનું સ્વરૂપ આપણે તપાસીએ; શ્રી વિદ્યારણ્ય સ્વામી પોતાના જીવન્મુક્તિવિવેક નામના ગ્રન્થમાં લોકવાસનાની વ્યાખ્યા કરતાં કહે છે કે:—**सर्वेजना यथा मां न निन्दन्ति तथा वा स्तुवन्ति तथैव सर्वदाऽऽचरिष्यामि इति अभिनिवेशः लोकवासना।** અર્થ:—"હું એવું આચરણ રાખીશ કે જેથી સર્વ મનુષ્યો મારી સ્તુતિ જ કરે અને કોઈ મારી નિન્દા કરે નહિ." એવી વાસના એ લોકવાસના છે ત્યાર પછી (૨) શાસ્ત્રવાસના આવે છે; એનું સ્વરૂપ સમજાવતાં એના ત્રણ વિભાગ પાડે છે: (૧) **પાઠવ્યસન** (૨) **બહુશાસ્ત્રવ્યસન** અને (૩) **અનુષ્ઠાનવ્યસન.** આ ત્રણેયનાં દૃષ્ટાંત આપતાં શ્રી વિદ્યારણ્ય સ્વામી કહે છે કે ભરદ્વાજે ત્રણસો વર્ષ સુધી વેદોનો અભ્યાસ કર્યો હતો છતાં આયુષ્ય ઓછું પડયું અને ઇન્દ્ર પાસે વિશેષ આયુષ્યની યાચના કરી પાછું વેદાધ્યયન શરૂ રાખ્યું હતું, પણ છેવટે એની પૂર્ણતા ન થઈ શકી ત્યારે ઇન્દ્રે એની અશક્યતાનું ભાન કરાવી સગુણ બ્રહ્મનો ઉપદેશ આપ્યો હતો. **બહુશાસ્ત્રવ્યસન**માં પણ દુર્વાસા મુનિ

અનેક પુસ્તકો ઉપાડીને મહાદેવને નમસ્કાર કરવા ગયા, ત્યાં નારદ મુનિએ એમને ગધેડાની ઉપમા આપી મશ્કરી કરી હતી. દુર્વાસાએ પોતાના સ્વભાવસુલભ ક્રોધને લીધે બધાં પુસ્તકોને સમુદ્રમાં પધરાવી દીધાં અને એ પ્રમાણે એનાથી નિવૃત્ત થઈ ભગવાન્ આશુતોષ પાસે આવ્યા ત્યારે આત્મવિદ્યામાં પ્રવૃત્તિ કરવાનો અધિકાર મેળવ્યો. વિદ્યારણ્ય મુનિ આ ઉપર ટીકા કરતાં લખે છે કે **आत्मविद्या चानन्तर्मुखस्य गुरुकारुण्यरहितस्य न वेदशास्त्रेण उत्पद्यते।** આ આત્મવિદ્યા જેઓ અંતર્મુખ થયા નથી અને ગુરુકૃપાથી વંચિત છે એવાઓને કેવલ વેદશાસ્ત્રના અધ્યયનથી મળતી નથી. (૩) ત્યાર પછી આવે છે **અનુષ્ઠાનવ્યસન.** એને માટે વિષ્ણુપુરાણમાં નિદાઘનું અને યોગવાસિષ્ઠમાં દાશરથનું ઉદાહરણ પ્રસિદ્ધ છે.

ઉપરાંત શાસ્ત્રવાસનાથી દર્પ વધે છે તેથી એને મલિન કહી છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં શ્વેતકેતુનું દષ્ટાંત પણ વિદ્યામદને માટે પ્રસિદ્ધ છે.

ત્યાર પછી દેહવાસના આવે છે; એ પણ (૧) આત્મત્વ (૨) ગુણાધાન અને (૩) દોષાપનયન એમ ત્રણ પ્રકારની છે. આત્મત્વ એટલે દેહને જ આત્મા માનવાની વાસના છે. જેઓની દેહમાં આસક્તિ હોય, અને દેહ-(ત્રણે દેહ) પોષણમાં જ રચ્યાપચ્યા રહેતા હોય, એવી દેહમાં આત્માની ભ્રાન્તિ વાળી વાસના આત્મત્વ કહેવાય છે. બીજી ગુણાધાન દેહવાસના છે; એ બે પ્રકારની છે. લૌકિક અને શાસ્ત્રીય: ગુણાધાન એટલે પોતાનામાં હમેશાં ગુણનું જ આરોપણ કરવું. લૌકિક ગુણાધાનમાં સુલલિત શ્રવણ, કોમલ સ્પર્શ અને શરીરને સુંદર દેખાડવા અને બનાવવા માટે પુષ્ટિકારી ઔષધો તથા આહારનું સેવન, તેમ જ સુગંધિત દ્રવ્યથી સ્નાન, સુંદર વસ્ત્રાભૂષણ વગેરેનો સમાવેશ થાય છે. ત્યારે શાસ્ત્રીય ગુણાધાનમાં દેવપૂજા, તીર્થસ્નાન, સન્તસમાગમ અને સેવા વગેરેની ગણતરી કરી છે. ત્રીજી દોષાપનયન

નામની દેહવાસનાં છે. એ પણ શાસ્ત્રીય અને લૌકિક એમ બે પ્રકારની છે. *

વિસ્તારભયથી આપણે હવે એટલું જ કહીએ કે આ ત્રણેય વાસનાઓ ચિત્તને હમેશાં રોકી રાખે છે. મનુષ્યને હમેશાં નિન્દાનો ભય અને સ્તુતિની પ્રબળ ઇચ્છા રહ્યાં કરે છે; લોકલોકાન્તરમાં મારી વાહ-વાહ બોલાય, મારાં પુણ્યકર્મો જ લોકોની જાણમાં આવે કે જેથી હું બધે ગવાઉં, જ્યાં હોય ત્યાં મારી "જે જે" બોલાય, કોઈ પણ મારે માટે વિરોધી સુર ન કહાડે, એ વાસનાને લોકવાસના કહે છે.

શાસ્ત્રવાસના પણ મનુષ્યના અહંકારને પોષણ આપ્યા કરે છે. જે સમયે પુસ્તકોની છાપકળા નહોતી, ત્યારે પણ એના મિથ્યા અધ્યયનનું આટલું બધું જોર હતું, તો પછી અત્યારે યંત્રકળાના પ્રભાવે, અને વિદ્વત્તાના આંડબરી જમાનામાં જ્યાં તીડોનાં ટોળાં ઊભરાય તેમ લેખકોએ પોતાની વાગ્વૈખરીને કલમદ્વારા હવામાં ઊડતી રાખીને કાગળો ઉપર કાગળો ચિતરવા માંડ્યા છે, અને જૂનાં પુસ્તકોના પણ સ્વતંત્ર, મનોમુખી તેમ જ પોતાનાં આપાપંથી મન્તવ્યોના ઉટપટાંગ અર્થો લખવા માંડ્યાં છે, ત્યાં સૌને વિદ્વાનની ગણતરીમાં આવવાની, ગુરુ બનીને ઉપદેશ આપવાની, છપાયેલાં તંત્રશાસ્ત્રોમાથી મંત્રો અને યંત્રોની ઉપાસનાઓ દ્વારા શક્તિઓ વધારવાની, યોગનાં કેવળ બહિરંગ જેવાં હઠયોગનાં આસન પ્રાણાયામ કે નેતિધૌતિ સાધનોને જ યોગ માની લેવાની, વેદાન્તના પ્રમાણુસુર ગ્રન્થોના તર્કાભ્યાસની, કે એવી યમ-

*શ્રી વિદ્યારણ્ય સ્વામી પ્રણીત જીવનમુક્તિવિવેક નામના ગ્રન્થના વાસના-ક્ષય નામના પ્રકરણમાં આનો ખૂબ જ વિસ્તાર છે. જિજ્ઞાસુએ એ અવશ્ય વાંચવું જોઈએ. હમણાં જ એનો સુન્દર અનુવાદ 'જીવનમુક્તિવિવેક' સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય-અમદાવાદ તરફથી પ્રકટ થયો છે; કિંમત રૂા. ૧-૪-૦.

નિયમનાં આડંબરી સેવનની જે વાસના ઊધડી છે, એ ખરેખર જિજ્ઞાસુ માટે માર્ગદર્શક નહિ, પણ દિશાભ્રમ ઉપજાવે એવી છે.

પરન્તુ આપણે તો કેવળ એ વાસના કે જેનું મૂળ કામ તરીકે ગીતામાં વર્ણવ્યું છે, એ તપાસીને એટલો જ નિર્ણય કરવાનો છે કે આ મલિનવાસના એટલે જ ચિત્તના પાપસંસ્કાર. એ પાપસંસ્કારનો નાશ તપશ્ચર્યાથી થાય છે એમ ભગવાન્ શંકર કહે છે, એટલે હવે તપશ્ચર્યાનો વિચાર કરીએ ભગવદ્ ગીતામાં પણ અધ્યાય સાતના શ્લોક અઠ્ઠાવીસમાં કહ્યું છે કે,

**येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोह निर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ ७-२८**

ભાવાર્થ :— જે પુણ્યકર્મવાળા ( એટલે કે જેઓએ દૈવી સંપદ્-રૂપી શુદ્ધ વાસનાથી મલિન વાસનાઓ બાળી નાંખી છે તેવા ) જનોના પાપનો અંત આવી ગયો છે, તેઓ દ્વંદ્વના મોહથી મુક્ત થયેલા દૃઢ-વ્રતવાળા થઈ ને મને ભજે છે.

ચિત્તને આત્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત કરવામાં ત્રણ દોષ આડે આવે છે : પ્રથમ દોષ છે ચિત્તની મલિનતા. બીજો છે ચિત્તની ચંચલતા, અને ત્રીજો દોષ છે સગુણ બ્રહ્મરૂપી ભગવાન્, 'દશ્ય પ્રપંચરૂપી સંસાર અને દેહાધ્યાસવાળો જીવ-એ ત્રણમાં જે વચ્ચે અભેદ બ્રહ્મદર્શન ન થવા દેવાનું આવરણ-પડદો નડે છે તે છે.

એટલે મલિન વાસનારૂપી પાપસંસ્કારથી અંતઃકરણમાં જે મલ જામ્યો છે, તેને ફ્હાડવા માટે શુભ વાસનાદ્વારા ઇશ્વરની અહૈતુકી ભક્તિના અંકુર ફૂટવા જોઈ એ અને એની સાથે દૈવી સંપદ્‌ને જીવન-વ્યવહારમાં ઊતારવાનો પ્રયત્ન કરવો જોઈ એ. શુભ વાસના અને શુભ કર્મ એ જ પુણ્યકર્મ, અને એ પુણ્યકર્મ એ જ તપશ્ચર્યા

ભગવદ્‌ગીતાનાં સત્તરમા અધ્યાયના પાંચમા તથા છઠ્ઠા શ્લોકમાં એ તપશ્ચરણ માટે પણ સૂચના આપી છે કે :—

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः।
दंभाहंकारसंयुक्ताः कामराग बलान्विताः ॥ ५ ॥
कर्षयन्तः शरीरस्थं भूतग्रामचेतसः।
मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुर निश्चयान् ॥ ६ ॥

**ભાવાર્થ**:—દંભ અને અહંકારથી સંયુક્ત એવા તથા કામ, રાગ અને બળવડે યુક્ત એવા જે જનો શાસ્ત્રે નહિ કહેલા ઘોર તપને કરે છે અને શરીરમાં રહેલા ભૂતસમૂહને તથા શરીરમાં રહેલા મને પણ કૃશ કરે છે, એ અવિવેકી છે; તેમને આસુરી નિશ્ચયવાળા જાણજે.

આટલી ચેતવણી એટલા માટે આપે છે કે તપ શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે હોવું જોઈએ; દેહને સુખકર હોય તેવું, શરીરને સ્વસ્થ અને ચિત્તને પ્રસન્ન રાખે એવું, પ્રતિભા અને ઓજસ્ વધારે એવું, મલિન વાસના વગરનું, રાગદ્વેષ વિનાનું, દંભને તોડે અને અહંકારને ગાળે એવું તેમ જ પરમાત્માના સ્મરણને સતત જાગ્રત રાખે એવું હોવું જોઈએ. એ જ અધ્યાયમાં આગળ વધતાં એના શારીરિક, વાચિક તથા માનસિક, તેમ જ સાત્ત્વિક, રાજસિક અને તામસિક વિભાગ પાડી, તેની એવી તો સ્પષ્ટ વ્યાખ્યા કરી બતાવે છે કે અલ્પબુદ્ધિ જિજ્ઞાસુ જો દંભી ન હોય તો સમજી શકે એવું છે. એને જીવનમાં ઊતારવા માટે સીધો અને સરળ માર્ગ ભગવાને સાધકને દોરી આપ્યો છે, એમ સમજી ભગવાનની આવી અહેતુકી કૃપા માટે હૃદયમાં ગદ્‌ગદ્ ભાવે એમનું મંગળ સ્મરણ કરી પોતાના પાપ સંસ્કારને ધોવા માટે કટિબદ્ધ થવામાં જરાયે પ્રમાદ કરવાનો નથી. વિસ્તારભયને લીધે

તેમ જ ગીતાનું પઠન પાઠન તો હવે ગીતાવ્યાસો દ્વારા શહેરે, ચૌટે, પોળે, આંગણે અને ઘેરે ઘેર થવા માંડ્યું છે, એટલે સૌને યાદ જ હશે એમ માની એ શ્લોકો અહીં ઉતાર્યા નથી. અસ્તુ !

* * *

મૂળ મુદ્દા ઉપર આવીએ. કાયિક, વાચિક, માનસિક અને સાત્વિક એમ ચતુર્વિધ તપશ્ચર્યા વડે જેના પાપસંસ્કાર ક્ષીણ થઈ ગયા હોય, એવાઓનો આત્મજ્ઞાનમાં અધિકાર છે મલિન ચિત્તમાં વિશુદ્ધ આત્મભાસ્કરનો ઉદય સંભવિત જ નથી. અને એ મલિનતા એટલે પાપ; પાપ એટલે મલિન વાસના છે એમ નક્કી કરીએ એટલે સહજ સ્વભાવે એના નિવારણ માટે સાધકે તપશ્ચર્યા કરીને બધાં પાપને ભસ્મીભૂત કરવા તત્પર થવું જોઈએ; તપોયજ્ઞ એ આપણો મહાનમાં મહાન યજ્ઞ છે; એ યજ્ઞમાં આહૂતિ આપવાની છે સમસ્ત પાપવાસના અને પાપવાસનાના મૂળ જેવી દેહવાસનાની. એ દેહાધ્યાસને નિર્મૂળ કરતાં અંતરથી એવી તો નિરભિમાન વૃત્તિ ઉદ્‌ભવશે, કે એ સાત્વિક ભાવ વડે શાસ્ત્ર અને આચાર્ય પાસે અહંકાર તથા દંભ ગળી જશે; એમનાં વાક્યોમાં શ્રદ્ધા બેસશે. અને ત્યાર પછી જે પુરુષાર્થ થશે, એ એવો તો વિશુદ્ધ, નિર્દોષ અને નિર્માનમોહી હશે કે પરમાત્મા પોતાનું સ્વરૂપ આપોઆપ એના નિર્મલ ચિત્તમાં આવિર્ભૂત કરશે. કઠોપનિષદ્‌માં એ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ છે કેઃ—

**नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा विवृणुते तनूँ स्वाम् ॥**

ભાવાર્થ : આ આત્મા વેદાધ્યયનદ્વારા મેળવી શકાય એમ નથી; ધારણાશક્તિ અથવા અધિક શ્રવણથી પણ પ્રાપ્ત થઈ શકે એમ નથી; આ (સાધક) જે (આત્માનું) વરણ=પ્રાર્થના કરે છે, એ (આત્મા)થી

જ એ પ્રાપ્ત થઈ શકે છે. એના પ્રતિ આત્મા પોતાનુ સ્વરૂપ પ્રકટ કરે છે.

આ આત્મા નિર્મળ ચિત્ત અને ગુરુ-ઈશ્વર ઉપાસકને કેવળ એના વિશુદ્ધ અન્તરના આર્ત્તનાદવાળી પ્રાર્થના વડે-ઝખના વડે જ પ્રસન્ન થાય છે, વિદ્વતા એમા કામ નથી લાગતી પ્રવચન સાભળવા અથવા કરવા, અનેક શાસ્ત્રો વાચી, ગોખી કે પ્રમાણોને મુખાગ્ર કરવા, એની એ જ વાતોને વાણીનો વિષય બનાવવો, ધ્યાનદ્વારા ધારણાશક્તિને સતેજ કરી રાખવી, આવા આવા બુદ્ધિની કસરત કે સ્મૃતિકૌશલ્યની કેળવણીથી સ્વરૂપનો અનુભવ થતો નથી, એમા પ્રથમ જોઈએ છીએ આત્મકૃપા, આત્માનો અન્તર્યામી ઈશ્વર અને ગુરુ સાથે વાસ્તવિક રીતે અભેદ હોવાથી પ્રથમ ઈશ્વર અને ગુરકૃપા પ્રાપ્ત કરી લેવાની છે, એ આત્મકૃપા એટલે સ્વતત્ર પુરુષાર્થ દ્વારા સાધન સપત્તિ કેળવી અનુભવ કરવો એવી ભ્રાન્તિ ઉપજાવવાની નથી એવી આત્મકૃપા ઈશ્વરકૃપા, ગુરુકૃપા કે શાસ્ત્રકૃપાનો નિષેધ નથી કરતી, પણ એ બધી કૃપા મેળવવામા પ્રમાદ, વિસ્મૃતિ વિચારની પરાધીનતા કે તર્કની અપ્રતિષ્ઠા ન આવી જાય એનુ નિવારણ કરવા માટેની એ સાવધાનતા છે અને એટલા જ માટે પાપ સસ્કારના મૂળ અહકારનો ઉચ્છેદ કરવાના સર્વશ્રેષ્ઠ સાધન માટે તપશ્ચર્યાનુ જ વિધાન છે

'આત્મબોધ'ના શ્લોકમા ક્ષીણપાપ પછી '**શાન્ત**' અને '**વીતરાગી**' એવા બે વિશેષણ મુમુક્ષુ માટે વાપર્યા છે શાન્તનો અર્થ જેનુ મન શાન્ત થયુ હોય તે, આ શાન્તિ તે આત્મજ્ઞાન પછીની નહિ, પણ મુમુક્ષુ અવસ્થામા વસ્તુપ્રાપ્તિ માટે જે ચિત્તની એકાગ્રતા જોઈએ એ છે અચલ કે વિક્ષિપ્તચિત્તવાળાનુ ધ્યાન કદી વસ્તુમા એકધારુ લાગી શકતુ નથી અને મહાપ્રયત્ને પોતે કે કોઈ સંતે લગાડી આપ્યુ હોય તો ટકી શકાતુ નથી એ શાન્ત સ્થિતિ જ ચિત્તની

એકાગ્રતા છે, માનવી મન અનેકાગ્ર હોય છે; અનેકાગ્ર ચિત્તના પણ બે પ્રકાર છે, એક (૧) લૌકિક અને બીજું (૨) શાસ્ત્રીય વિષયો પ્રતિવાદ

સાંસારિક વિષયોમાં, શબ્દાદિ પંચ વિષયોમાં, રાગદ્વેષાદિ દ્વંદ્વોમાં ભટકતું મન લૌકિક રીતે અનેકાગ્ર કહેવાય છે અને તેથી એવા ચિત્તને યોગદર્શનમાં ક્ષિપ્ત અને મૂઢ કહીને અનધિકારી માન્યું છે. એવા ચિત્તને તો શાસ્ત્ર અને સ્મૃતિમાં કહેવા વિધિનિષેધની આજ્ઞાઓમાં બંધાઈને શુદ્ધ થવાનું હોય છે. પણ ત્યાર પછી જ્યારે એમ કરતાં કરતાં એને થોડો ઘણો ભગવદ્ચર્યાનો, સત્સંગનો કે શાસ્ત્રીય કર્મ ઉપાસનાનો રંગ લાગવા માંડે છે, ત્યારે કોઈ વાર સાંસારિક વિષયોમાં, તો કોઈ વાર ભગવદીય સાધનોમાં ભટકે છે, ત્યારે એના ચિત્તમાં વિક્ષેપ થયા કરે છે; આવું ચિત્ત વિક્ષિપ્ત અથવા અનેકાગ્ર કહેવાય છે, તેથી શાન્ત હોવાનો સંભવ નથી. આવી રીતે અનેક દિશાઓમાં ભટકતા, વારંવાર વિક્ષેપ ભોગવતા ચિત્તને કોઈ એક જ શાસ્ત્રીય વિષયમાં, સગુણ ઉપાસનામાં, બ્રહ્મવિદ્‌ની સંનિધિમાં, ગુરુસેવા કે સંતસમાગમમાં મૂકવા જઈએ તો પણ પ્રથમ ત્યાં ટકી શકાતું નથી, અને વારંવાર પોતાના રાગદ્વેષના પૂર્વસંસ્કાર પ્રમાણે તામસિક અને રાજસિક શ્રદ્ધાને લીધે દોષદૃષ્ટિમાં ફસાઈને શુદ્ધ સાધનમાં શંકાશીલ બને છે. કુતર્કમાં અટવાઈ જાય છે અને વારંવાર વિક્ષેપ અનુભવે છે, તેથી એને પરમાત્મવિષયમાં મૂકવું જોઈએ. પતંજલિ ભગવાન વિવેકખ્યાતિનો ઉપદેશ આપતાં પહેલાં **ईश्वरप्रणिधानाद्वा** સૂત્ર દ્વારા એમ કહેવા મથે છે કે સર્વેશ્વર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન પરમાત્મામાં એમના પ્રણિધાન દ્વારા ચિત્તને જોડી દેવાથી ચિત્ત એકાગ્ર થાય છે; ઈશ્વરના સચ્ચિદાનંદનો સાધકના ચિત્તમાં પ્રકાશ પડવા માંડે છે, અને વ્યુત્થાન કાળે પણ પરવ્યસની નારીની પેઠે એ ઈશ્વરના આનંદનો આસ્વાદ લેતું ચિત્ત હરતાં ફરતાં વ્યવહાર કરતાં પણ સ્વાભાવિક રીતે પરમાત્મામાં એકાગ્ર રહ્યા કરે છે.

આવી રીતે ઉપાસનાના અદ્વિતીય સાધન દ્વારા એકાગ્ર ( શાન્ત ) થયેલું ચિત્ત જ ગુરુ તથા શાસ્ત્રના શબ્દોના વાસ્તવિક મર્મને ધારણ કરવાની યોગ્યતાવાળું થાય થાય છે. એ વિના વિક્ષિપ્ત ચિત્ત કાણા વાસણ જેવું હોવાથી ઉપદિષ્ટ અર્થ એમાં ટકી શકતો નથી, અરે ! એટલું જ નહિ કોઈ વાર તો અધિકારના અભાવે અહંકાર, દંભ, દર્પ જેવા વિપરીત પરિણામ પણ લાવી મૂકે છે

'વીતરાગી' થવા માટે પણ રાગનું મૂળ તપાસી જોવું જોઈએ **रजो रागात्मकं विद्धि** એમ ભગવદ્ ગીતામાં રજોગુણને રાગનું મૂળ કહ્યું છે એથી રજોગુણનો જેટલો સ્વભાવ છે, તે બધાનો સાત્ત્વિક ગુણધર્મ કર્મથી પરિહાર કરવો જોઈએ; અને એમા સહાયતા લેવા માટે યોગસૂત્રના સમાધિપાદમા જે સૂત્ર આપ્યુ છે તે પ્રમાણે સાધન કરવુ જોઈએ એ સૂત્ર આ પ્રમાણે છે —

**वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥**

**અર્થ** અથવા તો વીતરાગ મહાપુરુષોનો વિષય કરાનારાવાળું ચિત્ત મનની સ્થિતિને સ્થિર કરે છે

આના ઉપર વિવેચન કરતા ટીકાકારો કહે છે કે રાગદ્વેષાદિ વિકારો જેના જતા રહ્યા હોય તેવા ભૂતકાળના વ્યાસ, શુકદેવ, વામદેવ, યાજ્ઞવલ્ક્ય જેવા ઋષિમુનિઓ, શ્રી રામકૃષ્ણાદિ અવતારી પુરુષોત્તમો, શ્રી શંકરાચાર્યાદિ આચાર્યો, અસંખ્ય સંતમહાત્માઓ તેમ જ વર્તમાન અધ્યય ગુરુમૂર્તિના ધ્યાનદ્વારા પણ ચિત્તની એકાગ્રતા થાય છે અને ચિત્તમાં પ્રસન્નતા દ્વારા—બ્રહ્મવિદ્દના કૃપાપ્રસાદ દ્વારા શાન્તિ અનુભવાય છે કે જેથી ચિત્ત પરમવસ્તુની ધારણામા અધિકારી બને છે

સહૃદયી **સાધક** 'આત્મભાન'ના પહેલાંના ત્રણેય હપ્તાનો જરા વિચાર કરી જો. આ લખાણનો ખાસ ઉદ્દેશ એ છે કે સાધકને પોતા-

સાધનસંપન્ન થવાની પહેલી આવશ્યકતા છે અને એટલા જ માટે વારંવાર કહેવું પડે છે કે જિજ્ઞાસુ બનવું હોય તો તું પહેલાં સાધન-સંપન્ન થા; એ સાધનસંપત્તિનો વિચાર આપણે આગળ ઉપર કરીશું, પણ જ્ઞાનના જિજ્ઞાસુ થવા પહેલાં સાધનસંપત્તિ કેળવવી, અને એ સાધનસંપત્તિ કેળવનાર જિજ્ઞાસુના અધિકાર માટે નિષ્કામ કર્મ દ્વારા શુદ્ધ, અને ઉપાસના દ્વારા એકાગ્રચિત્ત થવું જોઈએ એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

વ્યાવહારિક જીવનમાં રાગદ્વેષ ભર્યા હોય, મારાતારાની ખેંચાતાણ મનને સંસારના વિષયોને ખીલે જ બાંધી રાખતું હોય, મોહ, મમતા કે દંભના પડદામાં રહીને મન અભિમાનના સાતમા આકાશમાં ઊડયા કરતું હોય ત્યાં સુધી ચિત્તશુદ્ધિ કેવી? એ ચિત્તશુદ્ધિ તપશ્ચર્યા દ્વારા થાય છે એવું આત્મબોધના શ્લોકમાં કહ્યું છેઃ અંતઃકરણના ત્રણ દોષ અને નિવારણ માટે આ શ્લોક કેટલો મહત્ત્વનો છે એનું આપણે જરા વિશેષ સ્પષ્ટીકરણ કરીએ.

(૧) **મલદોષ**:—ચિત્તમાં મલિન વાસનાની સત્તા છે તેનો ઉચ્છેદ શુદ્ધ વાસના દ્વારા થતી **તપશ્ચર્યાથી** થાય છે. જેમાં કેવલ પરમાત્મપ્રાપ્તિની જ શુભ વાસના છે એવી તપશ્ચર્યાવાળાં કર્મ જ નિષ્કામ કર્મ કહેવાય છે. પ્રથમ નિષ્કામ તપશ્ચર્યા દ્વારા સાધકનું ચિત્ત શુદ્ધ થાય, ત્યારે તે સાધક ઉપાસનાનો—ભક્તિનો અધિકારી બને છે. **તપોભિઃ ક્ષીણપાપાનામ્** – આટલા શ્લોકથી ચિત્તશુદ્ધિની યોગ્યતા બતાવી.

(૨) **વિક્ષેપદોષ**:—ચિત્તની ચંચલતા. શાન્ત અને વીતરાગી ચિત્ત જ ધાર્યા વિષયમાં પ્રવેશ કરી શકે છે તથા ધ્યેયપ્રતિ સતત, તૈલધારાવત્ ચોંટી રહે છે; એ માટે અનેક અશુદ્ધ વિષયોમાં ભટકતા મનને વિશુદ્ધ પરમાત્માની સગુણ મૂર્તિઓ જેવા ઋષિમુનિઓ,

અવતારીઓ, આચાર્યો, સંતમહાત્માઓ કે ગુરુદેવની ઉપાસના દ્વારા નિરુદ્ધ કરવું જોઈએ; અનેકમુખીમાંથી એકમુખી કરવું જોઈએ; બહિર્મુખીમાંથી અન્તર્મુખી કરવું જોઈએ. અહીં સુધીના શ્લોકમાં વારંવાર વિક્ષેપ ભોગવતા ચિત્તનો જ્ઞાનમાં નહિ પણ ઉપાસના અથવા ભક્તિમાં અધિકાર છે એમ સ્પષ્ટ કહ્યું છે. જ્યાં સુધી વિક્ષેપ છે, ત્યાં સુધી ઉપાસના કરો; ઉપાસનાથી **વિક્ષેપ** નામના દોષને કહાડો અને પછી–**ઉપાસ્ય**માં જ સગુણ બ્રહ્મનાં દર્શન કરીને "હું જીવ" "તું ઈશ્વર"થી જૂદો છે, અને એ બન્નેનું સ્થાન કોઈ "લોક પરલોકમાં" છે, એમ માનીને દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદ રૂપી આવરણ ઊભું કર્યું છે તેને તોડવાની જિજ્ઞાસા થાય તે ત્રીજું સાધન છે.

(૩) **આવરણદોષ** :—વિશુદ્ધ ચિત્ત અને નિરુદ્ધવૃત્તિથી બ્રહ્મવિદ્‌ની સંનિધિમાં, શાસ્ત્રનો અનુકૂળબુદ્ધિથી અર્થ વિચારી, જીવ ઈશ્વરનો, શિષ્ય ગુરુનો, જીવજગતનો, ઈશ્વર અને જગતનો–અને એવા જેટલા જેટલા ભેદ એટલે પરિચ્છેદ કે આવરણ હોય તે શાસ્ત્રશ્રવણ (પોતાની મેળે વાચન કે પઠનપાઠન નહિ), મનન અને નિદિધ્યાસન દ્વારા એ આવરણ દોષને તોડવાનો છે.

આથી સ્પષ્ટ થશે કે જેમનું ચિત્ત અશુદ્ધ હોય અને ચિત્તમાં વારંવાર વિક્ષેપ સતાવ્યા કરતો હોય એમણે શાસ્ત્રોક્ત કર્મ ઉપાસનામાં લાગી રહીને આચાર્યના નિર્ભય શરણ નીચે અભ્યાસ કરવો. કેમ કે એ વિનાના અભ્યાસની અયથાર્થતા બતાવતાં કઠોપનિષદ્‌માં આચાર્ય યમરાજ વિરક્ત શિષ્ય નચિકેતાને જે આદેશ આપે છે એ અવશ્ય ધ્યાનમાં રાખજો. જુઓ આત્મજ્ઞાનના અનાધિકાર માટે ચેતવણી આપે છે કે :—

**नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।**
**१. नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥**

**ભાવાર્થ**:—જે પાપકર્મોમાંથી નિવૃત્ત નથી થયો, જેની ઇંદ્રિયો શાન્ત નથી, જેનું ચિત્ત અસમાહિત (વિક્ષિપ્ત) અથવા અશાન્ત છે તે (આ આત્માને) પ્રજ્ઞાન (આત્મજ્ઞાનન્વાચકજ્ઞાન) દ્વારા પ્રાપ્ત કરી શકતો નથી.

આના ઉપરના ભગવાન્ શંકરના ભાષ્યનો અનુવાદ નીચે પ્રમાણે છે.

" જે દુશ્ચરિત–પ્રતિષિદ્ધ કર્મ એટલે કે શ્રુતિ–સ્મૃતિથી અવિહિત પાપ–કર્મથી અવિરત–અનુપરત છે તે નહીં, જે ઇંદ્રિયોની ચંચલતાને લીધે અશાન્ત એટલે ઉપરતિ શૂન્ય છે તે પણ નહીં, જે અસમાહિત એટલે જેનું ચિત્ત એકાગ્ર નથી, જે વિક્ષિપ્ત ચિત્તવાળો છે તે પણ નહીં, તથા સમાહિત ચિત્ત હોવા છતાં પણ એ એકાગ્રતાના ફલનો ઇચ્છુક હોવાથી અશાન્ત ચિત્ત હોય, જેનું ચિત્ત વારંવાર ચંચલ થતું થતું હોય એ પુરુષ પણ આ પ્રસ્તુત આત્માને **કેવળ આત્મજ્ઞાન દ્વારા પ્રાપ્ત કરી શકતો નથી. અર્થાત જે પાપ કર્મ અને ઇંદ્રિયોની ચંચલતાથી વિરામ પામેલો તથા સમાહિત ચિત્ત અને એ સમાધાનના ફલવડે ઉપશાન્તમન છે, એ આચાર્યવાન સાધક જ બ્રહ્મજ્ઞાનદ્વારા ઉપર્યુક્ત આત્માને પ્રાપ્ત કરી શકે છે.** "

ભગવાન શંકરસુશોધિત અદ્વૈતતત્ત્વજ્ઞાન મેળવવું હોય તો એમણે બતાવેલાં સાધન કેળવવાં જોઈએ અને એ પ્રમાણે અધિકારી બનીને જ પછી 'જિજ્ઞાસુ' હોવાનો દાવો કરવો જોઈએ. એ વિના બધો પરિશ્રમ વ્યર્થ છે! આડંબર માત્ર જ છે! શબ્દ વલાસ છે. માટે સાધક, સાવધાન! બ્રહ્માના જે ઉપદેશ–આદેશનું આપણે નિત્ય સ્મરણ રાખવાનું છે તે એ છે કે:—

श्रद्धाभक्तिध्यानयोगादवेहि ।

ૐ ૐ ૐ

(માર્ચ, ૧૯૫૪)

# આત્મભાન

## (૫)

પરમાત્માની કોઈ સગુણ–સાકાર મૂર્તિને કે નિર્ગુણ–નિરાકાર સચ્ચિદાનન્દઘન સ્વરૂપને અંતઃકરણમાં ઉતારવું, એ જ માનવમનની મહત્ત્વાકાંક્ષા છે, કારણ કે એ આનંદભૂખ્યો છે અને આનંદ જ પરમ રસાસ્વાદ આપે એવો હોઈ, ઉપનિષદ્ એને જ **રસ**રૂપ કહે છે તૈત્તિરીય ઉપનિષદ્માં **रसो वैस** –"ખરે જ એ રસ છે" એમ કહીને **रसं ह्येवायं लब्ध्वानन्दी भवति**—"એ રસને પામીને પુરુષ આનંદી થાય છે" એ વિધાન ખરેખર અદ્ભુત છે. જીવાત્માની હૈયાભૂખ અને તનતોડ મથામણ કેવળ, નિર્ભેળ અને નિત્ય સુખ માટે જ છે, એ સનાતન શોધ ઋષિઓની સનાતન જ છે, ને સનાતન કાળ સુધી રહેવાની છે.

સંસાર અને સાંસારિક પદાર્થોમાં સુખ શોધતો, રઝળતો રખડતો, કામધંધાનો રઘવાયો જીવાત્મા શા માટે નહિ સમજતો હોય કે આ વિષયભોગ નકામા છે. એ રમકડાં ચૂનાના પીંડાને માખણ સમજીને ખાવા જેવાં છે ગમે તેવાં રંગીન, રૂપાળાં કે રસીલાં જણાતાં છતાં

પણ પરિણામે એ ઇંદ્રવારણાનાં ફળ જેવાં છે કે જેમાં પાકકાળે અંદરથી રાખ જ નીકળે છે.

પરમાત્મા અગુણ છે કે નિર્ગુણ એ પ્રશ્ન શરૂઆતના સાધક માટે નથી ઉદ્ભવતો, કારણ એનાં સ્વરૂપ અને તટસ્થ બન્ને લક્ષણોમાં, એનું સચ્ચિદાનન્દ સ્વરૂપ તો અખંડ અને એકધારું અનુસ્યૂત જ છે. સંસારવિરક્ત જીવાત્મા વિષયની આંટીઘૂંટીમાં કે તર્કની મથામણમાં ન ઊતરતાં એ પરમપ્રેમાસ્પદ પરમાત્માથી ભિન્ન, જે કાંઈ જોવાય-સમજાય એ બધું વિષમય જ છે, દુઃખદ છે, કેવલ આપદ છે, એટલું સમજી એમાં વિષ્ટકૃમિની પેઠે રમણ કરવું એ મહા અનર્થ છે એવું યાદ રાખી, એ આનન્દઘનને જ પોતાના મનોમંદિરમાં પધરાવવાની ઉત્કટ જિજ્ઞાસા સેવે, તો એ પરમકૃપાળુ પોતાના વાસ્તવિક સ્વરૂપે અવશ્ય ત્યાં ઊતરી આવી એવી તો રાસલીલા રમીને રમાડે છે કે **न भूतो न भविष्यति।**

આમાં જોઈએ આપણી સંપૂર્ણ તૈયારી. ઘરઆંગણે મહેમાન આવવાનાં હોય, રંગીલાં, રસીલાં, મનમાન્યાં, હેતના ટુકડા જેવાં સ્નેહી સંબંધી ઉમંગભેર પધારવાનાં હોય, ત્યારે નિવાસસ્થાનના ઓરડે ઓરડા કે ખૂણે ખૂણા કેવા ચોકખા કરી રખાય છે! જૂની, નકામી, દેખાડતાં શરમ લાગે એવી નજીવી ચીજોને તો કોઈ ઉપલા માળના કાતરિયામાં એવી તો સંતાડી મૂકાય છે કે જાણે એ છુપાવવાની કળામાં જ બધી આવડતની ઇતિશ્રી થઈ જતી હોય! "આવો પધારો, સારાં છો!" એવા શબ્દ-સત્કાર સાથે હોઠ ફૂલતા હોય, ચ્હેરા પર આનન્દની ગલીપચી થતી હોય, અંગમાં ઉત્સાહ ઊભરાતો હોય, એના રીતે જાણે બધું જ સુંદર અને સુવ્યવસ્થિત કરી રાખીને એ મોંઘેરાં મહેમાનને આનંદ આપવાની, અને એ દ્વારા એમની પ્રસન્નતામાં જ પોતાની પ્રસન્નતા શોધવાની જે હૈયાફાટ

ઊતાવળ હોય છે, એનો અનુભવ કયા સસારપ્રેમીએ નહિ કર્યો હોય ? અસ્તુ !

આવી જ તૈયારી આપણા મનોમદિરમા જ્યારે પરમાત્માની પધરામણી કરાવવાની હોય છે ત્યારે કરવાની છે, એટલુ જો અતકરણ મા વજ્રાક્ષરની પેઠે કોતરાઈ રહે તો પછી બાકી જ શુ રહે ? સસારમા જ્યા સહજભાવે હૈયુ ઢળી પડતુ હોય, ત્યા જે આનદના દર્શન થાય છે, એનુ મમતા, રાગ, સ્નેહ, પ્રીતિ, કે પ્રેમ એવુ લોકજ્ઞ વિદ્વાનો અને રસજ્ઞ કવિઓએ નામ પાડ્યુ છે, પણ એ હૈયાને જ્યારે પરમાત્મા પ્રતિ વાળવાનુ હોય છે, ત્યારે એને પારલૌકિક રસાસ્વાદી ઋષિઓએ ભક્તિ કે પ્રેમ એવુ પૂનિત નામ આપીને એ વેગને પવિત્ર અને પ્રોજ્વલ માન્યો છે

તિથિ-અતિથિએ આવી સ્હડનારા સ્નેહી સબધી માટેના આતરિક સ્નેહના સૂચક લક્ષણ અને ચિહ્નને સત્કાર એવુ નામ અપાય છે, તેમ પરમાત્માની પ્રીતિ માટેના હૃદયના વેગને ભક્તિને નામે ઓળખીએ, ત્યારે એ નિમિત્ત ઈશ્વરના સગુણ નિર્ગુણ સ્વરૂપના, અને હરિ-હરિજનના અભેદ મૂર્તિ જેવા સત પુરુષોના થતા સત્કાર સેવા, પૂજા કે ભક્તિ કહેવાય છે

પરન્તુ જેમ સ્વાગત વેળાએ જો ગૃહપતિના મનમા કાંઈ બીજી મમતા કે વ્યવસાય ભર્યાં હોય તો સ્વાગતમા મન ચોંટતુ નથી ને બધો સત્કાર દભ, ડોળ કે બાહ્ય દેખાવ જેવો થઈ પડે છે તેવી જ રીતે પરમાત્માની પ્રાપ્તિ માટેની ભક્તિમા જો અતરમા જરા પણ સાસારિક વિષયો કે વ્યક્તિઓ પ્રતિની મમતા કે રાગદ્વેષ હોય, કે બીજા કાંઈ માનમોહ કે મરતબાની તરગી વાસનાઓ હૃદયને રોકી રાખતી હોય, તો ભક્તિ અથવા પૂજા-પાઠ પણ કેવળ આડબરી બની જાય છે

: તત્ત્વસાક્ષાત્કાર માટે આપણે પાછલા લેખમાં જોઈ ગયા તેમ હૃદયની જે તૈયારી જોઈએ, એમાં મુખ્ય વાત મનમાંથી બધા મેલને કહાડી નાંખવાની છે; એક મિયાનમાં બે તલવાર રહી શકે નહિ, તે પ્રમાણે એક જ મનમાં **રામ** અને **કામ** બે સાથે રહી શકના નથી, તેથી પ્રથમ મનમાંથી વાસનાનો સમૂળો નાશ થવો જોઈએ, અને એ વાસનાના નાશ પછી જે જે કર્મ થાય, તે કેવલ પરમાત્માની પ્રીતિ-કૃપા કે અનુગ્રહ માટે જ હોય છે, તેથી એવાં કર્મ શાસ્ત્રમાં નિષ્કામ કહેવાય છે; જ્યાં ત્યાં બહુ ગવાયેલા, નિષ્કામ કર્મનું પ્રતિપાદન કરનારા, ભવદ્દેોષણી ભગવદ્ગીતાના શ્લોકનો આપણે પ્રથમ વિચાર કરી લઈએ કે જે દ્વારા અંતઃકરણની શુદ્ધિનું કંઈક રહસ્ય સમજવામાં અનુકૂળતા થાય.

ભગવદ્ગીતામાં બધે કર્મફલત્યાગીને જ ત્યાગી કહ્યો છે. અધ્યાય અઢારમાના અગીઆરમા શ્લોકમાં ચોકખું કહ્યું છે કેઃ—

> **नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः।**
> **यस्तु कर्मफलत्यागी सत्यागीत्यभिधीयते॥**

**અર્થ**:—ખરેખર, શરીરધારી સંપૂર્ણપણે કર્મનો ત્યાગ કરી શકતો નથી; તેથી જે કર્મફલનો ત્યાગી છે તે જ ત્યાગી છે એમ કહેવાય છે.

કર્મ, કર્મફલ અને શરીરનો એવો ગાઢ સંબંધ છે કે શરીર હોય તો કર્મ થાય, કર્મ હોય તો કર્મનું ફલ ભોગવાય ને ફલ ભોગવનારને પાછું નવા ફલની પ્રાપ્તિ માટે શરીર જોઈએ, એ ન્યાયે જેમ કર્મ આદિ અંતવાળું અને પરિણામી હોવાથી એની સંખ્યાનો અંત નથી, તેમ એના કર્તા-ભોક્તારૂપી શરીરો પણ એ જ પ્રમાણે એક પછી એક એ જ કર્મદ્વારા મેળવવાનાં રહ્યા કરે છે. આનો

સૂક્ષ્મ વિચાર કરનારા સંતો તો કહે છે કે કર્મનું ફલ શરીર અને શરીરનું ફલ કર્મ; એ પરસ્પર એવાં આશ્રિત છે કે એનો દેહાભિમાની વ્યક્તિઓ માટે તો અંત જ આવે એમ નથી. પરમાત્માની જાણે એમાં જ અપાર કૃપા અનુભવતા હોય તેવા આ જીવાત્માઓ શરીર પામે, કર્મ કરે અને કર્મ કરીને પાછાં બીજા જન્મે બીજાં શરીર પામે. અજ્ઞાનના અંધકારમાં રમાતી આ જીવાત્માની રમત ખરેખર આંધળા પાટાની રમત છે; એમાં અથડાવું, ઘસડાવું, ખેંચાવું, કર્મ કરવાં, ભોગ ભોગવવા, પડવું આખડવું, રાગદ્વેષ વધારવા, માનમોહના અહંકારી વાઘા પહેરવા, અને એવી રીતે ઉપનિષદમાં કહે છે તેમ **अन्धेन नीयमाना अन्धाः**—આંધળો આંધળાને દોરે તેમ કર્મ અને કર્મ ફલરૂપી શરીરની ગૂંથણી ગૂંથ્યા કરવાનો અંત જ આવતો નથી.

કર્મ એટલે ભોગવાસનાદ્વારા અંતઃકરણ અને શરીરદ્વારા થતી ક્રિયા એમ સમજાયુ. એ કર્મદ્વારા ભોગ ભોગવવા માટે અવશ્યંભાવી જોઈએ એવું આ શરીર ( એના મિથ્યા અભિમાન સાથેનું ) એ જ અજ્ઞાની જીવાત્માનુ કર્મફલ એ પણ લક્ષ્યમાં ઊતર્યું.

હવે સમજાશે કે કર્મફલ એટલે કેવળ શરીર. અને એની રક્ષાની ઇચ્છા એટલા માટે હોય છે, કે એમાં જ જીવાત્માએ આનંદ માનેલો હોય છે; ગયા લેખમાં આપણે દેહવાસના સંબંધે વિચાર કરી ગયા છીએ એટલે હવે અહીં વિસ્તાર કરવો વ્યર્થ છે.

કર્મ શરીર કરે, પણ અંતઃકરણમાં કોઈપણ જાતની ઇચ્છા વિના તો કર્મની પ્રેરણા થવાનો સંભવ નથી એ સ્વાભાવિક નિયમ છે; એટલે અહીં જ આપણને શિષ્ટ આચાર્ય પુરુષોનાં અને શાસ્ત્રોનાં વાક્યોની યથાર્થતા સમજાય છે. શાસ્ત્રો એક બાજુ કહે છે કે મનમાંથી કર્મફલની આશા કહાડી નાંખો, અને બીજી બાજુ કહે છે કે શરીર

હોય ત્યાં સુધી કર્મ તો રહેવાનાં જ. આનો અર્થ એ કે શરીર શાસ્ત્રમર્યાદાને અધીન રહીને કર્મ કરે, પણ મનમાં તારે જે આશા, તૃષ્ણા, વાસના, ઇચ્છા, ભરવાં હોય તે શરીરનાં નહિ, પણ પરમાત્માનાં સ્મરણ વડે ભરી દે. તારા મનમાં વાસના તો છે સચ્ચિદાનંદની કે જે સચ્ચિદાનંદ એટલે જ પરમાત્મા છે. સચ્ચિદાનંદની તૃપ્તિ શરીરની વાસનાને તૃપ્ત કરવાથી થવાની નથી. તેથી એ વાસનાને નિર્મૂળ કરવા માટે મનમાં રાખ પરમદયાળ, કરુણાનિધાન, સચ્ચિદાનંદ પરમાત્માને કે જેની પ્રાપ્તિથી અંતરમાં આનંદ આનંદ જ રહેશે, મન તથા ઇંદ્રિયો તૃપ્ત રહેશે, અને શરીરનો ધર્મ ક્રિયાપરાયણ રહેવાનો છે, એ રહેશે શાસ્ત્રમર્યાદા પ્રમાણે સાત્ત્વિક કર્મમાં, જેથી એ કર્મનો મનમાં જરાપણ સ્પર્શ નહિ રહે; એનો મેલ તારા અંતરને નહિ ચડે.

આપણા પ્રત્યેક નિષ્કામ કર્મમાં "**ब्रह्मार्पणमस्तु**" "**कृष्णार्पणमस्तु**" વગેરેનો પુકાર કર્મકાંડ કરાવનારાઓ કાનમાં પ્રત્યેક કર્મ વખતે કર્યાં કરે છે, એ બધાનું રહસ્ય એ જ છે કે એ શરીર કર્મ કર્યાં કરે તે વખતે, મનમાં બ્રહ્મસ્વરૂપનો આનંદ ભરાતો જાય. મન તો ખાલી રહી શકે એમ નથી. એમાં કાં તો હોય અશુભ એટલે સાંસારિક વાસનાઓ, અથવા પવિત્ર કલ્યાણકારી સાત્ત્વિક શુભ વાસનાઓ; શુભ વાસનાઓ એટલે તો લોકહિતની ઇચ્છાઓ, અને એમાં તો બધે **ब्रह्मार्पणमस्तु** જ કરવાનું હોય છે; તેથી ચિત્ત સ્વભાવત: જ બ્રહ્મથી જ સભર ભરેલું રહે છે.

ચિત્ત નિષ્કામ એટલે બીજી કોઈપણ જાતની વિષયસુખની વાસના વિનાનું શુદ્ધ હોય, ત્યારે જ પરમ આનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિની શુભેચ્છા એમાં ઉદ્ભવી શકે છે. પરમાત્માનું મનમાં ચિંતન હોય તો જ સાંસારિક ચિંતન ન રહી શકે; એટલે સાંસારિક ચિંતનો દૂર કરવામાં પરમાત્મસ્મરણ કરવું એ જ ભક્તિની શરૂઆત છે.

નિષ્કામકર્મ પરિણામે આવી રીતે ભક્તિનાં બીજ રોપે છે. એ ભક્તિનાં બીજ રોપાયાથી શું લાભ થાય, અને આત્મજ્ઞાનપ્રાપ્તિમાં એની કેવી અને કેટલી આવશ્યકતા છે એ આપણે તપાસીએ.

સામાન્ય રીતે વેદાન્તની માન્યતા એવી છે કે અંતઃકરણ શુદ્ધ હોય તો જ એમાં ભક્તિની ભાવના જામે, અને પરમાત્માની નિષ્કામ ભક્તિદ્વારા મનનો નિરોધ કરવાનું સામર્થ્ય આવ્યું હોય તો જ વિક્ષેપ દૂર થાય; ચિત્ત અનેક પ્રકારના વિષયનું અવલંબન રાખીને જ હંમેશાં ચંચલ રહે છે. પરમાત્માનું નિરંજન, નિરાકાર, સચ્ચિદાનંદઘન સ્વરૂપ નિરાલંબ છે; એટલે કે એ પોતે પોતાના આશ્રયવાળું છે; સ્વરૂપનો નિર્વિકલ્પ (કોઈ પણ વિપરીત કે વિશેષ કલ્પના વગરનો) અનુભવ કરવા માટે જેવી રીતે ચિત્તમાં કશી વાસના ન જોઈએ, તેવી રીતે એમાં વિક્ષેપ પણ ન જોઈએ.

શ્રી સદાનંદ કૃત વેદાન્તસાર નામના પ્રક્રિયાગ્રંથમાં વિક્ષેપની વ્યાખ્યા કરતાં કહેલું છે કે:—**अखंडवस्तु अनवलम्बनेन चित्तवृत्तेः अन्यावलम्बनं विक्षेपः ॥ २११ ॥ અર્થ**:—અખંડ બ્રહ્મવસ્તુના અવલંબન વિના ચિત્તની વૃત્તિ બીજા (કોઈ વિષય)નું અવલંબન કરે એ વિક્ષેપ છે.

સમાધિમાં એટલે "પરમ વસ્તુ જેવી છે" એનો યથાર્થ સ્વરૂપે અનુભવ કરવામાં, મનમાં કોઈ પણ જાતનો વિપરીત, વિરોધી, વિશેષ કે વિષયભાવ જો આવે, તો પરમવસ્તુને ધારણ કરવામાં એ સ્થિર રહી શકતું નથી અને ચંચલ રહ્યા કરે છે. વસ્તુ કદાચિત્ એકાદ ક્ષણ માટે ગ્રહણ થાય તો પણ સરી પડે છે, વિસ્મૃત થાય છે, ભૂલી જવાય છે, અને અનાદિ કાલથી સાંસારિક વિષયોનું અવલંબન રાખી રહેલ ચિત્ત વિષયચિંતનમાં જ પ્રવૃત્ત થાય છે, તેથી વિક્ષેપ વધ્યા કરે છે.

ગોક્ષપ્રાપ્તિ એટલે કે દ્વંદ્વથી ચિત્તને મુક્ત બનાવવા માટે એ પ્રકારનાં સાધન હોય છે; એનું આપણે જરા વિશેષ સ્પષ્ટીકરણ કરીએ; જિજ્ઞાસુ કે ભક્ત બે પ્રકારના હોય છે; (૧) સંસારભીરુ, અને (૨) તત્ત્વજિજ્ઞાસુ.

(૧) જેના ચિત્તમાં હજુ નામરૂપનો, લોકલોકાન્તરનાં સુખોનો કે એવો જ બીજો વાસનાસંસ્કારનો મોહ અને એમાં આવી પડતાં વિઘ્નનો ભય હોય છે, એવો સંસારથી ડરનારો, વારંવાર દુ ખનું જ સ્મરણ કરનારો અને ભગવાન સત્ય છે કે સંસાર? બધુંય બ્રહ્મ છે એમ વેદાન્તશાસ્ત્ર કહે છે તેથી બધાં જ નામરૂપ ભગવાનનાં છે, તો એ ભગવાન એક જીવાત્માને દ્વંદ્વના સાંડસામાં સપડાવી શા માટે દુ.ખી જ રાખે છે, અને બીજાને મનમાની લહેર કરાવે છે? જ્યાં જગત્ છે ત્યાં જ બ્રહ્મ કે ભગવાન છે કે કોઈ બીજી જગ્યાએ? એવા ભાવવાળો જીવાત્મા "આ સંસાર શું છે?" એવો પ્રથમ પ્રશ્ન પૂછે છે અને પછી "પરમાત્માનું સ્વરૂપ કેવું છે?" એવો બીજો પ્રશ્ન પૂછવાનું એને સૂઝે છે. હજારોમાંથી નવસેનવાણું સાધકો સંસારભીરુ હોય છે. આપણે અંધારી રાત્રે લાકડાના ઠુંઠામાં ચોર કે ભૂતની ભ્રાન્તિવાળા મનુષ્યનું દૃષ્ટાન્ત લઈએ

અંધારામાં સૂકા ઝાડના ઠુંઠાને કોઈ ચોર સમજીને બ્હીએ, અને કોઈ ઠુંઠું છે એમ જ સમજનાર માણસ મળે, ત્યારે એને એ પૂછે છે કે :—

પ્રશ્ન :—આ ચોર ઉભો છે? બ્હીક લાગે એવું છે.

ઉત્તર :—ના ભાઈ, બ્હીક જેવું કશું નથી; એ ચોર નથી પણ ઠુંઠું છે.

આવી રીતે (૧) ચોરનો ભય કઢાવવો અને (૨) ઠુંઠાનો નિશ્ચય

કરાવવો, એમ બે કામ આહીં એક સાથે આવી પડે છે. તેવી જ રીતે જે સાધકને જગત દુઃખમય છે, એનો ભય દૂર કરીને એનું સ્વરૂપ સમજવાની, અને પરમાત્મા જ સુખમય હોય તો તે ક્યાં અને શેમાં છે એવું જ્ઞાન મેળવવાની, એમ બે પ્રકારની ઇચ્છા થાય છે; એવો સાધક સંસારભીરુ કહેવાય છે; એને પહેલાં સંસારનું મિથ્યાત્વ સમજાવવા માટે ભિન્નભિન્ન પ્રક્રિયાઓનો આશ્રય લઇને, વૈરાગ્યનો બોધ બતાવીને પછી તત્ત્વની અભિરૂચિ ઉત્પન્ન કરાવી અભ્યાસ કરવાનો હોય છે.

(૨) બીજો જે તત્ત્વજિજ્ઞાસુ છે, એને સંસારનો ભય નથી, પણ વૈરાગ્યથી ચિત્ત રંગાયેલું હોવાથી કેવળ તત્ત્વનો જ ઉપદેશ આપવાનો હોય છે.

સંસારભીરુને પ્રથમ ચિત્તશુદ્ધિ માટે નિષ્કામ કર્મ અને પછી વિક્ષેપ તથા આવરણભંગ માટે ભક્તિ અને જ્ઞાનનો ઉપદેશ આપવાનો હોય છે; આ ઉપદેશમાં પ્રથમ નિષેધાત્મક ઉપદેશ હોય છે. જગતમાં નામરૂપની અસત્યતા સમજાવવા માટે, અને એમાંથી નિરાસક્ત થવા માટે, વિષયોના ત્યાગનાં આદિ સાધન જેવાં, તપ, વ્રત, જેવાં અસંખ્ય કર્મોની એને આવશ્યકતા રહે છે; અને એટલા જ માટે વૈરાગ્ય, ત્યાગ, વગેરે નિષેધ બનાવનારા પ્રકરણગ્રન્થોનો એમાં ઉપયોગ કરવાનો હોય છે; વૈરાગ્યદ્વારા ચિત્તશુદ્ધિ થાય ત્યારે ભક્તિનો રંગ ચડે છે, અને ઈશ્વરની આરાધના, ઉપાસના કે પરોક્ષ જ્ઞાનવડે એનો વિક્ષેપ દૂર થાય છે.

તત્ત્વજિજ્ઞાસુને અંતઃકરણ શુદ્ધ હોવાથી કેવળ પરમાત્માની ભક્તિદ્વારા વિક્ષેપ દૂર કરાવી પરોક્ષ જ્ઞાનમાંથી અપરોક્ષ જ્ઞાનમાં ચડવાનું હોય છે. એને નિષેધ વાક્યો નહિ, પણ વિધિમુખ વાક્યોની આવશ્યકતા હોય છે; પ્રથમ પ્રકારના સાધકને સમસ્ત નામરૂપ માયા છે, સગુણ અને સાકાર મિથ્યા તથા પરિણામી છે, નાશવાન છે, એમાં

ફસવાનું નથી, એવું સમજાવ્યા પછી બધું પરમાત્મામય છે, બધું બ્રહ્મ જ છે, એવું વિધિમુખ તત્ત્વજ્ઞાન અસર કરે છે.

વિધિમુખ અને નિષેધમુખનો ઉપદેશ એટલે નામરૂપ બધું મિથ્યા છે અને બધાનું અધિષ્ઠાન બ્રહ્મસત્ય છે, એવો બે પ્રકારનો વિરોધી ઉપદેશ સમજવાનો છે. આવો વિરોધી ઉપદેશ શા માટે શાસ્ત્રોમાં ભર્યો છે આટલું જો સમજાય તો સાધક પોતાનું આત્મભાન કેળવી શકે છે; પણ એમ કરવામાં સાધકને એક બીજું અભિમાન આડે આવીને ઉભું રહે છે. વેદાન્તનાં શાસ્ત્રોમાં એટલે કે તત્ત્વજ્ઞાન પૂરતાં શાસ્ત્રોમાં જ્યાં સાધકને મલ વિક્ષેપથી મુક્ત માનવામાં આવ્યો છે, ત્યાં એનામાં હજુ પણ પૂર્વ અભ્યાસને લીધે નિષ્કામ કર્મ અને સગુણ ઈશ્વરની ઉપાસનાની યત્કિંચિત્ પણ જો દ્વૈતબુદ્ધિ બાકી રહી હોય, તો દ્વૈતનું નિષેધભાવે મિથ્યાત્વ સમજાવવા માટે એમ કહેવામાં આવે છે કે, એ ઉપાસનાનું સાધન મંદબુદ્ધિ જીવાત્મા માટે છે, ઉત્તમ મુમુક્ષુ માટે તો કેવળ **अहंब्रह्मास्मि**ની ભાવના જ ઉત્તમ છે.

સાવધાનતા ન રાખે તો સાધક અહીં અટવાઈ પડે છે. મિથ્યાભિમાનથી એ ઠગાય છે. ઘણા પોતાને ઉત્તમ અધિકારી માનીને એવો વિચાર કરે છે કે "મારે તો નિર્ગુણ તત્ત્વ મેળવવું છે; કર્મ અને ઉપાસના તો મંદબુદ્ધિવાળા માટે છે." આવી અભિમાની વૃત્તિનું પરિણામ એ આવે છે કે વેદાન્તના ગ્રન્થોનો તર્કાભ્યાસ કરવા જતાં ઊલટું અભિમાન વધી પડે છે. આપણે આપણી જાતને તપાસવાની છે. વિવેકી સાધક! જો તેં ખરેખરો વિવેક કેળવ્યો હોય તો પ્રથમ આત્મભાન કેળવ: તારી જાતને-તારા ચિત્તને તપાસી જો; જો ચિત્ત વાસનાભ્રષ્ટ હોય તો નિષ્કામ કર્મ કર્યે જા: ઘડીઘડી તારા ચિત્તમાં વિક્ષેપ હોય તો ભલે વેદાન્તના ગ્રન્થોનું શ્રવણ-મનન-નિદિધ્યાસન

ચાલુ રાખ, પણ ઉપાસના ન છોડીશ. વિક્ષેપ તો ભક્તિથી જ દૂર થશે, એવું જો તું સમજી ચૂક્યો હોય, તો પછી એ સાધનક્રમ પ્રમાણે જ તારે આગળ વધવું પડશે.

તત્ત્વનો જિજ્ઞાસુ નિર્મળચિત્ત હોવો જોઈએ, અશુભ વિચારો એને સતાવે એ સંભવતું જ નથી; વિચારો ઊઠતા હોય તો એણે આવા પ્રકારની સાવચેતી રાખવી જોઈએ.

(૧) આખું જગત પરમાત્માના સંકલ્પમાંથી કેવળ આનંદ-લીલા માટે જ, કશા પણ સ્વાર્થી ભોગ કે ઉદ્દેશ વિના, માત્ર રમત જેવું જ આવિર્ભાવ પામેલું છે, અને તેથી એ પરમાત્મસ્વરૂપ જ છે.

(૨) જીવાત્મા એમાં પોતાનાં અજ્ઞાન (અવિદ્યા) અને અજ્ઞાનનાં પુત્રપરિવાર જેવાં, મિથ્યાઅજ્ઞાન, અહંકાર, રાગદ્વેષ, માનાપમાન, લાભહાનિ કે જયાજય જેવા પાપસંસ્કારો અને પાપકર્મોમાંથી મુક્તિ મેળવીને શુદ્ધ જ્ઞાનદ્વારા નિરભિમાન લોકસેવા, ઘૃણામુક્ત દયા, કૃપા અને પ્રેમદ્વારા થતી શુદ્ધ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવા આવ્યો છે, અને એ રીતે એ માર્ગે જતાં પ્રત્યેક શુભકર્મ એનો સ્વધર્મ છે, અને શુભ કર્મમાંથી છૂટવાની વૃત્તિ અધર્મ છે એવું સમજતો હોવો જોઈએ.

(૩) માનવપ્રેમ, દેવદેવતાની ભક્તિ, ઇષ્ટની ઉપાસના, સંતોની અહેતુકી વત્સલતા, ગુરુદેવની અકારણ કૃપા વડે અને પૂજ્યવર્ગની આજ્ઞાની મર્યાદામાં રહી પોતાના અભિમાનના હિમાલયને ગાળી ગાળીને એમાંથી જ્ઞાનગંગાના નિર્મળ પ્રવાહનો પોતાના અંતરમાં ધોધ વહેવરાવવા આ વિશ્વક્ષેત્રમાં આવી ચઢ્યો છે, એવું લક્ષ્ય એણે રાખવું જોઈએ.

(૪) જીવાત્માઓની પ્રકૃતિ ભિન્ન ભિન્ન છે. પ્રકૃતિમાં હમેશાં વિચિત્રતા અને વિભેદ રહ્યાં છે, એમાં યે વળી આસુરી સંપત્તિના

પ્રચંડ પ્રવાહપ્રહારો વહેતા હોય છે, ઉન્નતિના માર્ગમાં વિરોધ-અવરોધ ભર્યા પડ્યા છે, અને વિરોધને દૂર કર્યા વિના સ્વસામર્થ્ય વધવાનું નથી, તેથી એનાથી નાસી જવાની કોઈ પણ વૃત્તિ સેવવી એ તમોગુણને વધારવાની પામર ક્રિયા છે, એવું સમજવું જોઈએ.

(૫) પોતાનું લક્ષ્ય સચ્ચિદાનંદ છે. એ સચ્ચિદાનંદની પ્રાપ્તિ માટે જ શરૂઆતમાં નિષ્કામ કર્મ સાધન છે; કર્મકાંડ રાગદ્વેષથી મુક્ત થવા માટે છે, વધારવા માટે નહિ; ચિત્તશુદ્ધિ માટે જ કર્મ કરીએ છીએ, નહિ કે ચિત્તમાં જગતનો મેલ ભરવા માટે ભટકીએ છીએ એ ભૂલવું ન જોઈએ.

(૬) પ્રારબ્ધને લીધે કે ઇશ્વરના કોઈ દૈવી સંકેતથી આપણે અમુક જનસમૂહ, પ્રાણીપદાર્થ, અને વિશ્વરચનાના ચોકઠામાં ગોઠવાઈ ગયા છીએ; એમાં જ આપણી ઉન્નતિ સાધવાની છે; ત્યાગ, વૈરાગ્ય, સંન્યાસ, નિવૃત્તિ એ બધાનો અર્થ જગતનો દ્વેષ નહિ, પણ વિશ્વપ્રેમ છે, એવું સતત એણે યાદ રાખવું જોઈએ.

(૭) આપણે અમુક કરતાં આગળ છીએ; અમુક આપણા કરતાં આગળ વધેલા છે; અમુક પાછળ છે; એવું ભાન રાખીને અગ્રસર થયેલા પ્રતિ પૂજ્યભાવ રાખી પાછળના વર્ગપ્રતિ તિરસ્કાર ન લાવતાં, એમની સેવા કરતાં અહંકાર ન વધે, એની સાવધાનતા રાખવી જોઈએ. સંક્ષેપમાં વ્યવહારમાંથી દ્વેષ કહાડી નાંખી, અહંકાર ગાળી નાંખી, સર્વત્ર સાત્ત્વિક પ્રેમ કેળવવો એ જ ધ્યેય હોવું જોઇએ.

(૮) નિષ્કામ કર્મનો મુખ્ય મુદ્દો છે, ઇશ્વરનું સચ્ચિદાનન્દરૂપે ચિત્તથી સ્મરણ, અને ઇંદ્રિયોની બાહ્ય જગતમાં કરાતાં કર્મદ્વારા માનવ-સમૂહના હિતમાં પ્રવૃત્તિ. આવી રીતે નિષ્કામકર્મ જો ઇશ્વરભક્તિમાં પરિણામ ન પામે તો એ વ્યર્થ છે. આસક્તિરહિત કર્મ, નિરભિમાન-

વૃત્તિથી કર્મ, લોકએના નિમિત્તે કર્મ, એ બધાં બોલવા સહેલાં છે, પણ એમા જો ઇશ્વરપ્રાપ્તિનુ લક્ષ્ય ન હોય તો ઇશ્વરનું સ્મરણ રહેતું નથી એટલુ જ નહિ, પણ સેવાદ્વારા સહજ સુલભ આવી પડતી કીર્તિને લીધે અહંકાર વધી પડે છે. અને તેથી જ નિષ્કામકર્મ એટલે પરમાત્માની પ્રીતિ–પ્રસન્નતા–પ્રસાદ આનંદ માટેના કર્મ એવો શાસ્ત્રસિદ્ધ અર્થ છે.

નિષ્કામ કર્મના ફળરૂપે ચિત્તશુદ્ધિ એટલે ભક્તિ એવુ નક્કી થયું તેથી હવે આપણે ભક્તિનો વિચાર કરીએ. ભગવાન શંકરાચાર્ય વિવેકચૂડામણિ નામના ગ્રંથમા ભકિતનુ સ્વરૂપ સમજાવતા લખે છે કે –

**मोक्षकारणसामग्र्यां भक्तिरेवगरीयसी ।**
**स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधियते ॥३१॥**

**ભાવાર્થ :**—મોક્ષના સાધનોના સમૂહમા ભકિત જ સર્વોત્તમ છે. પોતાના વાસ્તવિક સ્વરૂપનુ અનુસંધાન રાખવુ એ જ ભકિત કહેવાય છે

ચિત્તની વૃત્તિનો અખંડ અને અવિરત પ્રવાહ પરમાત્મપ્રતિ રાખવાનુ સૌથી શ્રેષ્ટ સાધન હોય તો તે ભક્તિ છે કારણ કે એ વિના પરમરસ પરમાત્માનો આનન્દ મેળવી શકાતો નથી. ઇન્દ્રિયોને વાળી વાળીને વિષયોથી દૂર રાખવી, મનને સમજાવી ફોસલાવીને શાન્ત કરવુ, બાહ્ય વસ્તુઓમા મોહમમતા હોય તો એકપ છી એક છોડતા જઈને ત્યાગ કેળવવો, એકાન્તચિંતવન માટે વનવાસ સેવવો, વ્રત, તપ, કે તીર્થભ્રમણદ્વારા શારીરિક તિતિક્ષા કેળવવી, એ બધા થયા કરતા હોય તો પણ જીવાત્માને જન્મોજન્મ ત્રાસ આપતું, દૃશ્ય જગતમા જ આનંદ માનનારુ મન જો, બધામાથી પાછુ વળીને પરમાત્માના રસરૂપનો અનુભવ ન કરે તો વિષયોમાથી રસ સૂકાતો નથી એ આનંદના અનુભવ વિના કેવળ વાંકચિત્ત તથા તર્કબુદ્ધિ

જીવાત્મા, પરમાત્માને પંથે વળે તો પણુ વિતંડાવાદ અને વાણી-વિલાસમાં જ અટવાઈ રહે છે.

નિષ્કામકર્મ અંતઃકરણુને શુદ્ધ કરે છે અને તત્ત્વજ્ઞાનથી મુક્તિ મળે છે એવું માનીએ, ત્યારે કેવળ કર્મથી, કેવળ જ્ઞાનથી કે જ્ઞાનકર્મના સમુચ્ચયથી મુક્તિ માનનારાઓએ પણુ ભક્તિને તો એ બન્નેમાં સમાન સ્થાન આપ્યું છે એમ સમજાશે. મનુષ્યનું મન સાંસારિક દશામાં કોઈ વિષયપરત્વે લુબ્ધ રહે છે, ત્યારે કોઈ વ્યક્તિમાં કે પદાર્થમાં ચોંટી રહેલું હોય છે. એ વિષયાસક્ત ચિત્તને એમાં જ્યાં સુધી આનંદ આવે છે, ત્યાં સુધી બ્રહ્મા પણુ એને એમાંથી મુક્ત થવાનું સમજાવી શકે એમ નથી. પણુ ભગવદ્ગીતાના ચૌદમા અધ્યાયમાં ત્રણુ ગુણુના સ્વભાવ અને એના ફ્લનો જ્યાં વિચાર કર્યો છે ત્યાં આપણે તપાસીએ તો ભગવાન એ અધ્યાયના સોળમા શ્લોકમાં સ્પષ્ટ કહે છે કે, સાત્ત્વિક કર્મનું ફ્લ પવિત્ર હોય છે એટલે કે એનાથી ચિત્ત પવિત્ર થાય છે. કારણુ કે એ કર્મમાં હૃદયમાં સચ્ચિદાનંદમય ભગવાનનું જ સ્મરણુ ભરેલું હોય છે. રાજસિક કર્મમાં "હું કરું છું" એવું અભિમાન હોવાથી એના પ્રત્યાઘાત રૂપે હમેશાં દુઃખ જ આવીને ઊભું રહે છે અને તમોગુણુનાં કર્મમાં તો કશી સમજણુ જ હોતી નથી તેથી એમાં કેવળ પ્રમાદ, મોહ અને અજ્ઞાન એટલે બધી વાતની ઊંધી સમજણુ હોય છે.

તમોગુણી સ્વભાવવાળાને માટે વિધિનિષેધરૂપી સ્મૃતિધર્મ, સકામકર્મ રૂપી પ્રલોભન કર્મ, અને મૃત્યુના ભય રૂપી પ્રાયશ્ચિત્તકર્મ જ હોય છે; એમને માટે કર્મનો ઉદ્દેશ ચિત્તશુદ્ધિનો નહિ પણુ ઈશ્વરના ભયદ્વારા અને ભાવિવિષયસુખના પ્રલોભનદ્વારા કેવળ જીવનને વ્યવસ્થિત કરવાનો જ હોય છે.

રજોગુણી સ્વભાવવાળાને સકામ કર્મમાંથી મળતાં દુઃખ, વિષય-પ્રાપ્તિમાંથી આવી મળતી અશક્તિ, અને ભોગમાં જ સુખબુદ્ધિ માનવા

છતાં પણ વારંવાર આવી પડતી દુઃખપરંપરાની નિવૃત્તિ કરાવી સાત્ત્વિક કર્મ તરફ વાળવાનો હોય છે. એ સાત્ત્વિક કર્મ એટલે નિષ્કામ કર્મદ્વારા અંતઃકરણના મલને ધોઈ સાફ કર્યા પછી જ એમાં પરમ પ્રેમાસ્પદ પરમાત્માની પધરામણી થઈ શકે છે.

જ્યાં સુધી મનોમંદિરમાં રાગદ્વેષ હોય, વાસનાનાં ભૂત ભરાઈ બેઠાં હોય, અહંકારનો રાક્ષક રાજાધિરાજ થઈને સંહારલીલા ખેલતો હોય, અને અવિદ્યાના અંધકારમાં ઇંદ્રિયોના ભોગવિલાસ માટે જ બધી ક્રિયાઓ થતી હોય, ત્યાં ભગવાનનાં દર્શન દુર્લભ છે! એ સ્વતંત્ર છે; સ્વચ્છંદવિહારી છે; વિશુદ્ધ ક્ષેત્રમાં જ એની લીલા થઈ શકે છે; એનાં આનંદકિરણ ત્યાં જ દીપી નીકળે જ્યાં બીજા કશા માયાવી વિકારોની ધૂળ ન હોય!

કર્મયોગનો સાધક અંતઃકરણ પવિત્ર કરે! મિથ્યાભિમાનને ગાળી ગાળીને પરમાત્માના પવિત્ર સચ્ચિદાનંદ પ્રતિ વાળે; મનના તરંગો, ચિત્તના વિલાસો, ઇંદ્રિયોના વિષયો, એ બધામાંથી આનંદની આશા છોડી દઈને, કેવલ એ પરમધન આનંદનન્દન **रस** મૂર્તિને અંતઃકરણમાં વિરાજમાન કરવાનો તીવ્ર વેગ વધારે, એટલે એ તૈયાર જ હોય છે, પોતાના **रस** સ્વરૂપનો આવિર્ભાવ કરવા; કારણ કે તૈત્તિરીય ઉપનિષદનું વિધાન છે કે:

**रसो वैसः। रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति।**

ॐ · ॐ ॐ

ॐ ॐ

ॐ

(ઓગસ્ટ, ૧૯૪૪)

## આત્મભાન

### ( ૬ )

અત્યાર સુધીની આ લેખમાળાના પાંચ હપ્તા થયા, તેનો સાર નીચે પ્રમાણે તારવી શકાય;

(૧) પ્રાણીમાત્રનાં પ્રવૃત્તિ, કર્મ કે ઇચ્છા સુખની શોધ અને પ્રાપ્તિ માટે છે; એ ન્યાયે માનવપ્રાણી પણ સુખ માટે જ તરફડી રહ્યું છે.

(૨) એ સુખ નિત્ય રહે એવું હોવું જોઈએ તેથી 'સત્' સંજ્ઞાવાળું સંભવી શકે.

(૩) 'સત્' સુખનું જ્ઞાન-ભાન હોવું જોઈએ; સુખ ભોગવ્યું, મ્હાણ્યું એવી સમજણ આવવી જોઈએ, એટલે એ 'ચિત્' સંજ્ઞાવાળું હોઈ શકે.

(૪) એ 'સુખ' ને 'આનંદ' સંજ્ઞા શાસ્ત્રોએ આપી છે, તેથી એવા ત્રિવિધ સંજ્ઞાવાળા સુખને જ "સત્ચિત્આનન્દ" નામથી બધા અનુભવીઓએ ઓળખાવ્યું છે એ નિર્વિવાદ છે.

આ સચ્ચિદાનંદની પ્રાપ્તિ માટે માનવીહૃદય મરી ફીટે છે; છતાં એને પોતાના સમસ્ત પ્રયત્નને અન્તે ક્ષણે-ક્ષણે નિત્ય (સત્)ને બદલે અનિત્ય (અસત્), જ્ઞાન (ચિત્)ને બદલે અજ્ઞાન (અચિત્-જડ) અને સુખ (આનંદ)ને બદલે દુઃખ જ સાંપડે છે.

ત્યારે શું એની શોધ નકામી છે? ઇચ્છા ખોટી છે? પ્રયત્નો મિથ્યા છે? કર્મ અવળાં છે? દેવદેવીઓની પ્રાર્થના પૂજામાં ઊણપ છે?—આવી શંકાઓ ડગલે ને પગલે ઊભી થવાના સંભવ છે.

આપણે એટલું જોયું કે એની સુખેચ્છા નિત્ય છે, પણ સુખનું કેન્દ્ર નામરૂપવાળા પદાર્થોમાં, દૃશ્ય વસ્તુમાં, વિનાશી પંચતત્ત્વોમાં માની લીધું છે, તેથી નિત્ય અને અનિત્યનો સંયોગ નભી શકતો નથી. દૃષ્ટા અંતઃકરણ અને દૃશ્ય ભોગવિષયનો ઈંદ્રિય દ્વારા સંયોગ થતાં, રસાસ્વાદી બનનારું અંતઃકરણ જ્યાં જરા સ્વરૂપસ્થ થયું, ત્યાં તો દૃષ્ટા અને દૃશ્ય બન્ને વિકારી અને પરિણામસ્વભાવવાળાં હોવાથી દૃષ્ટાની પકડમાંથી દૃશ્ય ઊડી જાય છે, ને જીવાત્મા દૃષ્ટા બીજા દૃશ્યની શોધમાં ઊતરી પડે છે; પણ દૃષ્ટા અને દૃશ્ય બન્ને એક જ સ્વભાવનાં વિકારી અને પરિણામે નામરૂપવાળાં તથા મર્યાદિત, અપૂર્ણ અને અસ્થિર હોવાથી એ બન્નેની એવી ઉલટસુલટ ગુલાંટવાળી રમત ચાલે છે કે એ સત્-નિત્યની શોધ જ નિત્ય રહે છે ને નિત્યસુખ મળતું જ નથી. આવી રીતે સત્‌ની શોધ રહે છે, પણ સત્ દૃષ્ટા અને દૃશ્ય બન્નેનું અધિષ્ઠાનસ્વરૂપ હોવા છતાં અપ્રાપ્ત અને અભોગ્ય રહે છે:— **આ છે એનું પોતાનું અજ્ઞાન.**

ઉપરનું અજ્ઞાન જ એને બધી દિશાઓની પ્રવૃત્તિમાં અંધારાની ભીંત જેવું, કાળા પડદા જેવું આવીને આડું ઊભું રહે છે: સુખ, સુખ અને સુખની જ અવિરત ભૂખ વેઠતો જીવાત્મા અનેક શરીર ધારણ કરીને બ્રહ્માંડનાં અસંખ્ય વસતિસ્થાનોમાં સચ્ચિદાનન્દ શોધ-

કરે છે; અનેકની સાથે સારામાઠા ને મીઠાકડવા સંબંધો બાંધે છે, મારાતારાની જાળ ગૂંથે છે; તથા દૃશ્યોને પકડી રાખીને અવિનાશી બરફનાં રમકડાં હાથમાં રાખી મૂકતાં જેમ પાણી થઈ ને વહેવા માંડે, તેમ આ બ્રહ્માંડભરના પદાર્થો દૃષ્ટા–જીવાત્માના અંતરપટ ઉપરથી સરી–ઓસરી પડે છે!

અજ્ઞાનને લીધે એની બુદ્ધિમાં વિપરીત ભાવના આવે છે; અને સર્વત્ર અસત્‌માં સત્, જડમાં ચેતન્ય અને દુઃખમાં આનન્દ માનીને મનમાન્યા અભિમાનમાં ફુલીફાલી જીવનમાં જકડતા વધારતો જાય છે. "આ મારું અને પેલું તારું", એવી અહંમમત્વની ગૂંથણી ગૂંથીને ગુણનાં દોરડાં પોતાની આસપાસ એવી રીતે વીંટતો જાય છે કે બંધનને જ મુક્તિ માની બેસે છે. વસ્તુઓની ગણતરી કરે છે; મેળવણીને આસિની મમતા વધારે છે. મારાંપારકાંના જૂથમાં મહાલ્યા કરે છે, રાગદ્વેષની અથડામણમાં ટીચાય છે, અને પરિણામ એ આવે છે કે બહુરૂપી અને અસંખ્યનામી માયાના નાટકીય ખેલમાં રૂદન અને આક્રંદ એનાં નિત્યનાં સાથીસંગાથી થઈ પડે છે.

આ મળ્યું, પેલું મેળવીશ એવી વાસનાના અણચિંતવ્યા ધક્કાથી અસંખ્ય કર્મો કરે છે, અને મીઠાં માનેલાં ફળનો સ્વાદ કેવળ કડવાશ અને ઝેરભર્યો ચાખે છે, ત્યારે એની શી દશા થાય છે એ કયા માનવીથી અજાણ્યું અને બીન અનુભવ્યું છે?

સુખની આશામાં બીજાની સહાયતા શોધે છે; ભાવિ અદૃષ્ટ સુખની આશામાં દૃષ્ટ સુખનો ત્યાગ વેઠી અદૃષ્ટ દેવદેવતાની પ્રાર્થના કરે છે; આ લોક દુઃખમય છે, પણ અદૃષ્ટ પરલોક સુખમય હશે એવી કલ્પનામાંથી દેવદેવતાનાં નિવાસ સ્થાનની માંડણી ગોઠવી, એમનાં ધ્યાન, આરાધના, અને એમને નિમિત્તે યજ્ઞયાગ, તપવ્રત, અને કૈં કૈં સ્વર્ગભાવનાની આશામાં એ તણાતો જાય છે; અને વર્તમાન સુખનો અભાવ કલ્પી

ભવિષ્યના સુખની આશામાં હંમેશાં હૃદયમાં સંતાપ અને ક્લેશના મિથ્યા તપનો તપસ્વી બને છે; એ તપથી એનાં અજ્ઞાન કપાતાં નથી. પણ દુઃખ અને દર્દનો આતપ એના હૈયાને બાળ્યા કરે છે.

આટલું વિચાર કરતાં કરીએ, તો કોઈ ધન્ય ક્ષણે એ થાકયો પાકયો અંતરમાં ઊતરી ચિત્તની પરીક્ષા કરવા માંડે છે; જગતની રચનાનું સ્વરૂપ, એ રચનાનો ઉદ્દેશ, એના કર્તા તથા પોતાનું સ્વરૂપ, હું અને જગતની પીઠ પાછળ આ બધુ પરિવર્તન કરીને રહેનાર કોણ છે? એવા પ્રશ્નોની તડામાર જ્યારે એની બુદ્ધિના પ્રદેશ ઉપર થવા માંડે, ત્યારે કૈંક એ જાગ્રત થાય છે.

અજ્ઞાન જ એની ઊંઘ કહેવાય છે. એ ઊંઘ, એ દીર્ઘ નિદ્રા, એ ગાઢ સુષુપ્તિ એવી છે કે દશ્ય જગતની પાર એને અંધકાર જ દેખાય છેઃ એ અંધકારમાં પ્રકાશ પાડવા જેટલું એની બુદ્ધિમાં ચૈતન્ય રહેતું નથી. દશ્યજગતમાં જાગ્રત હોય છે, પણ અદૃષ્ટમાં એની સુષુપ્તિ હોય છે.

એ અજ્ઞાન ફેડવા માટે, ઊંઘમાંથી જાગવા માટે, દશ્યની પીઠમાં રહેલું, અસતના અધિષ્ઠાનરૂપે કૈંક છે, એવું સત્ સ્વરૂપનું એને ભાન થવા માંડે ત્યારે સતની શોધના શ્રીગણેશ મંડાય છે.

આવું આત્મભાન જાગ્રત થયા પછી એ માર્ગે પણ આમતેમ થોડો અથડાય છે. જૂની વાસનાના સંસ્કાર એને હજુ સતાવતા હોય છે. વાસનાવાળાં સ્વાર્થી ભોગબુદ્ધિથી કરાતાં કર્મ હજુ કોઇ કોઈ વાર સત્ આનંદ આપશે એવી ભ્રાન્તિ રહી ગઈ હોય છે, તેથી શુદ્ધ કર્મથી સુખ મળશે, દેવદેવતાનો આરાધનાથી શાન્તિ મળશે, એવી ગડમથલમાં અસંખ્ય સકામ શુભ કર્મો કરે છે ને અનેક દેવદેવતાઓની સકામ ઉપાસના કરે છે.

પણ હજુ અજ્ઞાન બાકી છે. સાચા સુખનું કેન્દ્ર મળ્યું નથી; સાચી શોધની સમજણુ સાંપડી નથી; સાચા પ્રયત્નની ગતાગમ નથી; પુરુષાર્થની હજુ સમીક્ષા કરતાં આવડતી નથી: અને અનેક દિશામાં આ સંપ્રદાય, પેલો ધર્મ, અમુક મત, ફલાણો પંથ, આ અવતાર, પેલા દેવ, આ આચાર્ય પેલા સન્ત, આ ગુરુ ને અમુક સદ્‌ગુરુ—આવી અનેક ભ્રાન્તિમાં ફરે—ભટકે છે; અને ત્યાર પછી પણુ કેટકેટલી યાતનાઓ ભોગવવી પડે છે, કેટકેટલી કમોઢીમાંથી પાર જવાનું છે, એનું જો કૈંક ભાન થાય, તો બેડો પાર ઊતરે છે!

આ તો જુગજૂની ગડમથલ છે; આમાં કશું નવું નથી. વેદકાલીન જિજ્ઞાસુઓ એ જ માર્ગે વળ્યા હતા; વર્તમાનયુગના સંતો પણુ એવી જ મૂંઝવણુમાંથી સત્‌ને પંથે ચડયા છે, અને આપણુને જે વિકટતા લાગે છે, તેથી પણુ હજારગણી વિકટતા એમણે અનુભવી છે!

આપણે સાર શોધવાનો છે. એમનાં દિવ્ય જીવનની તપશ્ચર્યાને પગલે પગલે એમના ભાવપ્રદેશને આંગણે પહોંચવાનો. જો આપણો ઉદ્દેશ હોય તો એજ તત્પરતા કેળવી, યેનેકેન પ્રકારે એ પંથે વળ્યા વિના અંત આવવાનો નથી! કારણુ કે શ્રુતિ તો કહે જ છે કે:—

नान्यः पन्था विद्यते अयनाय।

  



(ઓક્ટોબર, ૧૯૪૪)

# આત્મભાન

## ( ૭ )

અજ્ઞાન, અવિદ્યા, અવ્યક્ત, માયા, પ્રકૃતિ, તમસ, લીલા, શક્તિ, આવાં વિભિન્ન નામો આ દશ્યમાન જગત્‌નાં રૂપાન્તર કરતી કોઈ અનિર્વચનીય અને અગમ્ય કાર્યકારણુની પરમ્પરાને ચલાવતી નદીને આપીને પ્રાચીન ઋષિવર્યોએ એનું રહસ્ય શોધવાની માથાકૂટ પડતી મૂકી છે; દશ્યનાં વિવિધ રૂપાન્તર તો જ્યાં સુધી દ્રષ્ટા પોતાનું વ્યક્તિત્વ નિભાવી રાખીને, પોતાનાં ભાવ, ગુણ અને દૃષ્ટિનું દશ્યમાં આરોપણુ કર્યાં કરે, ત્યાં સુધી એ દશ્યસૃષ્ટિ અનેકવિધ રૂપે ખેલ ખેલ્યા જ કરવાની, એવો પુરા પ્રાચીન ઋષિઓનો નિર્ણય થઈ ચૂકયો હતો. બુદ્ધિની જ્યાં સુધી દોડધામ પહોંચી શકે, તર્ક પોતાની છેલ્લામાં છેલ્લી સીમા બાંધીને ઉડી શકે, મન કલ્પનાની અકલ્પ્ય વિમાનગતિએ વેગ વધારી શકે, ત્યાં સુધી તો એમણે બધું તપાસી જોયું, અને પરિણામ એવું નીકળ્યું કે દ્રષ્ટાના અંતઃકરણમાં જ્યાં સુધી ત્રિગુણાત્મક ભાવ ભર્યો છે, પંચતત્ત્વના દર્પણમાંથી જ જ્યાં સુધી એ દશ્યને નિહાળે છે, ત્યાં સુધી અમુક નામ અને રૂપ એને સત્ય લાગવાનાં, એનું જ્ઞાન થવાનું અને પ્રિયતાનો આભાસ પણ અવશ્ય એના હૃદયમાં જરાવાનો જ.

પરન્તુ દ્રષ્ટા અને દશ્યનો સંયોગ નિત્ય રહી શકે જ નહિ, એવો અનુભવ એમને એ અન્વેષણમાથી સાપડ્યો. ઉપરાત જાગ્રત અવસ્થાની લીલા સ્વપ્નમા લોપ થતી અને સ્વપ્ન તથા જાગ્રતનાં દેશકાલની કલાશક્તિ સુષુપ્તિમા વિલીન થઈ જાય છે એવુ એમને લાગ્યું, ત્યારે કોયડો એ આવી પડ્યો કે કયુ જગત સાચુ? જાગ્રતનું? સ્વપ્નનું? કે સુષુપ્તિમાં એ બધાના અભાવરૂપે અનુભવાતું કેવલ અધકારનું? આ મહાપ્રશ્નના ઉકેલ માટે એમણે વિભિન્ન પ્રયોગો કરવા માડ્યા, જાગ્રત જગતના અણુપરમાણુ શોધ્યા, તત્ત્વોની ગણતરી કરી જોઈ, જાગ્રતની પાચ જ્ઞાનેન્દ્રિયો વડે જેટલુ જ્ઞાન મેળવ્યુ, એ તો માત્ર પાચ તત્ત્વનુ જ્ઞાન છે એવુ પ્રત્યક્ષ અનુભવ્યું, જે તત્ત્વની જે ઇન્દ્રિય બની છે, તે તત્ત્વનો જ એ અનુભવ આપે છે અને પાચ જ ઇન્દ્રિયો છે તેથી પાચ જ તત્ત્વના આ દ્રષ્ટાદશ્ય—ભોક્તા—ભોગ્યના ખેલ છે એવુ એમાથી સમજાયુ

આગળ ચાલતા આ પાચે જ્ઞાનેન્દ્રિયોના જ્ઞાનનું મુખ્ય કેન્દ્ર તો આન્તર મન છે, એવુ જ્યારે સમજાયુ, ત્યારે એમણે દ્રષ્ટા અને દશ્યનાં સ્વરૂપ તપાસવા માડ્યા, જાગ્રતમા જ્ઞાનેન્દ્રિયો દ્રષ્ટા કે ભોક્તા છે, એટલે પાચતત્ત્વના પાચ વિષયો દશ્ય કે ભોગ્યરૂપે લાગ્યા, પણ પાંચે જ્ઞાનેન્દ્રિયોનું સ્વરૂપ તપાસી જોનાર તો મન છે એમ લાગ્યુ, ત્યારે નક્કી થયું કે મન દ્રષ્ટા છે, અને જ્ઞાનેન્દ્રિયો દશ્ય છે.

જાગ્રત અવસ્થાની ઇતિશ્રી કરીને પછી જ્ઞાનેન્દ્રિયોનો બાહ્ય વ્યાપાર બધ કર્યો, એકાન્ત, નિર્જન એકાન્ત શોધીને, જ્ઞાનેદ્રિયોનાં દ્વાર ગોલક બધ કર્યા. જાગ્રત દશા બધ થતાં આન્તર વ્યાપાર શરૂ થયો, સ્વપ્નના જેવી આન્તરસૃષ્ટિ ખડી થઈ; જાગ્રતનું ભાન ગુમાવતાં અન્ત પ્રદેશમા પણ જ્ઞાનેન્દ્રિયોના ખેલ ચાલુ રહ્યા. ત્યાં પણ મન દ્રષ્ટા અને જ્ઞાનેન્દ્રિયોના વિષયો દશ્ય રૂપે અનુભવાયા એટલે સમજાયુ કે સ્વપ્ન શરીર કે સૂક્ષ્મશરીર (માનસિક) બન્ને સ્વરૂપે એક જેવા જ છે,

જાગ્રતનું બન્નેમાં ભાન નથી, પણ વિષયલીલા તો ત્યાં એક સરખી જ ચાલુ હોય છે.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ—આ પાંચ વિષયો અને એ જેના ગુણ છે એવાં આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ પાંચ તત્ત્વો આ બધી રમત રમ્યા કરે છે, અને આન્તરજગતમાં મનોદેવ એમાં રચીપચીને સુખદુઃખ હર્ષશોકાદિ દ્વંદ્વોનાં આવાગમન જુએ અને ભોગવે છે.

દ્રષ્ટા અને દૃશ્યમાં જેમ પાંચ તત્ત્વો જોયાં, તેમ એમાં ત્રણ ગુણ પણ જણાઈ આવ્યા સાત્ત્વિક (દિવ્ય), રાજસિક (રાક્ષસી) અને તામસિક (આસુરી) ગુણોની ગુંથણીમાંથી આવિર્ભાવ પામતા અસંખ્ય ભાવની એ કેવલ મહાજાલ છે અને એના બંધમાં ખેંચાતા તણાતા જીવોની આ ગડમથલ કેવલ નિત્યસુખ, નિત્યજ્ઞાન અને નિત્ય અસ્તિત્વ ટકાવી રાખવાના સ્વભાવમાંથી જ ઊભી થયેલી છે એવું જ્યારે લાગ્યું, ત્યારે એ પાંચ તત્ત્વ, પાંચ વિષય અને ત્રણ ગુણના મૂળ ભણી જોવાનો પ્રયત્ન આદર્યો.

જાગ્રતના વ્યવહારને બંધ કર્યો; જાગ્રતના વ્યવહારમાં મુખ્યત્વે સ્થૂલ શરીર પોતાનાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો વડે ભાગ ભજવે છે, એટલે એને શાંત અને નિશ્ચેષ્ટ કરીને અંતરમાં અવલોકન શરૂ કર્યું, ત્યારે ત્યાં પણ જાગ્રતના જેવો જ સમસ્ત ઇન્દ્રિયસમૂહનો વ્યવહાર દેખાયો. એ જ દ્રષ્ટા અને દૃશ્યની ખેલકૂદ ત્યાં તપાસી ત્યારેએનું એ જ મન વિવિધ ગુણાભાસને લીધે પાંચ વિષયોના અનુભવમાં રમતું હોય એમ જણાયું. તફાવત કેવલ એની અસ્થિરતાનો લાગ્યો; અને એ જાગ્રતમાં આવીને જ્યારે બન્ને અવસ્થાઓની સરખામણી કરી જોઈ ત્યારે.

સ્વપ્નમાં સૂક્ષ્મ શરીરે પોતાનાં દેશકાલની, વિષયોની લંબાઈ પહોળાઈ અને ઊંડાઈની, દૃષ્ટા અને દૃશ્યની પરિસીમાઓની મર્યાદાઓથી પાર ઉડવાનો પ્રયત્ન કર્યો; બધાં દૃશ્યોના લયનો પ્રયોગ કર્યો, ત્યારે ત્યાં ન રહ્યો દૃષ્ટા અને ન રહ્યાં દૃશ્ય, પણ બધાંનો અભાવ આવીને ઊભો રહ્યો. જાગીને જોયું તો ત્યાં દૃશ્યનો અભાવ હતો, પણ સાક્ષીભાવે પ્રમાણ પૂરું પાડનાર કોઈ દૃષ્ટિજ્ઞાન ચૈતન્ય જેવું તત્ત્વ તો હતું, કે જે જાગ્રત તથા સ્વપ્નનાં સંસ્મરણો સાચવી રાખે એવું હતું. સ્વપ્ન વગરની નિદ્રા એટલે સુષુપ્તિ એવું એને નામ આપ્યું.

પછી એ સુષુપ્તિને પણ રોકી; એને રોકવામાં ત્રણે અવસ્થામાં સતત્ સાક્ષીભાન રાખનાર જ્ઞાનચૈતન્યની ભણી મન–બુદ્ધિના પ્રવાહને વાળ્યો, એટલે ન રહી સુષુપ્તિ કે ન રહ્યું સ્વપ્ન; ત્યાં આ બધા દૃશ્યનો અભાવ તો હતો, પણ સુષુપ્તિનો પ્રમાદ નહોતો, સ્વપ્ન જાગ્રતના પ્રવૃત્તિનિવૃત્તિના ચેનચાળા નહોતા; હતો માત્ર એક આનંદ–કેવલ આનંદનો સ્વયંસિદ્ધ, સ્વયંચેતન, સ્વયંપ્રજ્ઞ અનુભવ.

આવી અવસ્થાને તેઓએ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની ત્રણેયની અપેક્ષાએ ચોથી એવું નામ આપ્યું કે જેને સંસ્કૃત ભાષામાં તુરીય કહે છે. એ તુરીયનું સ્વરૂપ તપાસી જોતાં લાગ્યું કે એમાં જ્ઞાન છે, એ જ જ્ઞાન સ્મૃતિરૂપે જાગ્રતમાં મોજૂદ રહે છે. સ્વપ્નમાં એ જ્ઞાનના પ્રભાવથી જ દૃષ્ટા દૃશ્યનું નાટક ચાલે છે, એ જ પ્રકાશ સુષુપ્તિમાં દૃશ્યના અભાવની સાક્ષી પૂરે છે. પરન્તુ ત્યાં દ્વૈતના વ્યવહારમાંથી ફૂટી નીકળતાં દ્વંદ્વો નથી; દ્વંદ્વોની ભીંસ નથી, તેથી એ કેવળ આનંદ જ છે, અને વ્યુત્થાન થયા પછી જાગ્રતના વ્યવહાર સમયે એનો અનુભવ બુદ્ધિમાં પ્રજ્ઞા, ચિત્તમાં સ્થિરતા, અને મનથી માંડીને જ્ઞાનેન્દ્રિયોના અંત–છેડા સુધી કોઈ અકથનીય તૃપ્તિ રાખે છે; તેથી એ નિત્ય સત્ છે, જ્ઞાન છે, અને એ જ સત્–ચિત્–આનંદ કોઈ

માનવશરીરધારી જીવાત્માનું વાસ્તવિક સ્વરૂપ છે એવો સ્વરૂપ-નિર્ણય થયો.

ત્રણે અવસ્થાના વ્યાપાર-ક્રિયાને રોકી કેવળ એ બધાની પીઠમાં, અધિષ્ઠાન સ્વરૂપે રહેલું, ત્રણેયથી જૂદું લાગે તેવું એટલે જે તુરીય (ચોથું) સત્ (હમેશા "છે" એવું ભાન થતું) ચિત્ (હમેશાં જાતે હું છું એવું જ્ઞાન થતું) અને આનંદ (હમેશાં પ્રિય લાગે એવું) છે, એનો અનુભવ સામાન્ય કોટિના માનવજીવથી સાધારણ રીતે થાય એવો નથી. અને એટલા માટે જ આવા તત્ત્વજ્ઞાનના અનુભવના શિખરે પહોચતા પહેલાં એ આદ્ય ઋષિઓએ કેટકેટલા પ્રયોગો અને પ્રયત્નો કર્યા હશે એ કથા આપણી જાણ બહાર છે? એના જ અવશેષરૂપે નીચે પ્રમાણેની પદ્ધતિઓ હજુ પણ અત્યારે પ્રત્યેક દેશમાં પ્રચલિત છે એમ આપણને જણાય છે.

(૧) હુ અને મારાથી ભિન્ન અનુભવાતા આ સમસ્ત વિશ્વનો ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારકર્તા કોઈ મારાથી ભિન્ન સર્વ શક્તિમાન છે, અને એને અધીન રહીને વિશ્વની ભિન્નભિન્ન દેવદેવતાઓ, આ જગત્માં ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનુ નિવારણ કરે છે, તેથી તેમને પ્રસન્ન કરવા માટે શિવ, વિષ્ણુ, શાક્ત, ગણપતિ કે સૂર્યની ઉપાસના વેદોક્ત માર્ગમાં પ્રવર્તી; એના જ કનરૂપે મહાનમા મહાન્ યજ્ઞો કરી એમાં સર્વોત્તમ ભોગ્યપદાર્થોની આહૂતિઓ અપાઈ, અને અસખ્યવિધ યજ્ઞો અને કર્મદાડાની પ્રણાલિકા શરૂ થઈ.

(૨) એમાં પાછળથી એવો સુધારો થયો કે કર્મની સફલતામાં જો ભાવના પ્રમાણ જ સિદ્ધિ થાય છે, તો પછી બાહ્યદ્રવ્યનો વ્યય ન કરતાં એકાન્તમા બેસી, બધી ઇન્દ્રિયો, શરીર, મન વગેરેને બાહ્ય પ્રવૃત્તિમાંથી ખેચી લઈ, એ બધાને તપાવી (તપશ્ચર્યા કરી) શુદ્ધ કરી ભાવનાબલ વધારીએ તો પણ એટલી જ કાર્યસિદ્ધિ થવી જોઈએ, એમ લાગવાથી

વનવાસની **તપશ્ચર્યા, ઉપાસના, યોગ તથા દેવદેવતાઓની ભક્તિ** વગેરે આંતરિક સાધનો પ્રચલિત થયાં.

(૩) આટલું છતાં પણ દ્રષ્ટા હું, દૃશ્ય વિશ્વ, અને એ બન્નેના રચયિતા પરમાત્માનાં સ્વરૂપ, કારણ (પ્રભુ) અને કાર્ય (જગત)ની શોધ કરતાં કરતાં અંતરમાં અદ્‌ભુત સામર્થ્ય આવવા માંડ્યું એટલે તો સૃષ્ટિનાં કાર્યકારણ સંબંધે વિવિધ સિદ્ધાન્તો પ્રચલિત થયા. અદ્વૈત (કેવલાદ્વૈત અને શાંકરાદ્વૈત) વિશિષ્ટ અદ્વૈત, શુદ્ધ અદ્વૈત, અચિંત્ય ભેદાભેદવાળું અદ્વૈત, અને એવી માનવસ્વભાવમાં વણાયેલી ત્રિપુટી સત્ય કે ત્રિપુટીનું અધિષ્ઠાન સત્ય, એમાં કયું નિત્ય-સત્ય, એ એક જ હોઈ શકે કે ભેદાભેદમાં પડીને પણ એ અભેદ સાચવી શકે-એવા તત્ત્વ સંબંધે અસંખ્ય મતમતાંતર ઊભા થયા.

(૪) એ તત્ત્વનો અનુભવ કરનારાઓની પણ ઉપાસના ચાલી; પ્રથમ અદષ્ટ દેવદેવતાઓનાં સ્વરૂપોની કલ્પના ચાલી; બ્રહ્મા શિવ, વિષ્ણુ, દેવી, વગેરે મુખ્ય દેવદેવતાઓ, અને એનાં વાહન, ઉપવાહન કે સેવકગણુ જેવાં નાનાં મોટાં રૂપાન્તરોનાં પણ પૂજા-આરાધના થવા માંડયાં. એમની સાથે ચિત્તના તાર જોડવાના પ્રયોગો થયા; એમાથી જ નીકળ્યાં ભિન્નભિન્ન ધ્યાન-સમાધિ વગેરેનાં સાધનો; ઉપાસના, ભક્તિ, ધ્યાન, એ બધાનું રૂચિ અનુસાર ભિન્નભિન્ન જ્ઞાન, અને એ પ્રમાણે બ્રહ્માંડની માંડણીમાં દૃષ્ટ જગતનાં અદૃષ્ટ કારણો શોધી એની સાથે અનુસંધાન સાધી પરમતત્ત્વ તથા એની પ્રાપ્તિનાં વાસ્તવિક સાધન, ફલ વગેરે કેવાં હોવાં જોઈએ, એ સંબંધે પહેલા અને અત્યારે અનેકવિધ સાધનો ચાલુ થયાં અને ચાલે છે.

(૫) અને ત્યારપછીથી એ તત્ત્વનો નિરાકાર તરીકે (૧) અભેદભાવે અથવા (૨) સાકારરૂપે ભેદભાવે અનુભવ કરનારા અવતારો,

આચાર્યો, પયગમ્બરો, મુર્શિદો, સન્તમહન્તો, ગુરુઓ વગેરેની તથા એમનાં વાણી, વર્તન અને વ્યવહારને લક્ષ્યમા રાખીને પૂજાભક્તિ કરનારાની સખ્યા પણ વધવા માડી. એ રીતે અનેક સપ્રદાયો દ્વારા મદિરો, મસ્જિદો, દેવળો, પ્રાર્થનાગૃહોની મૂર્તિઓ વગેરેના પ્રાર્થના, આરાધના, સ્તુતિ, પૂજા, કે ઉત્સવોએ પણ સમાજમા સ્થાન લેવા માડ્યુ.

અત્યારે આ વેદપ્રતિપાદિત, ઉપનિષદ્સ્થાપિત, અવતાર-ઉદ્ધારિત, અને આચાર્યસસ્થાપિત માર્ગોનો પ્રવાહ એટલી વિપુલ રીતે સમૃદ્ધ થયેલો છે કે એના અવશેષોમા બધે મૂળ ઉદ્દેશ ગોધવો પણ મુશ્કેલ થઈ પડે છે મદિરમા દર્શન કરવા જતા, અમુક યજ્ઞમા ભાગ લેવા દોડતા, તીર્થોમા એકાન્તસેવન કરવા કે ઈશ્વરભજનની તક શોધનારા, અથવા ઉત્સવોના ઉલ્લાસ માણનારાને પૂછીએ તો સમજણ-અણસમજણવાળા વિચિત્ર જવાબો જ મળે એમ છે ઉદ્દેશ વિનાની દોડધામ, ગતાનુગતિક ચીલે ભ્રમણ, જીવનમા એના વિના ન જ નભે એમ માનીને લોકમર્યાદાનુ અધપરપાલન, અને એવો વગરસમજણે ધકેલાતો જનસમૂહ ઈશ્વર-પ્રાપ્તિ માટે જે સાધનો કરે છે, એમા શુ અર્થ-અનર્થ છે એ એક સમસ્યા જ થઈ પડે છે!

આ બધામા બે વર્ગ ખાસ ધ્યાન ખેચે એવા છે

૧ -વિશ્વના કોઈ પણ પદાર્થની વાસના કે ઇચ્છા વગરનો, કેવલ તત્ત્વની જ શોધવૃત્તિથી વસ્તુપ્રાપ્તિ માટે મથતો વિરલ વિશુદ્ધ સાધકવર્ગ આવો વિરક્ત સાધક **નિષ્કામ** કહેવાય છે.

૨ -વિશ્વના પદાર્થોને ભોગવવામા ગણીને એની પ્રાપ્તિ માટે પોતાની અશક્તિ કલ્પી લે છે, અને આ પદાર્થો આપનાર કોઈ અદૃષ્ટ પરમશક્તિ છે એટલે એનુ શોધન, ભજન, પૂજન, આરાધન કરવાથી વિષયો મળશે એવી વાસના રાખીને કર્મ કરનારો **સકામવર્ગ.**

આ સકામવર્ગમાં

૩ ઈશ્વર કે અદષ્ટ સત્તાને ન માનતાં કેવલ લોકહિતની કે સ્વાર્થની દૃષ્ટિથી જીવન ગાળનારો, જેને સામાન્ય લોકસમૂહ નાસ્તિક કહે તેવો વર્ગ.

૪ અસંખ્ય દેવદેવતાને પ્રસન્ન રાખીને ભવિષ્યમાં વિષયસુખ મેળવવાનાં કર્મ કરનારો આસ્તિક તરીકે ઓળખાતો ભક્તવર્ગ.

આ બધામાંથી આપણે તો કેવલ નિષ્કામ સાધક વિષે જ વિચાર કરવાનો છે; પરન્તુ ખરી વાત એ છે કે, કેવલ પરમતત્ત્વની સાથે અભેદ અનુભવની ઇચ્છાવાળા જિજ્ઞાસુ વિનાનો તથા કૈલાસ, વૈકુંઠ, સ્વર્ગ, ગોલોક, સાકેતધામ, સત્લોક, કે ક્ષણેક્ષણે ઉન્નતિ સાધીને ભૂલોક આદિ ઉપરના લોકમાં આનન્દભોગ કરવાની વાસનાવાળો, વિશિષ્ટ અદ્વૈતને લક્ષ્યમાં રાખીને સાધના કરનારો જે વર્ગ છે, તે સાચા અર્થમાં નિષ્કામ કે વિરક્ત કહી શકાય એમ નથી.

સમસ્ત દ્વૈતનો દ્રષ્ટા અને દૃશ્ય તથા ભોક્તા અને ભોગ્યમાં સમાવેશ થઈ જાય છે. કોઈ પણ નામરૂપાત્મક પદાર્થ કે વ્યક્તિ, પછી તે સ્થૂલ, સૂક્ષ્મ કે એથી પણ કોઈ પરમ આકાશીય તત્ત્વનાં બનેલા હોય તો પણ નામરૂપે એ કદી નિત્ય રહી શકે જ નહિ. એ વિધાન જ એવું સ્પષ્ટ કરી આપે છે કે જ્યાં જ્યાં (દેશપરિચ્છેદ), જ્યારે જ્યારે (કાલપરિચ્છેદ) અને જે જે પ્રાણી પદાર્થ (વસ્તુપરિચ્છેદ) પોતાનુ શરીર નિત્ય રહે એમ ઇચ્છતો હોય, તો એની સાથે જ બીજાં અસંખ્ય શરીરની પણ કલ્પના એણે કરવી જ જોઈએ; કોઈ પણ પરિચ્છિન્ન પદાર્થ એક અને અદ્વિતીય હોઈ શકે નહિ. આધાર-આધેય ન્યાય પ્રમાણે એકનો આધાર બીજો અને બીજાનો ત્રીજો કે પદેપો, એમ માનવા જતાં અંતિમ આધાર અપરિચ્છિન્ન ન હોઈ શકે.

અંતિમ આધારને પરિચ્છન્ન માનીએ તો એ પરિચ્છિન્ન વસ્તુમાં બીજી પરિચ્છન્ન વસ્તુની સત્તા માનવા જતાં, એ મૂલ વસ્તુ જ પરિચ્છિન્ન બની જાય છે. ઉપરાંત દ્વૈતનું નિત્ય અસ્તિત્વ કોઈ કાળે સંભવી શકતું નથી. કલ્પનાના પ્રદેશમાં વિહાર કરનારા તર્કવાદીઓ કે ભોગાસક્ત સાધકો પણ જો જરા બુદ્ધિના પ્રદેશમાં પરિશ્રમ લે, તો સહજ સમજી શકે એવું છે કે આ બધા દ્વૈતાદ્વૈત–વ્યક્તાવ્યક્ત પ્રપંચની નિત્ય સત્તા એક જ નામરૂપે નિત્ય નભી શકે જ નહિ. દૃશ્યનાં ગ્રાનભાન અને સત્તાનો આધાર દૃષ્ટાની દૃશ્યમાં આસક્તિ ઉપર અવલંબન રાખે છે; એ વિના બીજું કશું કલ્પી શકાય એમ નથી. ત્રિપુટિમાં સત્યબુદ્ધિ એટલે જ દૃષ્ટાની દૃશ્યમાં ભોગાસક્તિ અને દેહાધ્યાસ.

દૃષ્ટાને દૃશ્યમાં આસક્તિ થવાનું કારણ સચ્ચિદાનન્દની વાસના છે. સચ્ચિદાનન્દની વાસનાનું કારણ પોતાના **સ્વરૂપનું અજ્ઞાન** છે; કારણ કે જો જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં અનુસ્યૂત અને અધિષ્ઠાન સ્વરૂપે રહેલા પરમતત્ત્વનો એને નિષ્કામ–વિરક્તભાવે અનુભવ થાય તો એવો અનુભવાત્મક નિર્ણય થાય છે કે સમસ્ત દ્વૈતનું અધિષ્ઠાન પોતાનું સ્વરૂપ છે, એ જ સચ્ચિદાનન્દ છે, અને એના વિના અન્ય દૃશ્યમાં આસક્તિ રાખવી એ પોતાનું જ અજ્ઞાન છે. એ સ્વરૂપ સૌનું **પોતાનું** હોવાથી સૌનો આત્મા છે; એ આત્મા જ સર્વવ્યાપક, અતિ મહાન, કશી પણ લઘુતાની કલ્પના વિનાનો અને બધાને વ્યાપીને, બધાનો પોતાનામાં લય કરીને સમષ્ટિવ્યષ્ટિની ભાવનાને લય કરી નાંખે છે, તેથી એ જ બ્રહ્મ છે.

આ પરમવસ્તુ, અદ્વૈતતત્ત્વ, કૈવલ્યને જ સાધક લક્ષ્યમાં રાખે તો જ એને સાચાં સાધનની ગતાગમ પડે એમ છે, નહિ તો અનેક જાતનાં ગતાનુગતિક આડંબરવાળાં, લોકવાસના (કીર્તિની વાસના), દેહવાસના (લોકપરલોકમાં સુંદર શરીર રાખીને ભોગ ભોગવવાની

વાસના ) અને શાસ્ત્રવાસના ( પંડિતાઈ વધારીને, સંશય વિપર્યયની જાળ ગૂંથીને, અને હું માનું છું એવા દ્વૈતના સિદ્ધાન્તોને પોષણ આપનારી વિદ્યાની વાસના )ની જાળમાં ફસાઈ પડે છે.

દ્વૈત-દૃશ્ય પ્રપંચનો વૈરાગ્ય ન હોય તો આ અઘટિતઘટના પટીયસી માયા જીવાત્માને ભૂલભૂલામણીમાં નાંખી દે છે; શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા ભગવાન્ આ બે વસ્તુની સ્પષ્ટતા કરી આપીને સાધન બતાવે છે કે —

ईश्वरस्सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया॥
અ. ૧૮. ६१

શબ્દાર્થઃ—યંત્ર ઉપર બેસાડેલા ( પુતળાંની પેઠે ) સર્વભૂતોને માયા વડે ભ્રમણ કરાવતા ઈશ્વર, હે અર્જુન! સર્વ ભૂતોના હૃદયદેશમાં રહે છે.

ભાવાર્થઃ—આ વિશ્વની રચનામાં એક તરફ છે ઐશ્વર્યવાન્ પરમાત્મા અને બીજી બાજુ સમસ્ત પ્રાણી પદાર્થ તથા ઈશ્વરની સત્તાથી સત્તાશાળી બનેલી માયા. એ માયા વડે પ્રાણી પદાર્થો, કુંભારના ચાક ઉપર ચઢેલા વાસણ જેમ ફરતાં હોય તેમ માયાચક્રના પ્રદેશમાં વસેલા-વસનાની ઈચ્છાવાળા પ્રાણીઓ માયાના વમળમાં જ ઘૂમ્યા કરે છે. ઈશ્વરના ઐશ્વર્યનો એમાં મોહ છે; માયાના વમળની ગતિનાં આનાગમન છે, ભોગ અને ભોગ માટેનાં પંચભૂતનાં સ્થૂલસૂક્ષ્મ શરીરો અને વિલાસો છે, અને જ્યાં સુધી ઐશ્વર્યની પાછળ રહેલા ઈશ્વરના વિશુદ્ધ સ્વરૂપનું ભાન ન થાય, ત્યાં સુધી માયાના પ્રદેશમાં ભટકવાનું પ્રાણીમાત્રના પ્રારબ્ધમાં જકડાઈને પેઠું છે.

આ માયા, અવિદ્યા, મૂલપ્રકૃતિ, અવ્યક્ત કે શક્તિના નામથી

ઓળખાતી, વાસના કર્મ, ભોગ અને શરીરના ચતુર્વિધ પદાર્થમા ફસાવનારી, નામરૂપમયી નટીનો અલૌકિક પ્રભાવ તો જુઓ ! યોગીઓને યોગસિદ્ધિમા ફસાવે છે, જ્ઞાનીઓને વિદ્વતા કે પાંડિત્યની જાળમા બાધે છે, લોકસંગ્રહાર્થીને કીર્તિની ચાદરમા સતાડે છે. દ્વૈતવાદીઓને ઐશ્વર્યના ગુણાનુવાદનો નાદ સભળાવ્યા કરે છે, અને એ રીતે વૈરાગ્યના પ્રદેશથી દૂર રાખી, ઈશ્વર તરફ જવા જ દેતી નથી

પરન્તુ ભગવાન્ તરત જ સ્પષ્ટ આજ્ઞા કરે છે કે —

**तमेव शरण गच्छ सर्व भावेन भारत ।**
**तत्प्रसादात्परा शान्तिस्थानं प्राप्स्यसि शाश्वतम् ॥**
અ ૧૮-૬૨

**શબ્દાર્થ** —હે ભારત ! સર્વ ભાવવડે તે-ઈશ્વરરૂપ શરણને જ પામ તેની કૃપાથી પરાશાતિને તથા શાશ્વત સ્થાનને પામીશ

**ભાવાર્થ** —હે ભારત ! તુ પેલી માયાને નહિ, પણ માયાથી મુક્ત, માયાના સત્તાધીશ, એને ચલાવનારા ઈશ્વરને, તત્-વસ્તુને શરણે જા માયાનુ શરણ છોડી દે, અને તે પણ બધા ભાવોને એકત્રિત કરીને પરમાત્મા પ્રતિ જ સમસ્ત ચિત્તપ્રવાહના વેગને વાળવાનુ કરે છે કારણ કે માયાની કૃપાથી નહિ પણ ઈશ્વરની **तत्**-( **तत्व मसि ना तत** )ની કૃપાથી માયામાથી છૂટી શકીશ, અને માયાથી મુક્ત થઈશ, તો જ ઈશ્વર, જીવ, અને જગતરૂપી ત્રિપુટીના અશાન્ત અને અનિત્ય સસારચક્રમાથી નીકળીને પરમાત્માનુ શાત અને શાશ્વત સ્થાન પામીશ

સાચી શાતિ માયામા નહિ, પણ ઈશ્વરના સ્વરૂપમા છે, માયાના ક્ષેત્રમા તો જન્માદિ ચાર અવસ્થાઓ, સ્થૂલ વગેરે ચાર શરીરો, અન્નમય વગેરે પચકોષો વગેરેના પ્રદેશો, લોકપરલોકના ચડતીપડતીના

સ્થાનો, ભિન્નભિન્ન ઐશ્વર્યભંડારના ભોગ માટેનાં યુદ્ધો અને રાગદ્વેષો, સુખદુઃખનાં અવિરત ફરતાં ચક્રો, અને એવાં એવાં દેહધારીથી કલ્પી પણ ન શકાય એવાં પ્રલોભનથી ભરેલાં વાસનાનાં બંધનો સિવાય કશી સાર વસ્તુ એમાંથી સાંપડવાની નથી.

માટે વૈરાગ્ય કેળવી, ઈશ્વરના સચ્ચિદાનંદ સ્વરૂપ જેવાં શાંતિસ્થાન પ્રતિ વળવાનો અને એમાં જ ચિત્તને સર્વભાવે રાખવાના અભ્યાસનો માર્ગ શોધીને એ સાધનમાં લાગી જવું જોઈએ.

અને ઋષિ પતંજલિ એટલા જ માટે શીખવે છે કે ચિત્તને વિષયોમાં ભટકવાની ચંચલતા છોડાવીને કૈવલ્યનો અનુભવ કરાવવો હોય તો યાદ રાખવું જોઈએ :—

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ।

(ડીસેમ્બર, ૧૯૪૪)

## આત્મભાન

### ( ૮ )

આ વિવિધ અને વિચિત્ર સ્વભાવવાળી શક્તિ કે જેનાં અનેક નામ વેદપ્રતિપાદિત ગ્રન્થોમાથી તપાસ્યા, તેમા 'માયા' એવુ નામ સૌથી વધારે પ્રચલિત જણાય છે. એના "**મા** એટલે નહિ અને **યા** એટલે જે" એવા સંસ્કૃત શબ્દાર્થ પ્રમાણે "જે ખરી રીતે તપાસી અને અનુભવી જોતા **નથી**" છતા ઇંદ્રિય અને મનોગોચર થાય છે ત્યારે સત્ય જેવી લાગે છે એ માયા એવો એક અર્થ છે, બીજો **મા** એટલે માપવુ એ ધાતુ ઉપરથી જેનાથી આ સમસ્ત કારણકાર્યના વિશ્વવિસ્તાર વડે પરમતત્ત્વના મહિમાનુ માપ કહાડી શકાય છે, એવી કોઈ અગમ્ય શક્તિ તે માયા, એવો પણ કોઈ અર્થ કરે છે કહેવાનુ મુખ્ય તાત્પર્ય એ છે કે સમસ્ત દેશકાલમા પોતાનો વિસ્તાર ફેલાવીને અનેક વસ્તુરૂપે તે જીવાત્માને પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપની વિસ્મૃતિ કરાવે છે. (૧) માયાનુ કાર્ય જગત, (૨) માયાની ઉપર સત્તા ચલાવીને એ માયા વડે સમસ્ત કાર્યપ્રપચને ચલાવનાર માયાધીશ-માયાપતિ ઈશ્વર અને (૩) વિશ્વક્ષેત્રના ભોક્તાભોગ્યમા સત્યત્વબુદ્ધિ રાખી, પોતાના સ્વરૂપની વિસ્મૃતિ કરી, લોકપરલોકમા ભોગ ભોગવતા

માટે જન્મમરણની પરંપરા સાચવી રાખવા માટે અસંખ્ય અને નાનાવિધ કર્મ તથા ઉપાસના કરનાર જીવાત્મા, એ ત્રણેય માયાના પ્રદેશમાં આવી જાય છે જીવાત્માને એ આવાગમન ને ગતિ–અવગતિ કરાવે છે, એવી આ માયાની કોઈ એક જ રીતે વ્યાખ્યા થઈ શકતી નથી, તેથી એને અનિર્વચનીય કહી છે. એટલે કે વચન–વાણી વડે એ આવી જ છે કે નથી, છે તો એક, અદ્વૈત, દ્વૈત, ભિન્ન અભિન્ન, સત્ય, અસત્ય, જડ, ચેતન, કે એવી કોઈ એક જ પ્રકારની છે એમ કહી શકાય એમ નથી

ભગવાન્ શંકરાચાર્ય એટલા જ માટે વિવેકચૂડામણિમાં શ્લોક ૧૦૯માં કહે છે કે —

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो,
भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो।
साङ्गाप्यनङ्गाप्युभयात्मिका नो,
महाद्भुतानिर्वचनीयरूपा॥

**શબ્દાર્થ** —એ સત્ નથી, અસત્ પણ નથી, તે બન્નેવાળી નથી, ભિન્ન નથી, અભિન્ન પણ નથી, તે ઉભયરૂપે નથી, અંગવાળી નથી અંગ વગરની નથી, તેમ બન્ને જેવી પણ નથી, તે તો મહાન અદ્ભુત અને અનિર્વચનીયરૂપા છે

**વિવેચન** —એ સત્ નથી, અસત્ નથી, બન્નેવાળી નથી. સત્નો અર્થ નિત્ય થાય છે, अस् હેતુ એ સંસ્કૃત ધાતુનું એ વર્તમાનકૃદંત રૂપ છે, એટલે કે જે હમેશા, બધે અને બધામાં હોય અને હોય જ એવું જે ભાન રહે તે સત્ કહેવાય છે કાલપરિચ્છેદ એને લાગુ પડી શકે નહિ કારણ કે સવારે, બપોરે, સાંજે કે રાત્રિમાં, આજ, કાલ, મહિના તથા વર્ષો વીતી જતાં બનતા યુગયુગાન્તરોમાં

જે હોય જ એટલે ત્રિકાલમા જેનું જ્ઞાન–ભાન થયા જ કરે એ સત્ કહેવાય, માયા સત્ એટલા માટે નથી કે જેનો મુખ્ય ધર્મ નામ અને રૂપની મન અને ઇંદ્રિયોદ્વારા પ્રતીતિ કરાવવાનો છે, એથી એ નામરૂપે અનિત્ય છે એમ લાગે છે બ્રહ્માડભરમા અત કરણ અને ઇંદ્રિયો વડે જણાતા–દેખાતા અને સત્તા સિદ્ધ કરતા અસખ્ય નામરૂપ માયાના કાર્ય છે. માનવીજીવનના જાગ્રતસ્વપ્નમા નામરૂપનુ તથા સુષુપ્તિ અવસ્થામા એ નામરૂપ અવ્યક્ત ( જેમા નામ કે રૂપનુ વ્યક્તિત્વપણુ નથી તે )મા લય પામે છે તેનુ ભાન થાય છે ત્યાર પછી અવ્યક્ત દશામાથી જેમ નામરૂપનો આવિર્ભાવ થાય છે, તેવી જ રીતે આ સમસ્ત બ્રહ્માડમા અનન્ત વિસ્તારવાળા આકાશપ્રદેશમા વાયુના પ્રચડ પ્રવાહો, ધ્વનિ જેવા નામ અને વેગ જેવા રૂપ વડે ગતિમાન રહ્યા કરે છે એ વાયુના પ્રવાહોના ઘર્ષણથી જે ઉષ્મા ( ગરમી ) પેદા થાય છે, તેમાથી નક્ષત્ર, સૂર્ય, ગ્રહો, ઉપગ્રહો આદિ અગ્નિતત્ત્વના પિડ ઉપજી આવે છે, એ અગ્નિમા દ્રવતા આવીને ધીરે ધીરે શીતલતા વધે છે, ત્યારે એમાથી જલના સમુદ્રો નીપજે છે, શીતલતા જ્યારે જડ જેવી થઈને કઠિન બની ત્યારે પૃથ્વી જેવુ તત્ત્વ બનીને આ પૃથ્વીગ્રહની હયાતી અસ્તિત્વમા આવી છે, એના ઉપર એ જ પચતત્ત્વના મિશ્રિત કાર્યરૂપે ખનિજવર્ગ, વનસ્પતિવર્ગ, પ્રાણીવર્ગ, અને મનુષ્યવર્ગની અસખ્ય જીવકોટિ પોતપોતાના ત્રિગુણાત્મક સ્વભાવ પ્રમાણે નામરૂપમા ગડમથલ કર્યા કરે છે, અને તે ગડમથલ જ્યા સુધી ચાલુ રહે, ત્યા સુધી એને વ્યક્ત અથવા બ્રહ્માનો દિવસ કહેવામા આવે છે બ્રહ્મ પોતે તો કોઈપણ રીતે પુરુષ, સ્ત્રી કે ન પુમાન્ ન સ્ત્રી એટલે નપુસક જેવુ તત્ત્વ પણ નથી ખરી રીતે જોતા એમા લિગભેદ નથી, પણ મનુષ્યબુદ્ધિનો એવો અધ્યાસ છે કે દ્વૈતવિલાસમા જ્યા જ્યા ઉત્પત્તિ જોવામા આવે છે, તેમા એક બાજુ હોય છે શક્તિશાળી પુરુષ ( બીજરૂપ )

નિમિત્ત વ્યક્તિ, તો બીજી બાજુ એની સામે શક્તિરૂપિણી ક્ષેત્ર જેવી (સ્ત્રી) જેવી કારણસ્વરૂપ ઉપાદાન વ્યક્તિ. આ બન્નેના સંયોગ અને સંભોગમાંથી તૃતીય વ્યક્તિનો જન્મ થાય છે, એવી સામાન્ય માનવી બુદ્ધિને સંતોષવા માટે શાસ્ત્રકારોએ એ લિંગાતીત બહુવ્યાપક તત્ત્વને બ્રહ્મ એવું સંજ્ઞા—નામ આપ્યું છે; એ બ્રહ્મ પોતાની અનિર્વચનીય કાલ્પનિક શક્તિનો આધાર લઈને વિશ્વસૃષ્ટિ ઉપજાવે છે, ત્યારે એ જ બ્રહ્મનું એક બાજુ પુરુષવાચક બ્રહ્મા અને એની સામે સ્ત્રીવાચક બ્રહ્માણી એવું નામ આપીને શક્તિમાન અને શક્તિ એવાં બેને ઈશ્વર અને માયા કહ્યાં છે. માનવી જીવનમાં જેમ સુષુપ્તિની અવ્યક્ત અને સ્વપ્નજાગ્રતની વ્યક્ત અવસ્થાઓનો રાત્રિદિવસ છે, તેવી જ રીતે આ સમસ્ત વિશ્વની પણ ઉત્પત્તિ, સ્થિતિ, અને લય અવસ્થાને વ્યક્ત અને અવ્યક્ત દશાદ્વારા સમજાવવા માટે અવ્યક્તને બ્રહ્માની રાત્રિ અને વ્યક્તને બ્રહ્માનો દિવસ માનીને કલ્પ તથા યુગની ગણતરી ગોઠવી કાલનું માપ બનાવવાના પ્રયત્નો જ્યોતિષશાસ્ત્ર અને પુરાણોમા અવતારોના મહિમારૂપે ગાઈ વર્ણવ્યા છે.

આવી નામરૂપની ક્રિયાપ્રતિક્રિયા નિત્ય નિરન્તર થયા કરે છે; ક્ષણે ક્ષણે નામરૂપ બદલાયાં કરે છે તેથી એ વિકારી કે પરિણામી છે. એ નામરૂપને જ માયા કહી છે, અને નિત્યપરિણામી છે તેથી એને સત્ કહેવાય એમ નથી.

તેમ એ અસત્ એટલે 'નથી' એમ પણ નથી; કારણ પ્રત્યેક નામરૂપના આભાસમાં એ 'છે' એવી પ્રતીતિ થયા કરે છે; કંઈ પણ ન હોય તો આ નામરૂપનું અસ્તિત્વ જ ટકે નહિ, તેથી એ અસત્ પણ કહેવાય એમ નથી.

'છે' અને 'નથી' એમ બન્ને સ્વભાવવાળી પણ એ નથી;

એટલે કે સત્ અને અસત્‌ના મિશ્રસ્વભાવની પણ નથી, કારણ કે એવા બે વિરોધી ભાવ એક સાથે રહી શકે જ નહિ.

વળી એ ભેદવાળી પણ નથી, તેમ અભેદ જેવી પણ નથી, તેમ ભેદાભેદ જેવા વિરોધી આભાસવાળી પણ નથી; એ કોઈ અંગ કે અવયવવાળી નથી, કારણ કે સ્વભાવે બધે એક સરખી હોવાથી એનાં અંગ પ્રત્યંગ બતાવી કે બનાવી શકાય એવાં નથી, તેથી સાવયવ કે નિરવયવ પણ નથી. તેમ જ અંગવાળી અને અંગ વગરની એ બન્ને દશા ઓળખાવનારી પણ નથી.

ત્યારે આ છે કેવી ? પ્રશ્ન જેટલો વિકટ છે તેટલો જ જો સાધક વિચાર કરે તો સરલ બની જાય એમ છે; જરા બુદ્ધિને બીજા બધા સાંસારિક તર્ક વિતર્કમાંથી મુક્ત કરીને સ્થિર કરવી જોઈએ, અને પછી ધૃતિ ( ધારણા ) પૂર્વક નિરીક્ષણ કરવામાં આવે તો કંઈ નહિ તો એ સિદ્ધાન્તની આછી રૂપરેખા મગજમાં ઊતરે ખરી.

મનુષ્યને બાહ્ય જગત્‌નું ભાન થવામાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચે જ્ઞાનેન્દ્રિયોના મુખ્ય કેન્દ્ર જેવું મન જ મુખ્ય સાધન છે. એ પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠા મન વિના જગત્‌નું ભાન જ થઈ શકતું નથી, એ તો સૌ કોઈને જ્યારે એ બધાં સુષુપ્તિ અવસ્થા ( ગાઢસ્વપ્નહીન નિદ્રા ) માં અલોપ થઈ જાય છે, ત્યારે સ્પષ્ટ પ્રતીત થાય છે. ત્યાં મન કે ઇંદ્રિયો હોતાં નથી, પણ જાગતાં વેંત એ પોતપોતાનું દૃષ્ટા અને દૃશ્યનું જગત્ ખડું કરી અવિરત વ્યવહાર શરૂ કરે છે. દૃષ્ટાના મનના સ્વભાવનું પૃથક્કરણ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી દૃશ્યમાં કેવી સમજણ રાખીને મનુષ્ય વ્યવહાર કરે છે એ પારખવું અનજ છે.

શ્રી પતંજલિ ઋષિ ક્લેશવાળી વૃત્તિઓનું પૃથક્કરણ કરતાં એનું મૂળ કારણ અવિદ્યા બતાવી અસ્મિતા, ( હુંપણું ) રાગ, દ્વેષ અને

અભિનિવેશને એના કાર્યોની પરંપરા તરીકે ઓળખાવે છે મૂળ સૂત્ર આ પ્રમાણે છે —

**अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्चक्लेशाः ॥ ३ ॥**

પતંજલિ યોગસૂત્ર–સાધનપાદ

અર્થ –અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ ક્લેશ છે

આ બધાનો વિશેષ વિસ્તાર તો પાતંજલ દર્શનશાસ્ત્રમાં આપ્યો છે પણ અહીં તો કેવળ અવિદ્યા શબ્દનો જ વિચાર કરવાનો છે. મનુષ્યને સાંસારિક વ્યવહારમાં રાગદ્વેષ થાય છે. પ્રત્યેકને અમુક વ્યક્તિ કે વસ્તુ ગમે છે તે રાગ અને અમુક નથી ગમતા તે દ્વેષ, એવી દ્વિધાવૃત્તિ જો ન હોય તો મનુષ્ય કશો પણ વ્યવહાર કરે જ નહિ અને નિશ્ચેષ્ટભાવે તટસ્થ થઈ બેસી રહેવાનું જ પસંદ કરે એ સ્વાભાવિક રાગદ્વેષથી પ્રેરાએલો જીવાત્મા દેહમાં અભિનિવેશ કરી, પોતાને કર્તા ભોક્તા માની મન તથા ઇંદ્રિયોદ્વારા કર્મ કરી, વિષય વિષયીના સંયોગ વ્યાપારમાં ગુંથાએલો રહે છે

અભિનિવેશ એટલે ' મરણભય ' એવો સામાન્ય અર્થ થાય છે, મરણભયનું મૂળ જન્મભાન છે, જન્મ આત્માને નહિ પણ શરીરને છે, એટલે જ્યાં જ્યાં શરીર ત્યાં ત્યાં જન્મમરણ છે, અને આત્માનું અમૃતત્ત્વ અમરભાવ ભૂલી દેહના જન્મમરણશીલ ભાવને ધારણ કરવો એટલે ' હું શરીર છું ' એમ માનીને દેહાધ્યાસ વડે જીવન ગાળવાનું અજ્ઞાન વહોરી લેવું એ જ અભિનિવેશ છે

એ અભિનિવેશનું મૂળ કારણ અવિદ્યા એટલે વિદ્યા નહીં–જ્ઞાન નહી તે છે

અવિદ્યા શબ્દનો અર્થ વિચારતાં સાધારણ રીતે બણ અર્થ

ધ્યાનમાં આવે એવા છે. (૧) વિદ્યા કરતાં કોઈ જુદું હોય તે અવિદ્યા-જેમ કે અખાદ્ય કહેવાથી જે ખાઈ શકાય નહિ તેવી કોઈ વસ્તુ. (૨) વિદ્યાનો અભાવ તે અવિદ્યા અને (૩) અનુત્તમ વિદ્યા; શ્રેષ્ઠ વિદ્યા નહીં તે અવિદ્યા.

પણ અહીં એ ત્રણના કરતાં જુદો અર્થ લેવાનો છે. ભગવાન્ શંકરાચાર્ય તો બ્રહ્મસૂત્રના આરંભભાષ્યમાં અધ્યાસનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે ' એકને વિષે અન્યધર્મનો અવભાસ ' એ જ અધ્યાસ છે; આગળ ચાલતાં આ અધ્યાસને જ વિદ્વાનો અવિદ્યા કહે છે. એને જ ત્યાં મિથ્યાજ્ઞાન અને લૌકિક વ્યવહાર પણ કહ્યો છે; અને એને જ ઉપનિષદોમાં માયા કહી છે.

આ અવિદ્યા એટલે વિદ્યા નહીં તે; જેમ અમિત્ર એટલે મિત્રનો અભાવ, મિત્રથી ભિન્ન કે ઉત્તમ મિત્ર નહીં, પણ મિત્ર નહીં તે એટલે કોઈ તટસ્થ અથવા શત્રુ એવો અર્થ થાય છે, તેમ અવિદ્યા એટલે વિદ્યા નહિ તેવું મિથ્યાજ્ઞાન કે જે તત્ત્વજ્ઞાનથી નાશ પામે એવું છે એવો અર્થ થાય છે.

ઉપર્યુક્ત માયા, અવિદ્યા, અધ્યાસ, કે મિથ્યાજ્ઞાન સંજ્ઞાવાળું જે કંઈક છે, અને જે તત્ત્વજ્ઞાનથી નાશ પામે છે, એને અનિર્વચનીય કેમ કહ્યું છે એ આપણે ઉપર જોઈ ગયા. અનિર્વચનીય હોવા છતાં એનું ભાન જીવાત્માને થાય છે; સત્યજ્ઞાનને એ ઢાંકી રાખે છે; એવું આવરણશક્તિવાળું જ્ઞાન કયાં છે, અને એ કયા સાધન વડે કયા પ્રદેશમાંથી દૂર કરવાનું છે એ જરા આપણે જોઈ જઈએ.

ભગવદ્‌ગીતાના તેરમા અધ્યાયના બીજા શ્લોક ઉપરના ભગવાન્ શંકરાચાર્યના ભાષ્યનો વિચાર કરવાનું વાચકને વિનવીએ છીએ. અનેક યુક્તિ અને અનુભવથી ત્યાં વિદ્યા અને અવિદ્યાનાં સ્વરૂપ સમજાવ્યાં છે. કઠોપનિષદ્‌માં **શ્રેયશ્ચ પ્રેયશ્ચ** (૨-૨) કહીને વિદ્યાનો

વિષય તે શ્રેય (મોક્ષ) છે, અને અવિદ્યારૂપ કાર્ય તે પ્રેય (સંસાર) છે એમ સ્પષ્ટ કર્યું છે. અને ત્યાં જ આગળ ઉપર નીચે પ્રમાણે શંકા સમાધાન કરેલું છે.

શંકા :–તે અવિદ્યા કોની છે? સમાધાન :–જેને દેખાય છે તેની.

શંકા :–તે કોને દેખાય છે? સમાધાન :–એ પ્રશ્ન જ નિરર્થક છે. જો અવિદ્યા છે તો જ તું તે અવિદ્યાવાળાને જુએ છે અવિદ્યાવાળો પુરુષ જ્યારે નજરે પડે ત્યારે 'અવિદ્યા કોની' એ પ્રશ્ન ઘટે નહિ. એક ગાયવાળો પુરુષ જોયો તો પછી આ ગાય કોની છે એ પ્રશ્ન સાર્થ નથી.—આમાં આગળ ઘણા પ્રશ્નોત્તર થાય છે અને છેવટે "ક્રિયા, કારક અને ફલ એ ત્રણેયનો આત્મામાં વાસ્તવિક રીતે અભાવ હોઈ અવિદ્યાને લીધે જ એમાં આરોપ છે" એમ સિદ્ધ કરે છે. આપણે ઉપર અધ્યાસ વિષે જોઈ ગયા, તેમ જ ભગવાન શંકરાચાર્ય જે માયાના અનિર્વચનીયપણા માટે વિવેચન કરે છે, એવી એ અવિદ્યા પ્રશ્ન કરનારના અંતઃકરણમાં, અને પ્રશ્ન કરનારરૂપે જ આભાસ પામે છે, અને જ્યાં એને જોવા તપાસવા જાય છે, ત્યારે વિદ્યાના બળ વડે એ હતી નહોતી થઈ જાય છે.

પંચદશી ગ્રન્થના વિદ્વાન લેખક શ્રી વિદ્યારણ્યસ્વામી એ ગ્રન્થના ચિત્રદીપ પ્રકરણમાં માયાને નીચે પ્રમાણે વર્ણવે છે :—

**तुच्छानिर्वचनीयाच वास्तवी चेत्यसौ त्रिधा।**
**ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौत यौक्तिकलौकिकैः ॥१३०॥**

**ભાવાર્થ** :—તુચ્છ, અનિર્વચનીય અને વાસ્તવી એમ આ માયા ત્રણ રીતે સમજવા જેવી છે, અને તે અનુક્રમે શ્રુતિ (તત્ત્વદર્શીઓના અનુભવથી) યુક્તિ (કેવળ બુદ્ધિવાદ વડે તર્ક ચલાવવાથી) અને લૌકિક (સામાન્ય લોકસમુદાય એને સત્ય માનીને વ્યવહાર કરે છે તેવી) દૃષ્ટિથી.

વાત તદ્દન સાચી છે, કારણ કે આગળ ચાલતાં પંચદશીકાર જ કહે છે કેઃ—

**न वेत्ति लोको यावत्तं साक्षात्तावच्चमत्कृतिम् ।**
**धत्ते मनसिपश्चात्तु मायैवेत्युपशाम्यति ॥ १३६ ॥**

**ભાવાર્થ**:—લોક જ્યાં સુધી માયાના પ્રેરક (પરમતત્ત્વ)ને સાક્ષાત્ જાણતા નથી ત્યાં સુધી મનમાં આશ્ચર્ય પામ્યા કરે છે, પરન્તુ પ્રેરકને જાણ્યા પછી જ્યારે જાણે છે કે આ માયા છે, ત્યારે આશ્ચર્ય શાન્ત પડી જાય છે.

સંક્ષેપમાં સમજવાનું એટલું છે કે આ વિશ્વ તરફ દૃષ્ટિ રાખી વ્યવહાર કરનારા ત્રણ પ્રકારના જીવાત્માઓ હોય છે. (૧) અંતઃકરણ અને ઇંદ્રિયોદ્વારા પ્રતીત થતા આ પંચભૂતાત્મક વિશ્વને તથા એના નામરૂપના વાઘાવાળા પદાર્થોને સત્ય માનીને એમાં જ આનંદ મેળવવા માટે કર્મો કરનારા કેવળ અજ્ઞાની જીવાત્માઓ. એમને જાગ્રત અવસ્થાનું સ્થૂલ જગત્ સત્ય લાગે છે; નામરૂપની વિકારી અનિત્ય દશા એમને સમજાતી નથી; એમાં થતાં પરિણામથી એમના માનસિક ભવસાગરમાં દ્વંદ્વનાં મોજાં ઉછળે છે. છતાં પણ રાગદ્વેષવાળા પદાર્થોમાં એ રાચ્યા કરે છે અને અભિનિવેશના માર્યા એ માયાને તેઓ વાસ્તવી એટલે તદ્દન સાચી માને છે. (૨) પરન્તુ જ્યારે એમાં આવી મળતાં દ્વન્દ્વોના કારણની તપાસ કરવા માંડે છે, બુદ્ધિને જરા પરિશ્રમ આપીને યુક્તિ વડે આ વિશ્વના સંચાલકનો હેતુ તપાસી જોવાનું, માયા, માયાપતિ ઈશ્વર, અને માયાધીન જીવ, એ ત્રણેયનાં કારણકાર્યનું પૃથક્કરણ કરવાનું સાહસ કરે છે, ત્યારે એના સત્યાસત્યનો કશો અંતિમ નિર્ણય થતો નથી, અને મનવાણીથી એની અમુક જ વ્યાખ્યા થઈ શકે એમ લાગતું નથી, તેથી અનિર્વચનીય કહીને એ માયા તે માયા જ છે એવું માની બેસે છે. (૩) પણ એ માયાની

ઉપર સ્થિર દૃષ્ટિ કરી, એ માયાના અધિષ્ઠાન આત્મચૈતન્ય ઉપર ધારણા ફેંકે છે, અને અધ્યાસરૂપ અવિદ્યામાંથી જન્મેલો વ્યક્તિગત અહંભાવ–અસ્મિતા હું કંઈક છું–એવો આભાસ જ્યારે શાંત થાય છે, ત્યારે કેવળ પરમતત્ત્વરૂપ પોતે પોતાનું દર્શન–અનુભવ–સાક્ષાત્કાર પામે છે; અને તે વખતે એ માયા નિર્મૂળ થાય છે; તત્ત્વવિદ્યા વડે અવિદ્યા નષ્ટ થાય છે. અને સમસ્ત વિશ્વ માયાનો નહિ, પણ કેવલ પરમતત્ત્વનો આનન્દમય વિલાસ છે એવો જ્યારે નિર્ણય થાય છે, ત્યારે આ માયા છે જ નહિ, કેવળ તુચ્છ મિથ્યા આભાસ છે એવો દૃઢ નિશ્ચય થાય છે.

(૧) આ માયા દ્વંદ્વથી ભરેલી છે; (૨) દ્વંદ્વનું મૂળ કારણ અસ્મિતા અને અસ્મિતાનું મૂળ કારણ અવિદ્યા એટલે માયા છે; (૩) એ માયા માયાપતિના જ્ઞાનથી હતી નહોતી થાય છે; કારણ કે આત્માના અજ્ઞાનથી માયાનું જ્ઞાન છે, તેથી આત્માના જ્ઞાનથી જ માયારૂપી અજ્ઞાન નાશ પામે છે, ત્યારે એ તુચ્છ બની જાય છે અને સર્વત્ર એક જ આત્મતત્ત્વ વિલસી રહે છે. આ ક્રમ પ્રમાણે જીવાત્માની ત્રણ કોટિ બને છે.

(૧) દ્વંદ્વરૂપ માયામય વિશ્વને સત્ય માનીને એમાં સુખ માટે કર્મો કરનારો, અથવા માયાપતિ પરમાત્માને સુખો માટે જ રીઝવવા મથતો જીવાત્મા સકામ કર્મઠ કે ઉપાસક છે. એને માટે શાસ્ત્રમાં વિધિનિષેધરૂપી અનુષ્ઠાનો, મંત્રતંત્રની જાળો, સ્વર્ગનાં પ્રલોભન, નરકની ભયંકર યાતના, અને પાપપુણ્યનાં ફલ રૂપે આવી મળતાં લોકપરલોકનાં જન્મમરણશીલ શરીરો માટેનાં કર્મ અને ઉપાસનાનાં વર્ણનો છે. ધીરેધીરે એવો સાધક અશુભ કર્મમાંથી શુભ કર્મમાં, પાપમાંથી પુણ્યમાં, અનીતિમાંથી નીતિમાં, અધર્મમાંથી ધર્મમાં ચડવાનો પ્રયત્ન કરે છે. શાસ્ત્ર અને રાજ્યનાં શાસન તથા દંડ એમને

માટે હંમેશાં તૈયાર જ હોય છે. વાસનાવાળાં કર્મ અને ભોગવિલાસ માટે જ નીતિ, ધર્મ કે પુણ્ય આચરવાની જ એમની જીવનનીતિ હોય છે; દ્વંદ્વની ગડમથલમાં સુખનો રાગ અને દુઃખનો દ્વેષ એના જીવનમાં વારંવાર અભિનિવેશ લાવ્યા કરે છે. આ ક્ષેત્ર સંપૂર્ણ અજ્ઞાનનું છે.

(૨) જેવાં કર્મ તેવાં સુખદુઃખ એ નિયમને પૂરી રીતે ન સમજનારો જીવાત્મા ઈશ્વર અને એની માયાશક્તિને અદૃષ્ટ સ્વરૂપે માની એની ભક્તિથી સુખ મળશે, અને સુખ મળશે એટલે પરમાત્માનું સ્મરણ કરી શકાશે એવા અજ્ઞાનચક્રમાં ફસીને સકામભક્તિ કરે છે. કર્મમાં જેવી રીતે સકામવૃત્તિ દ્વંદ્વમાં ફસાવે છે, તેવી જ રીતે સકામ વૃત્તિ ઈશ્વરભક્તિમા રાખી હોય તો એમાં પણ રાગદ્વેષની જાળ વધતી જાય છે અને પરિણામે સાંસારિક વૃત્તિઓ અ તરમા ધૂ ધવાટ વધારે છે.

(૩) કર્મ તથા ઉપાસના બન્ને સકામ દૃષ્ટિએ તો એટલાં જ હાનિકારક છે જેટલાં એક નાસ્તિકને-ઈશ્વરીય સત્તા ન માનનારાને હોય છે. ઈશ્વરીય સત્તાનો ઈન્કાર કરનાર પણ પુણ્યકર્મી હોઈ શકે, સાંસારિક સુખ ભોગવી શકે, એને કશી ઉપાસના કે ભક્તિની આવશ્યકતા ન પડે, અને છતાં એ પોતાની સંકલ્પશક્તિ વધારી આગળ વધ્યે જાય છે; એવી દૃષ્ટિએ સકામ કર્મઠ, સકામ ઈશ્વરભક્ત, અને સકામ નાસ્તિકની વાસ્તવિક જીવનસ્થિતિમાં કશો ખાસ તફાવત હોતો નથી. નાસ્તિક સાંસારિક કરતાં આસ્તિક સકામ ભક્ત એટલો સારો કહી શકાય એ કાલાન્તરે એને માયાનાં દ્વંદ્વનુ ભાન થાય, એની નિઃસારતા સમજાય, ત્યારે ઈશ્વરના કૈવલ્યસ્વરૂપપ્રતિ નિષ્કામ ભક્તિ કરે, અને એ રીતે એને થોડી સરળતા થાય. છતાં સકામતા બધે જ સાંસારિકતા છે, રાગદ્વેષની જાળ છે, અવિદ્યા અને અહંકાર એનાં બીજવૃક્ષ છે, અને અસંખ્ય જન્મમરણની વાસનામાંથી મળી આવનારાં

શરીરો એનાં પરિપક્વ-ફ્ળ છે. સકામ ભક્તિનું ફલ જન્મમરણ, શરીર અને શરીરભોગ છે.

(૪) આ બધાંમાંથી છૂટવા માટે જ નિષ્કામ કર્મ, નિષ્કામ ભક્તિ અને અપરોક્ષ જ્ઞાન સર્વોત્તમ સાધન તરીકે નક્કી થયાં છે. એ દ્વારા જ માયાની અનિર્વચનીય સ્થિતિમાંથી તુચ્છતાનો નિર્ણય થાય છે, અને માયા એટલે કેવળ નિરાભાસ છાયા જ છે, એવો અનુભવ કરવા માટે જેના અજ્ઞાનથી આ માયા જણાય છે, અને જે પરમતત્ત્વના જ્ઞાનથી એ તુચ્છ થાય છે, એવા સાધનમા જિજ્ઞાસુએ લાગી જવું જોઈએ.

તત્ત્વજિજ્ઞાસુ ! તું માયાને ઓળખવાની મહેનત ન કરીશ; પરમાત્માને ઓળખી લે અને એને જ પૂછજે કે માયા છે કે નહિ ? છે તો કેવી છે ? કારણ કે જેની માયા હોય એને પૂછીએ તો જ એના સ્વરૂપની ખબર પડે. ભગવાન્ શ્રી કૃષ્ણ એટલા જ માટે કહે છે કે :—

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ ७-१४**

ભાવાર્થ :—મારી આ ત્રિગુણાત્મિકા દૈવી માયા ખરેખર મહા-કષ્ટથી તરાય એવી છે, જેઓ મને જ શરણ થાય છે તેઓ આ માયાને તરે છે.

આ દૈવી માયા, દિવ્ય શક્તિવાળી માયા ત્રણ ગુણવાળી છે, પણ એને તરવાના સાધન તરીકે માયા કેવી છે ? કોની છે ? વગેરે પ્રશ્નો નથી; તેમ જ માયાના પદાર્થો, લોકપરલોકના ભોગો, અનેક ચમત્કારિક શક્તિઓ, સાંસારિક ભોગ માટેની કૃપાકાંક્ષાઓ રૂપે થતી પ્રાર્થનાઓ, ઉપાસનાઓ, ધ્યાનો, યોગો, અનુષ્ઠાનો, તપશ્ચર્યા ઈત્યાદિ વડે એ માયા નાશ પામવાની નથી; પરંતુ એ માયાના પતિ કે જ્યાં માયા છે જ નહિ,

એવા એ પરમતત્ત્વ સચ્ચિદાનંદઘન પરમાત્માનું શરણ લેવાય,
અને પ્રાણમાં એ પરમાત્માને જ જો ભરી દેવાય, તો પછી માયા
છે ? કેવી છે ? કેમ છૂટે ? એમાંથી કેમ છુટાય, છૂટ્યા પછી જીવ
ક્યાં રહે ? મુક્તિ, મોક્ષ, કે એવી શબ્દજાળમાંથી પણ કેમ છુટાય
એવા કશા પ્રશ્ન જ રહેતા નથી; માટે સાધક માયાની વ્યાખ્યા કર
ભાંજગડમાં ન પડતાં પરમાત્માનાં ઓળખાણ ( જ્ઞાન ) પ્રત્યક્ષ દ
( સાક્ષાત્કાર ) અને અભેદાનુભવ ( અપરોક્ષજ્ઞાન ) મેળવી નિર
તૃપ્તિ ભોગવવા ભાગ્યવાન થા.

  

 



( ફેબ્રુઆરી, ૧૯૪૫

## આત્મભાન

### (૯)

બ્રહ્મ જ પરમ સત્ય છે, અને માયા તો દ્રષ્ટાના અંતઃકરણમાં રહેલા પરિચ્છિન્ન જીવભાવના અજ્ઞાનમાંથી વિવર્તરૂપે અવિર્ભાવ પામતી મિથ્યાભૂત દ્વૈતદૃષ્ટિ છે; ઉપરાંત એ છે, નથી કે આવી તેવી મે કેવી છે, એનો નિર્ણય અનિર્વચનીય છે, અને બ્રહ્મના અનુભવકાળે એ નિતાન્ત તુચ્છ છે, તો પછી માયાના પ્રદેશમાં આવેલાં અસંખ્ય બ્રહ્માંડોમાંની આપણી સૂર્યમાળની આસપાસ ફરનારા અનેક ગ્રહોમાંનો એક ગ્રહ આ પૃથ્વી, એ પૃથ્વીના ત્રીજા ભાગમાં આવેલી જમીન, એમાં રહેલાં અસંખ્યકોટિ માનવસમૂહને સત્ય-વાસ્તવિક લાગતી આ સાંસારિક વ્યવસ્થા, એ સંસારવ્યવસ્થાને લીધે ધર્મ (નૈતિક વ્યવસ્થા) અર્થ (આર્થિક વ્યવસ્થા) અને કામ (સામાજિક વ્યવસ્થા) નામના ત્રણ પુરુષાર્થના પ્રદેશમાં કરવી પડતી કર્મજંજાળ; એમાંથી ઉભી થતી વિટંબણાને લીધે દ્વંદ્વોની ગડમથલ થાય, ત્રણ ગુણના સામસામા પ્રહાર થાય, જીવ જીવના વિગ્રહ ચાલે: એમાં એ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની અવસ્થા ભોગવે, દૃષ્ટાદૃષ્ટ પ્રમાણને આધારે પુનર્જન્મની માન્યતા સ્વીકારે અને જ્યારે એની તર્કપ્રતિષ્ઠા ચલિત થાય ત્યારે

હારીને-સંપૂર્ણ વૈરાગ્ય કેળવીને પોતાના સ્વરૂપપ્રતિ વળે, ત્યારે એને બધી દ્વૈતવ્યવસ્થા પોતાના મનમાં જ વસેલી છે એવી ખાત્રી થાય છે.

જગત નિત્ય છે કે અનિત્ય એનો નીવેડો પણ જીવાત્મા પોતાના મનથી જ મેળવી શકે. જ્યાંસુધી મન છે ત્યાંસુધી જગત છે; અને મન અને જગત જો યુગપત્ સૃષ્ટ હોય—એક સાથે જ ઉત્પન્ન થયેલાં હોય તો એ બન્નેની સત્તા પરસ્પર એકબીજાના ઉપર જ અવલંબન રાખે છે એ સિદ્ધ થાય છે; અને એ જ અન્યોન્ય અધ્યાસ છે.

સુષુપ્તિમાં અને સમાધિમાં મન નથી તેથી જગત્ નથી અને જગત નથી તેથી દ્વંદ્વ નથી; મન અને જગત નથી ત્યાં સંપૂર્ણ સુખ છે. ઉપરાંત જીવાત્મા પોતે તો સત્, ચિત્ આનન્દરૂપે છે, છે અને છે જ; પણ મન અને જગત્ તો દેશકાળના પરિચ્છેદવાળાં છે; એટલે છે કે નથી, છે ને નથી; છે પણ નથી આવા અસંખ્ય વિકલ્પોવાળાં છે, અને વિકલ્પો તો સંકલ્પની અપેક્ષાએ છે એટલે જેવો સંકલ્પ એવો જ એની સામે કે વિશેષ ભાવે વિકલ્પ હોય, પણ જ્યાં કલ્પના જ નથી-કલ્પના જ નથી ત્યાં સંકલ્પ નથી, અને સંકલ્પ નથી એટલે વિકલ્પ નથી. તેથી સ્વરૂપ તો કેવળ નિર્વિકલ્પ છે એમ ફલિત થાય છે.

એ નિર્વિકલ્પજ જો પરમ શ્રેયસ્કર હોય, તો શા માટે એ શ્રેયસ્ને વિસરીને સવિકલ્પને મનમાં સ્થાન આપવું ? કલ્પના માત્ર દ્વૈતને સિદ્ધ કરે છે કારણ કે કલ્પના માનસિક ક્રિયા છે, જ્યાં ક્રિયા હોય ત્યાં ત્યાં કર્તા, કરણ વગેરે હોય જ; અને ક્રિયા હોય ત્યાં ત્રણ ગુણ હોય, ગુણકર્મ હોય ત્યાં વિભાગ હોય, વિભાગ હોય ત્યાં જીવાત્માનાં ટોળાં વર્ગવિગ્રહમાં પડે અને દ્વંદ્વો પોતાની રમત

રમવા અવનવી સૃષ્ટિઓ ઊભી કરે; એ રમતમાં કલેશ, કંકાસ અને ભેદબુદ્ધિ રહે એટલે સુખનો આભાસ પણ ન હોતાં કેવળ સુખની આંતરત વાસના રહે. એવી વાસનાની રમત એ સંસાર, એને જીવની વાસનાજાળ કહો કે ઈશ્વરની લીલા કહો !

વેદના આદ્ય ઋષિઓએ પ્રથમ મનને નિઃસ્વાર્થભાવે વ્યવહાર કરી માનવસમાજ અને દેવદેવતાઓનાં ઋણ ચુકવવાનાં કર્મકાંડ ગોઠવી આપ્યાં; એ ઋણમાંથી મુક્ત થતાં એમને યથેચ્છ નિવૃત્તિ મળી; એ કર્મકાંડ દ્વારા અંતઃકરણ નિષ્કામ એટલે પવિત્ર થાય, પણ અસંખ્ય દેવ દેવતા અને ત્રિગુણાત્મક માનવસમૂહની વચ્ચે જીવન વીતાવતાં વિક્ષેપ સતાવ્યા કરે એટલે સમસ્ત સૃષ્ટિ કેવળ એક અદ્વિતીય પરમાત્માનું વિરાટ સ્વરૂપ છે, એવી એકેશ્વરની ભાવના ઉપજાવી. અનેકમાંથી એકમાં ચિત્તને રોકી રાખવા માટે હઠયોગ, ધ્યાનયોગ, લયયોગ, મંત્રયોગ, જેવાં ઉપાસના અને ભક્તિમાર્ગનાં અનેકમાંથી નિવૃત્ત થઈ એકાગ્રતા કેળવવા માટે સાધનો શોધીને જનસમૂહને અર્પણ કર્યાં.

પણ આથીયે કાંઈ મનોવ્યાપાર નિતાન્ત બંધ ન પડયો, નિદ્રા (સુષુપ્તિ) અને સ્વપ્ન સંસારમાંથી ઉગરતો આ જાગ્રત વ્યવહાર જ સૌને વિશેષ આપત્તિ કરે છે. સ્વપ્ન તો ક્ષણિક છે એમ સૌ માને છે, તેથી એની સત્યાસત્ય સત્તા વિષે સામાન્ય મનુષ્ય વિચાર જ કરતો નથી. જાગ્રત જગતને નિત્ય માનવાથી એમાં નિત્યસુખ મેળવી શકાતું નથી, નિદ્રામાં જાગ્રતના વ્યવહારનો અભાવ થાય છે, ઇન્દ્રિયો મનમાં અને મન જાગ્રત જ્ઞાનના અભાવ જેવા મિથ્યા જ્ઞાનમાં–અજ્ઞાનમાં–અવિદ્યામાં કે એવી કોઈ અનિર્વચનીય અવસ્થામાં લય પામે છે, તેથી ત્યાં સુખ છે, એવું સ્વયંપ્રકાશ આત્માનું જગીને કંઈક અંશે સમાધાન કરી શકાય છે. એ આધારે મનને શાન્ત કરવા માટે ઋષિઓએ સંશોધન કર્યું.

યોગના આચાર્યોએ એમ નક્કી કર્યું કે મનોવ્યાપાર બંધ થાય તો

કવશ્ય સુખ મળે છે; એને માટે કોઈએ જગતના અનેક વિષયોનાં નામનો ત્યાગ કરી એકાક્ષરી બીજ મંત્રના જપ દ્વારા મંત્રયોગનું અવલંબન લીધું અને એ રીતે મનને લય કરવાનું સાધન માન્યું.

કોઈએ મન અને પ્રાણનો અન્યોન્ય સંબંધ માની પ્રાણનો કુંભક કરી મનને સ્થગિત કરવાનો હઠયોગ સાધ્યો.

કોઈએ પ્રિયમાં પ્રિય વિષયમાં ભગવદ્‌ભાવ આરોપી હૃદયના સમસ્ત પ્રેમપ્રવાહને એ તરફ વાળી અહૈતુકી ભક્તિદ્વારા મનને એ પ્રેમમૂર્તિમાં ગાળવાનો ભક્તિયોગ સાધ્યો.

પણ આથી કંઈ મનનો નિત્ય નિરોધ ન થઈ શક્યો. પુરાણોમાં દસ વીસ હજાર કે એથી એ વધારે વર્ષો સુધી ઋષિઓની તપશ્ચર્યા, ધ્યાન અને યોગસમાધિનાં વર્ણનો આવે છે. એ ઋષિઓ એમાંથી જાગ્રત થાય છે ત્યારે પાછી એની એજ જાગ્રત અવસ્થા, એવું ને એવું જાગ્રત જગત અને એના એ જ ઇન્દ્રિયગમ્ય વિષયોને સત્ય માનીને પૂર્વ-સંસ્કારને વશ બનીને વ્યવહાર કર્યાનાં દૃષ્ટાન્તો છે.

જાગ્રત જગતને જ સત્ય માનીને પરમ સત્યની શોધમાં જેટલા પ્રયત્નો થયા છે, અને એને માટે ચિંતવત કરતાં ધ્યાનનિમગ્ન દશામાં જે શોધો થઈ છે, તેમાં તો એટલો જ નિર્ણય થઈ શકે છે, કે આ વિશ્વ સત્ય છે; એનો સ્રષ્ટા એક પરમશક્તિશાલી પરમાત્મા (પરમ+આત્મા) છે પણ જીવ (અલ્પ+આત્મા) નથી, અને વિશ્વ અને વિશ્વનાં રહસ્યો શોધવાં હોય તો મનુષ્યે પોતાની બધી શક્તિઓને શુદ્ધ અને શક્તિશાળી બનાવવી જોઈએ.

આવી સિદ્ધિ પામેલા મહાત્માઓએ જગતમાં અનેક ચમત્કારો કર્યા છે. દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, અચિંત્ય દ્વૈતાદ્વૈત એવા સિદ્ધાંતો

તારવ્યા છે અને કોઈએ જગતને સાપેક્ષ સત્ય, તો કોઇએ પરિણામી સત્ય માની છેવટે એટલો તો નિર્ણય કર્યો છે કે પરમશાંતિ જોઈતી હોય, પરમસત્યનો અનુભવ કરીને એ પરમાનંદનું આસ્વાદન કરવું હોય, તો બાહ્ય જગત અને એનો અનુભવ કરનારાં મન તથા ઇન્દ્રિયોને અંતર્મુખ કરવાં જોઈએ, અને એ બધાનો જ્યાંથી આવિર્ભાવ છે, એ પરમાત્માના સામીપ્ય, સાયુજ્ય, સાલોક્ય, સારૂપ્ય કે એવાં કોઈ સ્વરૂપનો અનુભવ લેવો જોઈએ.

આવો અનુભવ લીધા પછી પણ (૧) જીવ, (૨) જગત્ અને (૩) ઈશ્વર એ ત્રણ પ્રશ્નોનું સમાધાન તો 'જેવો દૃષ્ટા તેવું દૃશ્ય' એ પ્રમાણે હંમેશા મતમતાંતરના વાડામાં જ પુરાયેલું રહ્યું છે ને રહેશે એવું અત્યાર સુધીના સમસ્ત ધર્મોના ભિન્ન ભિન્ન સિદ્ધાન્તો જોતાં નક્કી થાય છે.

ભગવાન્ શંકરાચાર્ય આ બધાનો એક જ ટૂંકો અને બુદ્ધિની સમસ્ત તર્કજાળને કાપી નાખે એવો જવાબ આપે છે. 'અપરોક્ષાનુભૂતિ' નામના પ્રકરણ ગ્રંથમાં લખે છે કેઃ—

**भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता ।**
**ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥ १२९ ॥**

**ભાવાર્થઃ**—(પરમતત્ત્વ) છે એવી વૃત્તિ (ભાવના) વડે (તે ભાવના તેવા પદાર્થનો) અનુભવ થાય છે ને શૂન્યની (બધું શૂન્ય છે, કશું યે નથી એવી) ભાવનાથી શૂન્ય છે–કશું યે નથી એવું અનુભવમાં આવે છે. બ્રહ્માકારવૃત્તિથી બ્રહ્મપણું અનુભવાય છે માટે (તત્ત્વના અનુભવીએ) બ્રહ્મભાવનાનો પૂર્ણપણાનો અભ્યાસ કરવો જોઈએ.

અજાતિવાદના પ્રૌઢ આચાર્ય, ભગવાન્ શંકરાચાર્યના પરમ ગુરુ

શ્રી ગૌડપાદ માણ્ડૂક્ય ઉપનિષદ્ ઉપરની કારિકાના વૈતથ્ય પ્રકરણમા શ્લાક ૧૫થી શ્લોક ૩૧ સુધી અનેક મતમતાન્તરની સમીક્ષા કરીને સમજાવે છે કે આન્તરિક અવ્યક્ત તથા બહારના વ્યક્ત બન્ને ભેદ કલ્પિત છે અને એની વિશેષતા કેવળ ઇન્દ્રિયોના ભેદજ્ઞાનમા છે, મૂળ વસ્તુમા નથી તેઓ એવો નિર્ણય કરે છે કે પ્રલય, ઉત્પત્તિ, બધ અને મોક્ષભાવનાઓના જીવાત્માઓ, જ્ઞાનના સાધકો કે મોક્ષની ઇચ્છાવાળાઓ કે મુક્ત એ બધુ કલ્પના માત્ર છે ખરૂ તો કેવલ પરમાર્થ તત્ત્વ જ છે ઉપનિષદ્‌ના અદ્વૈત પ્રતિપાદક વાક્યો તો અનન્ત યુગથી ઘોષણા કરે છે કે "आत्मैवेद सर्वम" આ (આ બધુ આત્મા જ છે–છા ઉ ૭/૨૫/૨ ब्रह्मैवेद सर्वम આ બધુ બ્રહ્મ જ છે–નૃ ઉ ૭) एकमेवाद्वितीयम (એક જ અદ્વિતીય છે–છા ઉ ૬/૨/ ૧) અને આ પરમ અદ્વિતીય બ્રહ્મને જ જો સાધક લક્ષ્યમા રાખે તો દ્વૈતમાત્રનો વૈરાગ્ય કેળવાય, સમસ્ત વાસનાઓ નિર્મૂળ થાય, દ્વૈતકલ્પનાના મૂળ જેવા મનનો મિથ્યાભાસ નાશ પામે, અને અધ્યસ્તનો અ ત આવતા અધિષ્ઠાનનો અનુભવ થઈ શકે

આ દશ્યાદશ્ય વિસ્તાર જીવભાવનું મનોરાજ્ય છે, ભ્રાન્ત દશાની કલ્પના છે, મિથ્યા અધ્યાસ માત્ર છે, અને અધિષ્ઠાન તો પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે એવુ લક્ષ્ય બાધવુ અઘરૂ છે અને એવો જ નિર્ણય થયા પછી પણ એને માટે જે અ ત કરણની સ્વરુપવૃત્તિ વડે જાગ્રત દશામા જ્ઞાનની પરિપક્વતા દ્વારા અનુભવ કરવાનો છે, એ અ ત કરણને અધિકારી બનાવવાની મુશ્કેલી છે

તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ એ જીવનમુક્તિના એટલે જીવભાવનો અ ત લાવી બ્રહ્મભાવ જાગ્રત કરવાના અમોઘ અને સર્વમાન્ય સાધન માનેલા છે

ઉપર્યુક્ત સાધનોનો વિસ્તાર "જીવન્મુક્તિવિવેક" નામના

ગ્રંથમાં સુંદર રીતે કરેલો છે, જિજ્ઞાસુઓને એ પુસ્તકના અભ્યાસની અને એ પ્રમાણે સાધન સંપત્તિ કેળવવાની ભલામણ કરીએ છીએ.

પરન્તુ એથી યે વધારે ઉપયોગી અને પ્રારંભિક સાધન તરીકે તો સાધન ચતુષ્ટય કેળવવાં જોઈએ. ( ૧ ) વિવેક, ( ૨ ) વૈરાગ્ય, ( ૩ ) શમ વગેરે છ સાધન ( શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, અને સમાધાન ) અને ( ૪ ) મુમુક્ષુતા. આ સાધનનો ક્રમસર વિસ્તાર ભગવાન્ શંકરાચાર્યે પ્રત્યેક પ્રકરણ ગ્રંથમાં કરેલો છે, અને પંચીકરણ નામનું નાનુ પ્રકરણ પણ એમણે લખેલું છે.

વેદાન્તના અભ્યાસીઓ, જ્ઞાનના ઇચ્છુકો અને મોક્ષની આકાંક્ષા રાખનારાઓ આ સાધન સંપત્તિ જ્યારે કેળવે, ત્યારે જ એનાથી સબળ અને શુદ્ધ થયેલા અંતઃકરણમાં માયાને વિસારીને અને પરમતત્ત્વને ઓળખીને અનુભવવાની યોગ્યતા આવે છે. અધિકારી થયા વિના જો શાસ્ત્રચર્ચાના વમળમા બુદ્ધિ ઉતરી પડે તો, એવી તર્કપરંપરાને કશી સ્થિરતા પ્રાપ્ત થતી નથી. એમાંથી કશો જ નિર્ણય થતો નથી અને ઊલટું ભયંકર નાસ્તિકતાના ખાડામાં ઊતરી પડાય છે કે જ્યાં કેવલ અજ્ઞાન, આશંકા, ક્લેશ અને કષ્ટ વિના બીજું કશું બુદ્ધિને સૂઝતું અને ઇન્દ્રિયોને દેખાતું જ નથી.

સ્વા. વિદ્યારણ્ય પંચદશીના ચિત્રદીપ પ્રકરણમાં સ્પષ્ટ કહે છે કે :—

**तृणार्चकादियोगान्ता ईश्वरे भ्रान्तिमाश्रिताः ।**
**लोकायतादि सांख्यान्ता जीवे विभ्रान्तिमाश्रिताः ॥२१६॥**

**શબ્દાર્થ** :—ઘાસ અને ઇંટથી માંડીને યોગપર્યંન્ત વાદીઓ, ઇશ્વરના સ્વરૂપમાં ભ્રાંતિને આશ્રયે જ પડી રહેલા છે. ( એટલે કે આ ઇશ્વર છે, કે ફલાણો ઇશ્વર છે,—એવી ભ્રાંતિમાં ભમે છે. ) ચાર્વાક

( જડવાદી )થી માંડીને અસંખ્ય ( ચૈતન્ય અને જડ એવું દ્વૈત માનનારા ) સુધીના નાસ્તિકવાદીઓ જીવમાં ભ્રાંતિનો આશ્રય કરીને રહેલા છે. અર્થાત્ જીવ વગરનું બીજું કાંઈ છે જ નહિ એવી મૂઢ ભાવનામાં તેઓ ગૂંચવાઈ ગયેલા છે.

આવું કહીને એમાંથી નીકળવાનો માર્ગ બતાવે છે.

**तस्मान मुमुक्षुभिर्नैव मतिर्जीवेशवादयोः ।**
**कार्या किन्तु ब्रह्मतत्त्वं विचार्यं बुध्यतां च तत ॥२१९॥**

શબ્દાર્થ :—એટલા માટે મુમુક્ષુઓએ જીવ અને ઇશ્વરના વાદવિવાદમાં બુદ્ધિ દોડાવવી નહિ, પણ બ્રહ્મતત્ત્વ ( જે ) વિચારવા યોગ્ય છે તેને જાણવું. ( અર્થાત્ જીવેશ્વરના વાદવિવાદમાં મુક્તિ નથી પણ બ્રહ્મજ્ઞાનમાં છે, માટે તે વાદ છોડી દેવો અને બ્રહ્મતત્ત્વનો જ વિચાર કરવો. )

( જુન, ૧૯૪૫ )



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૨ | ૧૩ | બાહ્યધમ | બાહ્યધર્મ |
| ૨ | ૧૬ | હણાઈ, | હણાઈ |
| ૭ | ૯ | વાળાએ | વાળા એ |
| ૧૫ | ૧૩ | જ્ઞાનથી જેણે | જ્ઞાનથી |
| ૧૮ | ૧૫ | સુપ | સુખ |
| ૩૨ | ૧૪ | અવિદ્યાત્મક | અવિદ્યાત્મક હોઈ |
| ૪૧ | ૧૧ | અંતરમા | અંતરમાં છે |
| ૪૩ | ૭ | નહેતા | નહોતા |
| ૪૪ | ૬ | માનવ વભાવના | માનવસ્વભાવના |
| ૪૮ | ૮ | જાણે | જાણે છે |
| ૫૪ | ૨૧ | અતે | અને |
| ૫૫ | છેલ્લા | આદ્વિતિય | અદ્વિતીય |
| ૫૯ | શ્લોક | યેનર્ક | યેનેક |
| ૬૧ | ૧૬ | નિરભિમાન | નિરભિમાની |
| ૬૬ | ૧૭ | જિજ્ઞ સુઓ | જિજ્ઞાસુઓ માટે |
| ૭૫ | ૧૫ | વિષયોન | વિષયોને— |
| ૭૬ | ૧૮ | ભાવ | ભાર |
| ૭૮ | ૨૦ | આ અધિદૈવ | આ પિંડસ્થ અધિદૈવ |
| ૮૨ | ૧૩ | સર્વવ્યાપાક | સર્વવ્યાપક |
| ૮૩ | ૭ | ક | છે ( |
| ૮૫ | ૧૧ | ચિત્તને | ચિત્તનો |
| ૯૮ | ૨૧ | કર્વવ્ય | કર્તવ્ય |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૩ | ૧૩ | દુઃખની | દુઃખના |
| ૧૧૬ | ૧૪ | વ્યસ્થા | વ્યવસ્થા |
| ૧૨૬ | ૧૨ | નવો | નયોં |
| ૧૩૧ | ૨૦ | પરીક્ષાના | પરીક્ષા ન |
| ૧૪૦ | ૬ | મનુયોગ | મનુયાગ |
| ૧૭૫ | ૪ | વીના | વિના |
| ૧૭૫ | ૮ | નહિં | નહીં પણ, |
| ૨૦૨ | ૧૨ | મૂકી | મૂકી, |
| ૨૧૦ | ૮ | પરમત્ત્વનાં | પરમતત્ત્વનાં |
| ૨૩૬ | ૨૦ | જિજ્ઞાસુના | જિજ્ઞાસુના |
| ૨૪૦ | ૧૧ | સંબધીની | સંબંધીની |
| ૨૭૨ | ૧ | બુદ્ધિપૂર્વ્ક | બુદ્ધિપૂર્વક |
| ૨૭૨ | ૧૮ | કરીને " | કરીને. " |
| ૨૯૭ | ૨૨ | અનાધિકાર | અનધિકાર |
| ૩૧૧ | ૧૮ | એકપ છી | એક પછી |
| ૩૩૨ | ૫ | અનિવચનીય | અનિર્વચનીય |
| ૩૩૯ | ૬ | આશ્ચાર્ય | આશ્ચર્ય |
| ૩૪૩ | ૫ | સાધક | સાધક ! |
| ૩૪૬ | ૫ | મનને | મનવડે |
| ૩૪૭ | ૧ | કવલ્ય | કૈવલ્ય |

---

## જ્ઞાનસાધન આશ્રમ, ભરૂચનાં પ્રકાશનો:

**પરમામૃત**

અનુવાદક:
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
કીમત રૂ. ૧-૪-૦

આજથી ૬૦૦/૭૦૦ વર્ષ પહેલાં થઈ ગયા હશે એવી માન્યતા જેને વિષે છે તેવા મહારાષ્ટ્રના આદિસન્ત ગણાતા યોગિરાજ શ્રી મુકુન્દરાજ સ્વામીએ શિષ્ય જયતપાલ રાજાને 'પેગડે પગ અને બ્રહ્મઉપદેશ'ની પદ્ધતિએ પરમતત્ત્વનો ઉપદેશ આપીને સમાધિસુખ અપાવ્યું, શિષ્ય કૃતાર્થ થયો, અને જે પ્રત્યક્ષ સાધના કરાવીને આત્મતત્ત્વનું સર્વોત્તમ રહસ્ય સમજાવ્યું એનું આ વિવરણ છે.

શિષ્યને ધ્યાનમાં બેસાડીને ચાર શરીર, ચાર અવસ્થા વગેરેનું સ્પષ્ટીકરણ કરીને અપરોક્ષ અનુભવ કરાવનાર આ પુસ્તક એ રીતે વેદાન્તશાસ્ત્રોમાં એક મહારત્ન છે. પુસ્તકના આરંભમાં શ્રી મુકુન્દરાજનું ચમત્કારભર્યું વિસ્તૃત જીવન તથા પુસ્તકના દરેક પ્રકરણ ઉપર મનન લખીને સરલ બનાવવાનો પ્રયત્ન કર્યો છે.

જ્ઞાનસાધન આશ્રમ, મુક્તમૂપુર, ભરૂચ

## જ્ઞાનસાધન આશ્રમ, ભરૂચનાં પ્રકાશનો :

# આત્મવિદ્યાવિજ્ઞાન

લેખક :
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

કીમત ૦-૧૨-૦

પરમહંસ સ્વા. રામતીર્થ જે પુસ્તકના વાચનવિચારથી અદ્વૈત-વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે સાધના કરીને બ્રહ્મવિદ્ બન્યા; દેશ વિદેશમાં અદ્વૈત સિદ્ધાન્તની ઘોષણા કરીને અસંખ્ય મુમુક્ષુના આદર્શ સ્વરૂપ થઈ પડ્યા, તેવું એક પુસ્તક ઉપનિષદ્‌ના નીચોડરૂપે ઉર્દૂમાં લખાયેલું છે. 'વેદાનુવચન' નામના એ પુસ્તકમાં કર્મકાંડ, જ્ઞાનકાંડ અને બંધમોક્ષ નામના ત્રણ વિભાગ છે; એનો એક સુંદર ઉપોદ્‌ઘાત એ ત્રણેયના સંક્ષિપ્ત સાર રૂપે મુમુક્ષુને માર્ગદર્શક થઈ પડે એવો હોઈ, આ પુસ્તક એનો વિસ્તૃત તેમ સરલ ભાવાનુવાદ છે. વેદાન્તની પ્રક્રિયાઓ, સંસારનું રહસ્ય, તથા જીવન્મુક્તિના અલૌકિક આનંદનું એક સુંદર સ્પષ્ટીકરણ છે. પ્રત્યેક જિજ્ઞાસુ-મુમુક્ષુ સાધકે એનો અવશ્ય અભ્યાસ કરવો જોઈએ. આ એક જ પુસ્તક વાચીને એ માર્ગે જે કોઈ જિજ્ઞાસુ પ્રગતિ કરે, એ અવશ્ય આત્મસાક્ષાત્કારનો લાભ મેળવે એવું છે.

જ્ઞાનસાધન આશ્રમ, મુક્તપુર, ભરૂચ

## જ્ઞાનસાધન આશ્રમ, ભરૂચનાં પ્રકાશનો :

### સાધનઝાંખી

લેખક :
શ્રી. ર. રં. ગૌતમ બી.એ.
કીમત રૂા. ૨-૦-૦

સંન્યાસ આશ્રમ સ્વીકારવાની પૂર્વ તૈયારી તરીકે હૃષીકેશમાં રહીને લેખકે આત્મસંશોધન માટે પ્રયોગો કર્યા, તે દરમ્યાન લખેલી આ રોજનિશી છે; પ્રકૃતિનું સુંદર વર્ણન, આતરમનની વિવેચના–નિરીક્ષા અને આત્મસુધા સાંપડતા પહેલાં ચિત્તસમુદ્રના મંથનનાં જે ખારાં પાણી વલોવવા પડે તેની તાદશ સ્થિતિનું એમાં વર્ણન છે.

### અદ્વૈતજ્ઞાન નૌકા

લેખક :
શ્રી કૃષ્ણલાલ તલાટી
કીમત રૂા. ૧-૦-૦

સરળ અને સાદી ઘરગથ્થુ ભાષામાં ગુરુશિષ્યના સંવાદરૂપે લખાયેલું આ નાનું એવુ પુસ્તક પ્રત્યેક જિજ્ઞાસુને સાચા સાધનની સમજણ આપે છે. ગુરુભક્તિનો મહિમા, સાધુસેવા અને સત્સંગની જરૂરિયાત, તેમ જ નમ્રતા કેળવીને આત્મભાવના, વ્યવહારમાં રહીને પણ કેવી રીતે કેળવવી એનું સરળ વિવેચન આ પુસ્તકમાં આપેલું છે.

## જ્ઞાનસાધન આશ્રમ, ભરૂચનાં પ્રકાશનો :

---

## વેદાન્તસંજ્ઞાર્થસંગ્રહ

સંગ્રાહક :
સ્વા. પ્રણવ તીર્થ
કીમત રૂા. ૨–૦–૦

ખાસ કરીને વેદાંતનો તથા ઉપનિષદ્, ભગવદ્ગીતા, પુરાણો તેમ જ બીજાં શાસ્ત્રોનું વાચન-વિચાર કરવામાં સરળતા કરી આપે એવો લગભગ ૧૧૦૦ શબ્દોના શક્ય એટલા સરળ અર્થ સાથેનો ગુજરાતી ભાષામાં આ પહેલો અને એક જ શબ્દકોષ છે. થોડા ભણતરવાળા જિજ્ઞાસુ-મુમુક્ષુઓ તથા આધુનિક કેળવણી પામેલો નવીન વર્ગ, બન્નેને એક સરખા ઉપયોગી થઈ પડે એવી રીતે એના અર્થની ભાષા સરળતાથી સમજાય એવી રાખી છે. વેદાંતમા વપરાતા શબ્દોના પ્રચલિત અર્થો વ્યવહારમાં વપરાતા અર્થો કરતાં એટલા બધા જુદી રીતે વપરાયેલા હોય છે કે જો એનો શાસ્ત્ર પ્રમાણે અર્થ ન સમજાય તો અર્થનો અનર્થ થઈ જાય છે, અને અભ્યાસમાં ખામી રહી જાય છે. આ શબ્દકોષ અભ્યાસીઓને એ જોખમમાંથી બચાવી લેશે.

---

જ્ઞાનસાધન આશ્રમ, શુક્લતીર્થ, ભરૂચ

## વેદાન્ત સંજ્ઞાર્થ સંગ્રહ—માટેની સમાલોચના

**પ્રજાબંધુ ( અમદાવાદ )** :—દર્શન, સંપ્રદાય, મત, પંથ કે સિદ્ધાંતભેદે એક જ શબ્દના ભિન્નભિન્ન રીતે થતા અર્થને સમજાવતો એકે આધારભૂત ગ્રંથ ગુજરાતીમાં કદાચ ન હોઈ ને આધુનિક કોશની ઢબે તૈયાર થયેલું આ પુસ્તક વાચકને એ દિશામાં સહાયરૂપ બને તેવું છે. આ સંગ્રહ શાંકરવેદાંતની દૃષ્ટિએ ચયેલો છે. એક જ શબ્દ દેશકાળ, સંયોગ, વિષય-પરત્વે અનેકાર્થી કેમ બને છે તે આમાંથી વાચકને જાણવા મળશે. સંગ્રાહકે ચિંતન કરતાં ચર્ચાંભણી વળેલી લોકરુચિ બદલ ખેદ દર્શાવીને શબ્દોના થવા માંડેલા અર્થહીન ઉપયોગ સામે યોગ્ય જ લાલબત્તી ધરી છે. તા. ૧૨–૧૦–'પર.

**સંદેશ ( અમદાવાદ )** :—અમને આ પુસ્તક વેદાંતના અભ્યાસ માટે ઘણું જ ઉપયોગી માલુમ પડ્યું છે. અંતરંગ સાધન વિના ધર્માનુભવ ન થાય એ અમારી દૃઢ માન્યતા છે એટલું જ નહિ એ અમારો પોતાનો અનુભવ છે. એટલે એવા અંતરંગી સાધન માટે સાધક પાસે જે વસ્તુઓ હોવી જોઈએ તેમાં શબ્દશોધનનું પણ અગત્યનું સ્થાન છે. કારણ કે આ શબ્દોના ઊર્મિ, કલ્પના અને ચિંતન એ ત્રણ વડે આત્મસાત કર્યા પછી જ એ શબ્દો પોતાનું અસલ સામર્થ્ય પ્રગટ કરે છે. વેદાંતની પરિભાષાને આવી સાદી સમજણવાળી ભાષામાં મુકવાનો પ્રયત્ન જરૂર પ્રશંસા માગી લે તેવો વિવેકભરેલો બન્યો છે. જિજ્ઞાસુઓના અભ્યાસમાં ઉપયોગી જણાશે તા. ૩૦–૮–'પર.

## વેદાન્ત સંજ્ઞાર્થ સંગ્રહ— સમાલોચના

**ગુજરાતી** (મુંબઈ):—આ ગ્રંથ વેદાંતદર્શનમા આવતા પદાર્થો–શબ્દોનો વ્યુત્પત્તિ સહિત અર્થકોશ છે. વેદાંતના અભ્યાસીઓને તેમ જ અન્ય જિજ્ઞાસુઓને ઉપયોગી થઈ પડે એવો ગ્રંથ છે. ૧૦૬૧ શબ્દો જે વેદાંતની ચર્ચામાં વપરાય છે તેના શક્ય તેટલા સરળ અર્થો આપેલા છે આ કોશ છપાયા પૂર્વે ગુજરાતી ભાષામા અન્ય કોઈ આવો ગ્રંથ થયો નથી. વેદાંતપરિભાષા વગેરેના ભાષાંતરો થયાં છે પણ તે જોઈએ તેટલા સમાધાનકારક ન હોતા આજે અનુપલબ્ધ છે. આ ગ્રંથમા લેખકે દરેક શબ્દ–પદાર્થની ટૂંકમા સારી સમજણ આપી છે અને ક્વચિત્ કેવળ અર્થ કે વ્યાખ્યા આપી બેસી ન રહેતાં ચર્ચા કરી વ્યુત્પત્તિ આદિ પણ સમજાવ્યાં છે અને કેટલીક એની એ જ સંજ્ઞાઓ પૃથક્ પૃથક્ દર્શનશાસ્ત્રોમા કયા કયા અર્થોમા વપરાય છે તે પણ સમજાવ્યું છે...... 'ઉત્થાન' કાર્યાલયના સંચાલકોએ દર્શનશાસ્ત્રના અભ્યાસીઓને જ એકલા માત્ર નહિ પણ અન્ય સામાન્ય ધાર્મિકવૃત્તિવાળા જિજ્ઞાસુ અથવા મુમુક્ષુઓ માટે પણ ઘણો ઉપયોગી થઈ પડે તેવો આ ગ્રંથ પ્રકટ કર્યો છે અને આપણને ઘણીવાર પૂછવામા આવે છે કે ફલાણા શબ્દનો અર્થ શો? તેવે સમયે સંતોષકારક ઉત્તર આપવા આ ગ્રંથ નિઃસંશય ઉપયોગી છે. તા. ૧૭–૮–'૫૨.

## જ્ઞાનસાધન આશ્રમ, ભરૂચનાં પ્રકાશનો :

ઉત્થાન માસિકપત્રની બાર અંકની ફાઈલો તથા છુટક અંકો વેચાણ માટે પડ્યાં છે—એની લેખસામગ્રી માટે ઉત્થાન માટેના અભિપ્રાયો સાક્ષી આપશે.

| | | |
|---|---|---|
| ઘટાડેલી કીમત | બારે અંકની રૂા. ૫-૦-૦<br>એક અંકની રૂા. ૦-૮-૦ | ટપાલ ખર્ચ સાથે |

જ્ઞાનસાધન આશ્રમ, મુક્તમૂપુર, ભરૂચ

## ' ઉત્થાન ' માટેના થોડા અભિપ્રાયો

'ઉત્થાન' એ જ્ઞાનસાધન આશ્રમ, (તે વખતના નિવાસસ્થાન) છોટાઉદેપુરથી સ્વા. શ્રી સ્વયંજ્યોતિજી મહારાજના તંત્રીપણા નીચે પ્રકટ થતું ગુજરાતી ભાષાનું માસિકપત્ર છે. ઘણા લાંબા સમયથી ગુજરાતને એવા માસિકપત્રની જરૂરીઆત હતી. એ દ્વારા ગુજરાતી જનતાને અધ્યાત્મવિદ્યાનું મહત્વપૂર્ણ વાચન મળશે એ નિર્વિવાદ છે. વિદ્વાન્ વિચારકો, અનુભવી મહાત્માઓ અને જ્ઞાનવાન્ સંન્યાસીઓએ લખેલા મહત્ત્વના આત્મજ્ઞાનના લેખો એમાં આવશે અને પ્રત્યેક જિજ્ઞાસુને તો એ જ્ઞાનમાર્ગનો એક ભોમિયો થઈ પડશે.

સ્વા. શ્રી સ્વયંજ્યોતિજી ઉત્તર પ્રદેશ અને ગુજરાતમા જિજ્ઞાસુઓને વાર્તાલાપ દ્વારા સત્સંગનો, સાધન માટે અંગત ઉપદેશનો અને પોતાના શિષ્યસમહુના ચારિત્રગઠન થાય તેવા શિક્ષણનો લાભ આપીને એકંદરે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તેવું જ્ઞાન કાર્ય શાન્ત અને એકાન્ત છતાં સ્થાયી કરી રહ્યા છે. પરમાત્મા એમના શરીરને નિરોગી રાખીને દીર્ઘાયુષી કરે, અને આવી ઉત્તમ તેમ જ નિઃસ્વાર્થ પ્રકારની જે ધાર્મિક પ્રવૃત્તિઓ કરે છે તે ચાલુ રાખવાને એમને મનોબળ આપે.

' ઉત્થાન 'ની ખુબ ઉન્નતિ થાઓ. એનો બહોળો ફેલાવો થાઓ. એ હમેશાં ચાલુ રહો. એ ' ઉત્થાન ' શાન્તિ, જ્ઞાન, પ્રેમ, આનન્દ તથા આત્માનુભવનું પ્રચારક થાઓ અને માનવસમૂહને અધ્યાત્મમાર્ગમાં લક્ષ્યસ્થાને પહોંચાડવામાં માર્ગવાહક બનવામાં નિમિત્ત બનો.

આનન્દકુટિર
ઋષીકેશ, ૨૦-૪-'૪૧

સ્વા. શિવાનન્દ સરસ્વતી
સંસ્થાપકઃ-દિવ્ય જીવનસંઘ

પ્રજાજીવનમાંથી અત્યારે ધર્મ વિષેની શુભ ભાવનાઓ લુપ્ત થતી જાય છે, ત્યારે તેને નવો યુગ સમજી અનુભવમાં મૂકે એવી પ્રેરણા આપનાર 'ઉત્થાન 'ને અભિનન્દન ઘટે છે; તેના બધા લેખો વિદ્વત્તાપૂર્ણ અને ધર્મનાં વિવિધ અંગોને સ્પર્શનારા છે.

નવેમ્બર, ૧૯૪૧ શામળદાસ કોલેજ, ભાવનગર } પ્રો. રવિશંકર મ. જોષી, એમ. એ

ત્રણે અંકના લેખો—પરમામૃત ખાસ કરીને બહુ જ જ્ઞાનગાંભીર્યવાળું છે. આપનું માસિક આધ્યાત્મિક પ્રગતિ કરવામાં બહુ જ મદદરૂપ થઈ પડશે.

ડિસેમ્બર, ૧૯૪૧ } શ્રી વસન્તરાય ન. પટ્ટણી, બી. એ. હેડમાસ્તર, સ્ટેટ હાઈસ્કૂલ; કચ્છ અંજાર

'ઉત્થાન 'ના અંકો ગમ્યા છે. આપનો આ પ્રયત્ન ઘણો સારો છે...ગુજરાતની જનતામાંથી ધર્મનાં વહેણ ઓસરવા માંડ્યાં છે. તે સમયે આપની આ સત્પ્રવૃત્તિને જેટલી વધાવી લેવાય તેટલું ઓછું છે."

જાનેવારી ૧૯૪૨ } શ્રી ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ, એમ. એ. સંસ્કૃતના અધ્યાપક, કોલેજ વડોદરા

'ઉત્થાન 'ના અંકો વાંચી ગયો; આપ ખરેખર હિંદુ તત્ત્વજ્ઞાનને આમજનતાને માટે સુલભ બનાવવા જે પ્રયત્નો કરો છો તે માટે મારા અભિનન્દન.

જાનેવારી ૧૯૪૨ } શ્રી દયાશંકર પોપટલાલ જોષી, એમ એ; એલએલ.બી. અધ્યાપક–ધર્મેન્દ્રસિંહજી કોલેજ, રાજકોટ

લેખોની ગૂંથણી ગમી છે. લોકો સ્વાશ્રયી અને બલવાન થાય અને તેમ થવા માટેની યોગ્ય સૂચનાઓ ચોટ લખાણદ્વારા મળે તે

ઇષ્ટ છે. આ રીતની જ્ઞાન સેવામાં આપને ' સાહસ ' દેખાય છે, પરંતુ સાચી થતી સેવાને પ્રભુને મંજુર હશે ત્યાં સુધી તે ' સાહસ ' નહિ રહે તેવી મારી શ્રદ્ધા છે.

જાનેવારી } શ્રી રમણીકલાલ વલ્લભદાસ શેઠ
૧૯૪૨ } ડેપ્યુટી વહીવટદાર, બોટાદ, સૌરાષ્ટ્ર

' ઉત્થાન ' મને ગમ્યુ છે. આપનો અવિરત શ્રમ એમાં સ્પષ્ટ જણાય છે. પરમકૃપાળુ પરમાત્મા ' ઉત્થાન ' દ્વારા જગતના ધાર્મિક તત્ત્વોનું પુનરુત્થાન કરશે.

જાનેવારી } શ્રી મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી
૧૯૪૨ } તંત્રી, ' વિશ્વમંગળ '—લ્હતારડ, સૌરાષ્ટ્ર

'' આપનું ' ઉત્થાન ' માસિક અમારી ગુરુકુળ હાયરકૂલમાં નિયમિત આવે છે. ' ઉત્થાન ' જેવા ધાર્મિક માસિકની ગુજરાતમા ખોટ હતી તે આપે પૂરી છે. ઉત્થાનનુ સાહિત્ય વેદાન્તની ઉચ્ચ ધર્મભાવનાથી ભરેલુ હોવાથી તે ખરેખર ધર્મજિજ્ઞાસુઓને સંતોષી શકે તેમ છે. ઉત્થાનના તંત્રીપદેથી લખાતા અગ્રલેખો...બહુ જ ઉચ્ચ કોટિના અને સાચી વ્યાપક ધર્મભાવનાના નીચોડરૂપે હોય છે... ઉત્થાનનુ ઊંચુ ધોરણ . ગુજરાતના સામયિકોમાં તેના વિશિષ્ટ અંગ તરીકે તરી આવે છે.

તા. ૩-૩-'૪૨ } શ્રી મનુભાઈ પી વૈદ્ય
ઘાટકોપર } એમ એ, બી ટી, એમ ડી એમ આર એસ ટી
પ્રિન્સીપાલ, ગુરુકુળ હાયરકૂલ

' ઉત્થાન ' નુ સ્વરૂપ અને અંદરની વસ્તુ તથા તે પ્રકટ કરવામા રહેલો ઉદ્દેશ, એ બધી વાત હુ સમજ્યો છું મને પોતાને તો આવાં સાહિત્ય-ની અગત્યતા સમજાય છે હુ કેવલ શરીરને કે મનને જ કેળવી કેળવણી અપાય છે એમ માનનાર જે છે તે પૈકીનો નથી મનુષ્ય જીવનના બધાં

અંગોની કેળવણી એ જ કેળવણી ગણાય આ મારો જૂનો નિર્ણય છે. જેમ એકલું અખાડામાં જ ધ્યાન આપનાર સમાજને બહુ ઉપયોગી નીવડતા નથી, તેમ એકલા રાજકીય અખાડામાં ઘૂમનારા કે એકલા આધ્યાત્મિક અખાડામાં જ તલ્લીન બનેલા માણસો બહુ ઉપયોગી હોતા નથી. પોતે સમાજની અનેક વિધિ સેવામાંથી એક દેશની સેવા પસંદ કરી લે અને તે પ્રકારની પ્રવૃત્તિ યોગ્ય માર્ગે વહેવડાવે એ તો ખરેખર માણસને માણસાઈ આપનાર નીવડે છે એમ હું માનું છું. 'ઉત્થાન' માં સમાચાર સંગ્રહ છપાય છે તે બહુ જ સૂક્ષ્મ અવલોકનનું ફલ છે. એ જગતનું, હિંદનું, ગુજરાતનું કલ્યાણ ઈચ્છનારની દૃષ્ટિએ સૂક્ષ્મ અવલોકનમાં નજરે પડે છે. તેથી હું 'ઉત્થાન' ને જીવન્ત આધ્યાત્મિક વિચારોનો પ્રચાર કરનાર પત્ર સમજ્યો છું.

શ્રી. કલ્યાણરાય નથુભાઈ જોષી. બી એ.
હેડમાસ્તર, હાઈસ્કુલ—દ્વારકા.

આપશ્રીના વરદ હસ્તે પ્રકટ થતા 'ઉત્થાન' માસિકપત્રના ત્રણ અંક મારા વાંચવામાં આવ્યા છે. એ વાંચીને મારા આત્માને ઘણો સંતોષ થયો છે. આત્માનું ઉત્થાન ઇચ્છતા મુમુક્ષુ જીવોને આપનું માસિક ખરેખર એક જડીબુટ્ટી રૂપે છે. એમાં વેદાન્ત જેવા ગહન વિષયને સહેલી ભાષામાં વ્યવહારૂ દૃષ્ટાન્તો આપીને સમજાવવામાં આવે છે, સાથે સાથે મનુષ્યનો કાર્પણ્યદોષ દૂર કરી આત્માની અમરતા અને આત્મબલની મહત્તા સમજાવવામાં આવે છે એ એની વિશેષતા છે. ગુર્જર જનતામાં એનું વાચન વધારે પ્રમાણમાં થાય અને આત્મકલ્યાણેચ્છુ જીવો એનો અવશ્ય લાભ ઉઠાવે એવી મારી ખરા હૃદયની ભાવના છે,- કેમકે દેશનું ઉત્થાન બળવાન આત્માઓજ કરી શકશે.




શ્રી. જગજીવન દયાળજી મોદી
નિવૃત્તઅધ્યાપક, મેઇલ ટ્રેનિંગ કોલેજ—રાજકોટ.